૨૩૧.૭૦

# ખાંડાના ખેલ





: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

# ખાંડાના ખેલ

[ ઐતિહાસિક વાર્તાસંગ્રહ ]

લેખક :

તારાચંદ્ર પોપટલાલ અડાલજા

એલ. ટી. એમ.

'વીરની વાતો,' 'વીરાંગનાની વાતો,'
'નરબંકા,' 'વીર જયદેવ' વિગેરેના કર્તા

પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : : અમદાવાદ

આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણીખાતા તરફથી
ઈનામ લાયબ્રેરી માટે મંજુર થયું છે.



મૂલ્ય રૂ. ૩-૦-૦
પ્રથમાવૃત્તિ ૧૯૪૧



: પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો : અમદાવાદ

મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
પાંચકુવા દરવાજા : અમદાવાદ.

## શ્રીમંત મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડ

જી. સી. આઈ. ઈ., એલ, એલ, ડી.,

સેનાખાસખેલ સમશેર બહાદુર,

**રાજ્ય વડોદરા.**

**સ**રસ્વતી મંદિરોની ઠેકઠેકાણે સ્થાપના કરીને કેળવણીના પ્રચારમાં આપે **ઉ**દારતાપૂર્વક સહાય આપી છે:

**ગા**મડે ગામડે પુસ્તકાલયરૂપી પરબ બેસાડીને જ્ઞાનપ્રદીપ પ્રગટાવવાના મનોરથો આપે સફળ કર્યા છે:

**શા**રીરિક વિકાસના સાધનરૂપ ક્રીડાંગણો તથા મર્દાનગીભરી રમતગમતોમાં આપ ખૂબ રસ લઈ રહ્યા છો:

**ગૃહઉ**દ્યોગોના સંરક્ષણ તથા વિકાસ અર્થે 'હિરક મહોત્સવ ગૃહઉદ્યોગ મંદિર,' કારીગરો, ખેડૂતો વિગેરે ગ્રામજનતાને ઉપયોગી તાલીમ આપનાર શિક્ષણવર્ગો, ઉદ્યોગશાળાઓ વિગેરે સ્થાપીને પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવાના સ્તુત્ય પ્રયાસો આપે આદર્યા છે:

**જ્ઞા**ન, આનંદ અને ઉન્નતિના સાધનરૂપ સાહિત્ય, કળા, વિજ્ઞાન વિગેરેની અનેક સંસ્થાઓને આપ પોષી રહ્યા છો:

**અ**નાવૃષ્ટિ અને રેલસંકટ જેવા વિકટ સમયમાં સંકટગ્રસ્ત પ્રજાને રાહત તેમજ ઉદાર આર્થિક સહાય આપીને આપે આપની પ્રજાવત્સલતાની પ્રતીતિ કરાવી છે:

**આ**પના આવા સદ્ગુણોથી આકર્ષાઈને આ પુસ્તક આપશ્રીને સન્માનપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

ગુણાનુરાગી

**તા. પો. અડાલજા**



શ્રીમંત મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડ.

જી. સી. આઈ. ઈ., એલ. એલ. ડી.,
સેનાખાસખેલ સમશેર બહાદુર,
રાજ્ય વડોદરા.



# નિવેદન

અમારી ઐતિહાસિક વાર્તાઓ વાંચકોને ખૂબ ગમી ગઈ છે. 'વીરની વાતો,' 'વીરાંગનાની વાતો,' 'નરબંકા' વિગેરે અમારાં પુસ્તકોને વાંચકોએ હર્ષપૂર્વક સત્કાર્યાં છે. તેમના સદ્‌ભાવ અને સહાનુભૂતિના પરિણામે આ નવું પુસ્તક 'ખાંડાના ખેલ' પ્રગટ થવા પામે છે.

વાંચકો શૌર્ય અને શક્તિનું દિગ્દર્શન કરાવનાર સાહિત્ય મેળવવા હમેશાં ઉત્સુક હોય છે, અને 'ખાંડાના ખેલ'માં જે પ્રસંગો રજૂ થયા છે તે એવા જ પ્રેરણાદાયી છે.

એ પણ એક જમાનો હતો કે જ્યારે રાજા પ્રજા માટે પોતાનો પ્રાણ પાથરવા પણ તૈયાર રહેતા, અને પ્રજા પોતાના રાજવી માટે ભીડના પ્રસંગે સર્વસ્વ ન્યોછાવર કરી દેવા તત્પર બનતી. નવજુવાનો ખાંડાના બળથી કીર્તિની કમાણી કરતા, વખત આવ્યે કપરી કસોટીએ ચડીને પોતાના પરાક્રમનું પારખું આપતા, અને સમરાંગણમાં છેવટ સુધી ઝુઝીને વિજયને વરતા. એ જમાનો એવો હતો કે સેવક પોતાના સ્વામીની નેકટેક સાચવવા પોતાની કાયાના કટકા કરી નાખતો, સ્ત્રી પોતાના પતિને પાનો ચઢાવીને તેના કર્તવ્યનું સાચું ભાન કરાવતી, મ્હેણાનો માર્યો માણસ કલ્પી ન શકાય તેવાં સાહસ ખેડીને નામના મેળવતો, સંતમહંતો

ધર્મની રક્ષા કરતાં 'કરણી તેવી પાર ઉતરણી' નો પ્રત્યક્ષ પરચો આપતા, અને રાજકવિઓ—ગઢવીઓ—ભાટચારણો પણ પ્રાણની પરવા કર્યા વિના સમરાંગણમાં પોતાના અન્નદાતાની પડખે ઊભા રહીને તેમનો ઉત્સાહ વધારતા.

શૌર્યદર્શન અને કર્તવ્યપાલનના આવા અનેક અવનવા પ્રસંગો આકર્ષક શૈલીમાં લખાયલી વાર્તાઓ રૂપે **ખાંડાના ખેલમાં** રજૂ કરવામાં આવ્યા છે.

આ પુસ્તકમાં આપેલી વાર્તાઓના ઘણાખરા પ્રસંગો માટે ઈતિહાસગ્રંથો પ્રમાણભૂત છે. કેટલાક પ્રસંગો કાઠિયાવાડના કંઠસ્થ સાહિત્ય અને લોકકથાઓના પ્રખર સંગ્રાહક—'ક્ષત્રિયમિત્ર' ના તંત્રી શ્રી. ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ તરફથી પ્રાપ્ત થયા છે. 'સાધના અને સિદ્ધિ,' 'લોહીના થાપા,' અને 'રામ લેખાં લેશે' એ વાર્તાઓ ધારીના શ્રી. જેશંકર કાળિદાસ વ્યાસ પાસેથી સાંભળેલી હકીકતના આધારે લખાઈ છે. આ વ્યક્તિઓના સૌજન્ય અને સહકાર માટે અમે એમના રૂણી છીએ.

અમારી ઐતિહાસિક વાર્તાઓના ચાહકોને અમારા અન્ય પુસ્તકોની માફક આ **ખાંડાના ખેલ** પણ ગમી જશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

વડોદરાના પ્રજાવત્સલ રાજવી ગુર્જરનરેશ શ્રીમંત મહારાજા સા. શ્રી. સર પ્રતાપસિંહ ગાયકવાડ એઓ નામદાર સાહેબે આ પુસ્તકની અર્પણપત્રિકા સ્વીકારવાની કૃપા દર્શાવી અમને ઉપકૃત કર્યા છે તે માટે તેઓ નામદારશ્રીનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**લેખક**



## અનુક્રમણિકા

* વાર્તા સાથે તેનો અનુક્રમ અંક છાપવામાં સરતચૂકથી ૧૨ મો આંકડો રહી ગયો છે અને ૧૯ બે વખત છપાયો છે. એકંદર વાર્તાની સંખ્યા ૨૨ બરાબર છે.



૨૩૯૭૦

## ચિત્રદર્શન

*

ઉપરાંત દરેક વાર્તાને મથાળે મૂકેલાં સુશોભનો.

**જુદી પ્લેટો**



આપની આજ્ઞાનું પાલન એજ અમારું જીવન.

કર્તવ્ય. પૃ. ૨૧૭



## ડામણનાં કામણ

[ ૧ ]

હાકે ખાઈ હાર, કંપે બધા કાઠીઓ;
તેં ડોસા દાતાર, ડામણથી કામણ કર્યાં !

“  મારી મહેમાનગતનાં તો મૂલ જ ન થાય, રાજસાહેબ ! આવી ખાતરબરદાસ્ત અને આવી પરોણાચાકરી તો ભલભલા ભૂપતિને આંગણે પણ નથી દીઠી !”

“એમાં તે શી મોટી વાત છે, **નાજા** ધાધલ ! મહેમાન જેવો મહેમાન ઘરને આંગણે આવે અને એનો સત્કાર ન થાય તો પછી આ મનખાદેહ શા કામનો ?”

“સાચું કહ્યું બાપ, પણ એવો દિલગજો કંઈ બધાયનો હોતો

નથી. આજકાલ તો માણસ બધો હિસાબ ગણવા બેસી જાય છે, રખેને જાણે ઘર લૂંટાઈ જાય !"

"અરે રામરામ કરો, કાકી ! મહેમાનનાં પગલાં તો પુણ્યશાળીને ત્યાં હોય. અને રોટલાનો ખાનાર ખાઈ ખાઈને તે કેટલું ખાઈ જવાનો હતો ! એ તો બધાં મનનાં કારણ છે."

"સાચું કહ્યું રાજસાહેબ, જેનો ઊગતો દી હોય એને જ આવી મહેમાનગત સૂઝે. શી તમારી દેખતી નજર ને શો માણસોનો વિવેક ! વાહ, બા, વાહ ! આ મહેમાનગત તો મરતાં સુધી યે નહિ ભૂલાય."

"ત્યારે બે દિવસ વધુ રોકાઈ જાવને કાકી ! આમ ઘોડે ચડીને આવ્યા હો તેમ ઉતાવળા શીદ થાઓ છો !"

"આ બે દી તો બાર મહિના જેવા થઈ પડ્યા, રાજસાહેબ !"

રાજસાહેબ ચમક્યા. કાકીને કંઈ કડું તો પડ્યું નથીને ? તે ખુલાસો મેળવવા અધીરા બન્યા.

"કેમ કાકી, કંઈ કચાશ તો રહેવા પામી નથી ને ?"

"અરરર ! એ આપ શું બોલ્યા ? આપે તો અરથનો અનરથ કરી નાખ્યો ! બાપલા, તમારે ત્યાં શી કમીના છે કે કચાશ રહે ! હું તો એમ કહેવા માગતો હતો કે ધણી વગરનાં ઢોર સૂનાં એ ન્યાયે સુદામડામાં આ બે દીમાં શુંનું શું થઈ ગયું હશે, એટલે જલદી ઘર ભેળો થઈ જાઉં તો નિરાંત થાય."

"એમ જ હોય તો પછી તમારી મરજી. કોઈનું કામ બગાડવા હું રાજી નથી."

"આવશું વળી કોક દી, રાજસાહેબ ! તમારી રહેમ નજર હશે તો વળી ભગવાન પાછા કોઈ વખતે ભેટાડી દેશે."

અને પુનઃ રાજસાહેબનો ઉપકાર માનીને તેમની પરોણાચાકરીની

પ્રશંસા કરતો કરતો, **સુદામડાનો** કાઠી **નાજો** ધાધલ **વાંકાનેર**ના રાજમહેલમાંથી નીકળીને **સુદામડા**ને પંથે પડયો.

**સૌંદર્ય કે સમૃદ્ધિ?**

મારતે ઘોડે તે **વાંકાનેર**ના ગઢમાંથી બહાર નીકળ્યો. પાદરમાં આવતાં જ તેણે પનઘટ ઉપર પચરંગી વસ્ત્રો પરિધાન કરીને પાણી ભરવા જતી પનિહારીઓ જોઈ, અને એણે અશ્વને થોભાવ્યો. ધીરે ધીરે–અતિ મંદ પગલે–અશ્વને ચલાવીને તે પનઘટ ઉપર લાવ્યો અને અશ્વની તૃષા છિપાવવા માટે તેને પાણી પાતો હોય તેમ તેણે પોતાના ઘોડાને પાણીથી ઘેર્યો.

અશ્વ નિર્મળ જળથી પોતાની તૃષા છિપાવવા લાગ્યો, પરંતુ એના ઉપર બેઠેલા સવારની સૌંદર્યપિપાસા કોઈ રીતે છીપાતી નહોતી. યુવાવસ્થાના બહારમાં ખાલી રહેલી નવયૌવનાઓ સરખી સાહેલીઓ સાથે વાર્તાવિનોદ કરતી, આખા દિવસના ઘરકામથી પરવારી સ્ત્રીઓના વિશ્રામસ્થાન જેવા આ જળાશય ઉપર આનંદકિલ્લોલ કરી રહી હતી. એ આકર્ષક દશ્ય જોતાં તે ન જ ધરાયો.

'કેવું, સુખી જીવન!' **નાજો** ધાધલ મનમાં જ બબડવા લાગ્યો, અને બીજી જ ક્ષણે તેના વિચારો બદલાયા. સૌંદર્યથી નીતરતી એ યુવતીઓને નીરખતાં નીરખતાં એની નજર એમના અંગ ઉપર ઝગમગતા આભૂષણો ઉપર ગઈ. એની લોભી આંખ ફાટી.

"ઓહો! આટલી બધી સમૃદ્ધિ! મા......જો રાજસાહેબ પણ ભાગ્યશાળી લાગે છે! ભરતામાં ભરાય એમ લોકો કહે છે તે કાંઈ ખોટું નથી!"

અને ઘરેણાંથી ભાંગી પડતી એ પનિહારીઓ તરફ અનિમેષ **દૃષ્ટિથી** તે તાકી રહ્યો.

વાતોની રસિયણ પનિહારીઓને વખત વીત્યાનું ભાન નહોતું.

જળ ભરવા નીકળેલી હોવાથી ઘડી બે ઘડી મોડું થાય તો તેમને કોઈ પૂછનારું નહોતું, અને પોતાના રાજવી રાજસાહેબ ચંદ્રસિંહજીના અમલમાં પોતાની સામે આંગળી પણ ચીંધવાની કોઈ હિમ્મત કરી શકે એવા ભયને તો સ્થાન જ ન હતું.

સ્ત્રીઓ તદ્દન નિર્ભય બનીને પોતાનાં બેડાં ઊટકીને મોં દેખાય એવાં ચળકતાં બનાવવાની પ્રતિસ્પર્ધા કરતી. કોઇ એક બીજાના પતિની ટીકા કરી ઠઠ્ઠામશ્કરી કરતી અને કોઈ પોતાની કજિયાળી જેઠાણી કે નણંદની નિંદા કરીને અંતરની વરાળ કાઢતી; તો કોઈ ગામગપાટા હાંકતી સૌ સૌના તાનમાં લીન બની હતી. અહીં એક ઘોડેસવાર આવ્યો છે, અને એ મલિન નજરે પોતાની તરફ જોઈ રહ્યો છે એ બાબતનું કોઈને લક્ષ જ નહોતું.

**નાજો** ઘાયલ વિચારમાં પડ્યો. નરી સોનારૂપાથી મઢેલી જાણે કાચની પૂતળીઓ! અને અત્યારે એમનું રક્ષણ કરનાર કે એમની વહારે ધાનાર પણ કોઇ જ ન મળે! એ તો એ જ—ફરી ફરીને આવો મોકો મળનાર નથી!

વીજળી ચમકે અને અદૃશ્ય થઈ જાય એટલા જ વેગથી એ પોતાના અશ્વ સાથે પનિહારીઓ પાસે આવી પહોંચ્યો.

**લાવો દાગીના!**

પનિહારીઓ ચમકી ઊઠી! "અહીં પુરુષ આવે જ શા માટે? મુઓ નફ્ફટ જ લાગે છે! અહીં સ્ત્રીઓ વચ્ચે આમ આવતાં એ લજવાતો નહિ હોય?" એક બટકબોલીએ કડવા શબ્દોથી એનું સ્વાગત કર્યું.

"ખબરદાર! દોઢડાહ્યલી! જો જીભને લાંબીટૂંકી કરી છે ને તો અબઘડી આખી જીભ જ ખેંચી કાઢીશ! ચાલ, પહેલાં તું જ તારા બધા દાગીના ઉતારી આપ!"



ઘરેણાથી ભાંગી પડતી પનિહારીઓ
તરફ અનિમેષ દૃષ્ટિથી એ તાકી રહ્યો.

પૃષ્ઠ ૫

"ઓ બાપરે!" પનિહારીઓ એક સામટી ચીસ પાડી ઊઠી. દરેકના પેટમાં ફાળ પડી કે રખે આ કાળમુખો પોતાને પણ લૂંટી લે!

સિંહના મુખમાંથી નાસી છૂટવાને માટે મૃગલીઓ ફાળ ભરે તેવી રીતે આ સ્ત્રીઓએ પોતાનાં બેડાં લીધાં ન લીધાં અને જેમ ફાવ્યું તેમ દોડવા લાગી.

"સબૂર, એમ તે હવે નાસી જવાતું હશે કે? આ **નાગજી** ધાધલના હાથમાંથી છટકી જવાની હવે વાત જ ન કરશો. મૂંગી મૂંગી છો ત્યાં જ ઊભી રહેજો. જો એક તલભાર પણ આઘાપાછા ગયા છો ને તો યાદ રાખજો! જીવતી ખાલ-જ ઉતારી નાખીશ!"

"**નાજો** ધાધલ? મારી નાખ્યા. હાય મા!" સ્ત્રીઓના મુખમાંથી મહા મુસીબતે એટલા શબ્દો નીકળવા પામ્યા.

**નાગજી** ધાધલે અનેક માણસોને રંજાડયાની વાતો કોઇ કોઇ વખત આ સ્ત્રીઓના કાને પડતી, અને પ્રભુ કરે ને એ કાળમુખાના સપાટામાં પોતાને કદી આવવું ન પડે એમ સૌ કોઇ મનમાં ઇચ્છતી. ત્યાં તો નસીબજોગે એ જ આજે અહીં આવી ચડયો! હવે શું થાય?

સ્ત્રીઓએ આડુંઅવળું જોયું, પનઘટ ઉપર સ્ત્રીઓ સિવાય એક ચકલું ય ફરકતું નહોતું. તેમણે મદદ માટે ચીસો પાડવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ **નાજો** ધાધલ એમ હાથમાં આવેલો લાડવો જતો કરે એવો ભોળો નહોતો. તેણે પોતાની તરવાર કાઢી, અને એ સ્ત્રીઓની સામે હવામાં વીંઝતાં બોલ્યો: "ચૂપ, ચૂપ, ખબરદાર, એક અક્ષર પણ ઉચ્ચાર્યો છે તો! કોઇએ પણ જો ચીસ પાડવાનો પ્રયત્ન કર્યો છે ને, તો એ ચીસ ગળા બહાર નીકળવા પામશે તે પહેલાં તો આ તરવારની અણી એ ગળામાં પેસી જશે!"

સ્ત્રીઓએ જોયું કે હવે ઊગરવાનો એકે આરો નથી! પોતાના અલંકારો ઉતારી આપ્યા સિવાય અહીંથી સહીસલામત નાસી

છૂટવાનો બીજો એક પણ ઉપાય નથી, એવી ખાતરી થતાં તેમણે પોતાના શરીરની શોભારૂપ દર દાગીના એક પછી એક ઉતારવા માંડ્યા. નાજા ધાધલના પગ પાસે સોનારૂપાનાં ઘરેણાંનો ઢગલો થયો. સ્ત્રીઓની અરેરાટી કે કાકલૂદી ભરી વિનવણી તરફ જરાપણ લક્ષ ન આપતાં વગર મહેનતે મળેલો આ માલ એકદમ ઉપાડી લઇ, જાળવીને પોતાની ભેટમાં બાંધી લઇને એક જ છલાંગે પુનઃ ઘોડેસ્વાર થઇને તે વાયુવેગે ત્યાંથી પલાયન થઈ ગયો.

**હડતાલ !**

નાજો ધાધલ ગયો અને સ્ત્રીઓનાં ધબકતાં હૈયાં હેઠાં બેઠાં. અંતરનો ઉકળાટ અશ્રુના પ્રવાહરૂપે ચક્ષુઓદ્વારા બહાર નીકળવા લાગ્યો. રોતીકકળતી, ડુસકાં ભરતી, આંખોમાંથી શ્રાવણભાદરવો વહેવરાવતી, લૂંટાએલી એ પનિહારીઓ ધા નાખતી ગામમાં આવી અને 'મુઓ, કાળમુખો કાઠી, બધું લૂંટીને નાસી જાય છે' એવો કકળાટ કરતાં તેમણે એ ખબર આખા ગામમાં ફેલાવી દીધી.

રોકકળ કરતી પનિહારીઓ ઊભી બજાર વીંધીને પોતપોતાના ઘર તરફ જવા લાગી. પરંતુ જતાં જતાં તેમણે બજારમાં હાહાકાર મચાવી દીધો. 'શું છે ?' 'શું છે ?' કરતા વેપારીઓ ટપોટપ દુકાન નીચે ઊતરી પડયા અને એ પનિહારીઓને ઘેરી લઈ જાતજાતના પ્રશ્નો પૂછવા લાગ્યા: "બહેન, બાપુ, જરાં ધીરાં પડો. શું બન્યું છે તે અમને નિરાંતે સમજાવો."

"અરે, આ તો કંઇક ગજબ થયો લાગે છે; નહિ તો કંઈ આખા ગામની વહુદીકરીઓ આમ કાળો કકળાટ કરે ?"

"ખરી વાત ભાઇ, કોઈ મરણ થયું હોય તો એકાદ ઘર કે એકાદ નાતની સ્ત્રીઓ છેડા વાળે, પણ આમાં તો વાણિયા, બ્રાહ્મણ કોળી, કુંભાર અને કંસારા કોમની સ્ત્રીઓ પણ છે."

"જરૂર કોઈએ લાજ લીધી હોવી જોઈએ, નહિ તો આ બાઈઓ બિચારી આમ હીબકાં ભરી ભરીને અડધી થઇ જાય ?"

"હવે મૂંગા મરશો, ચાંપલાઓ !" મહાજનનો એક વયોવૃદ્ધ શેઠ એક જ હાકોટે જુવાનિયાઓમાંથી પોતાનો માર્ગ કરી લેતો આગળ આવ્યો અને શાન્તિપૂર્વક પૂછવા લાગ્યો. "બા, બોનું, જરા હૈયે ધરપત રાખો. તમે કેમ આમ હુબાવ છો એ અમને જણાવો. બીશો મા. અહીં તમને કોઇ કનડી શકે તેમ નથી."

હીબકાં ભરતાં ભરતાં બાર તેર વર્ષની એક બાળા આગળ આવી અને બોલી ઊઠી: "**અમરચંદ** અદા ! આ વહુવારુઓ તમારી લાજ કાઢે એટલે શી રીતે બોલી શકે ! લ્યોને હું જ તમને બધી વાત કહું. અમે નદી–કાંઠે પાણી ભરતાં હતાં તેવામાં કોઈ કાહી જેવો ઘોડેસવાર પોતાના ઘોડાને પાણી પાવા આવ્યો હોય તેમ પહેલાં તો તેણે ઘોડાને પાણીમાં નાખ્યો; પણ પછી તો એકદમ અમારી પાસે આવીને જીવ લેવાની ધમકી આપી અને અમારા બધાયના દાગીના એણે ઉતરાવી લીધા. કોઈની પાસે વાલનું વેળિયું પણ રહેવા દીધું નથી."

"હત્તતારીની ! પણ ગગી, તમારા બધાના મોંમાં મગ ભર્યા'તા ? જરા રીડિયા તો કરવા'તા કે જેથી કોઈ વહારે દોડી આવત !"

"અરે અદા, એ મૂઓ અમને મોઢું જ ઉઘાડવા દેતો નહોતોને ? અમે જરાક બૂમ પાડવા જઈએ કે એ મુઓ કાળમુખો તલવારની અણી બતાવી અમારાં મોઢાં જ બંધ કરી દે ! અમારું બાઈ માણસનું તે શું ગજું ?" એ છોકરીને ડૂમો ભરાઈ આવ્યો. ખૂબ રડીને એ પોતાનું હૈયું ખાલી કરવા લાગી.

"રોઇશ મા, રોઇશ મા, ગગી ! મોરલીધરની એટલી મહેર કે તમને એણે સાજાં નરવાં અહીં આવવા દીધાં."

"પણ બાપા," પાછળથી એક આધેડ વયની પનિહારી લાજનો ઘૂમટો એમ ને એમ રાખીને જ બોલી, "અમારા દાગીના ગયા



"અરે અદા, એ મૂઓ અમને
મોઢું જ ઊઘાડવા દેતો નહોતો ને!"

પૃષ્ઠ ૧૦

તેનું શું? આ બિચારી પારેવાં જેવી ગરીબ છોકરીઓની શી દશા થશે? કોઇનો ભાયડો એને ધોકણે ને ધોકણે ઢીબી નાખશે! કોઇની સાસુ એનો ટાંટિયો જ ઘરમાં નહિ પેસવા દે, અને કોઇની નણંદ કે દેરાણીજેઠાણી બિચારીને ઊભી ને ઊભી જ પીંખી ખાશે!"

"એનું તો બીજું શું થાય, **નંદુ**," **અમરચંદ** શેઠે **નંદુ** નામની નાડોદા સ્ત્રીને જવાબ વાળ્યો, "પણ ફિકર ન કરતાં. આપણે માથે સાવજ જેવો ધણી બેઠો છે, પછી શીદને આમ વલોપાત કરવો જોઇએ? તમે તમારે સૌ સૌના ઘર ભેળી થઇ જાવ. અમે દરબારને કાને આ વાત નાખશું."

"તો તો ઠાકોરજી તમારું કલ્યાણ કરશે બાપા!" **નંદુએ** બન્ને હાથ જોડી વિનંતી કરી, "બાકી અત્યારે તો અમારે માથે આભ તૂટી પડવા જેવું થયું છે!"

"હિંમત રાખો. પ્રભુ સૌ સારા વાનાં કરશે"

બજારની શેરીએ શેરીએ ને દુકાને દુકાને 'નાજો ધાધલ પનિહારીઓને લૂંટી ગયો' એ વાત પાણીના મોજાની માફક ફરી વળી. આખા ગામમાં સનસનાટી ફેલાઇ ગઈ. સૌનાં હૈયાં ધબકવા લાગ્યાં. "અરરર! આણે તો ગજબ કર્યો! રાજા **ડોસાજીની** રાજધાનીના પાદરમાં જ એણે પોતાનો હાથ બતાવ્યો. આ તો હદ થઇ!"

"અરે, આજે એનો તો કાલે આપણો વારો આવે. આમ તે ગામમાં શી રીતે રહેવાય?"

"અને બાઇડીઓને કંઈ એટલા માટે પાણીશેરડો બંધ કરાય!"

"અરે ભલા માણસ, ઝાઝી વાતે ગાડાં ભરાય. આપણે એવી બધી પંચાત શું કરવા કરવી જોઇએ? આ કરી દો આખો બજાર બંધ, ને પાડી દો હડતાળ! એની મેળે રાજાની આંખો ઊઘડશે."

"ખરી વાત છે. મહાજનનું એ જ મોટામાં મોટું હથિયાર! હડતાળ પાડી કે આખા ગામમાં હોહા થાય અને કંઈક નવાજૂની બની છે એ વાત ગામને ખૂણેખાંચરે પથરાતી છેક દરબારગઢમાં પહોંચી જાય."

અમરચંદ શેઠે આજ્ઞા કરી અને મહાજનની આજ્ઞાને રાજઆજ્ઞા કરતાં પણ વિશેષ મહત્ત્વ આપનારા પ્રજાજનોએ એ આજ્ઞા તરત જ માથે ચડાવી લીધી.

ટપોટપ દુકાનો બંધ થઈ. બજારમાં પાકી હડતાળ પડી. આખું ગામ સૂનસાન બની ગયું.

**પ્રજાપાલક નૃપતિ**

**વાં**કાનેરનું આ રાજ્ય.

**વાં**કાનેરમાં રાજ કરે રાજ **ડો**સાજી. જબરા વીર ને પરાક્રમી! એમના વંશનો ઇતિહાસ ઉજ્જ્વળ છે.

બાબરા ભૂતને વશ કરીને એક જ રાત્રીમાં ૨૩૦૦ ગામ બક્ષિસ મેળવનાર નરવીર **હ**રપાળદેવે ઈ. સ. ૧૦૯૦ માં પોતાની રાજધાની **પાટડી**માં સ્થાપી હતી. તેના વંશજો ઝાલા તરીકે પ્રખ્યાત થયા. ૩૦૦ વરસ પછી પાદશાહ સાથે કલહ થતાં એ ગાદી **માં**ડલમાં બદલાઈ અને થોડા જ સમયમાં તે **કું**કાવટીમાં ફેરવવી પડી. સ્વતંત્રતાને ચાહનારા એ ઝાલાઓને બાદશાહી સત્તા સામે થવાનો પ્રસંગ આવ્યો અને પરિણામે 'કુવાનો કેર' થયો. **કું**કાવટી છોડયા પછી **રાજો**-ધરજીએ ઈ. સ. ૧૪૮૮ માં જંગલમાં સસલો ઘોડાની સામે થયો, તેથી એ જગા દેવતાઈ છે એમ માનીને ત્યાં **હ**ળવદ વસાવી ત્યાં જ રાજધાની કરી.

ઈ. સ. ૧૫૮૪ માં **હ**ળવદની ગાદી ઉપર **ચં**દ્રસિંહજી થયા. તેમને છ કુંવર હતા. પાટવીકુંવર **પૃ**થીરાજે **હ**ળવદને પાદર આશરો

લઇને પડેલા અદાજી સાથે તકરાર કરી અને ચંદ્રસિંહજીનો ઠપકો મળતાં રીસાઇને ત્યાંથી વઢવાણ જતા રહ્યા. સતીના શાપના પ્રતાપે પૃથીરાજ પકડાયા અને અમદાવાદનો સૂબો તેમને કેદ કરીને અમદાવાદ લઈ ગયો. ત્યાંથી એ ફરી આવવા જ પામ્યા નહિ. એમના બે કુંવરો પોતાના બાપને મોસાળ ભડલી ગયા અને નવાનગરના જામ લાખોજીની મદદ મેળવીને મહીઆ અને બાબરીઆ લોકો પાસેથી વાંકાનેરની આસપાસનો મુલક જીતી લઇ ત્યાં રાજ્ય સ્થાપ્યું.

સુલતાનજીના વંશજો વાંકાનેરમાં જ રાજ્ય કરવા લાગ્યા.

સુલતાનજીથી સાતમી પેઢીએ આવેલા કેસરીસિંહજી ઇ. સ. ૧૭૮૭ માં મૃત્યુ પામ્યા ત્યારે તેમના કુંવર ચંદ્રસિંહજી ગાદીએ આવ્યા. બાલ્યાવસ્થામાં તે ચાલવા શીખ્યા ત્યારે ઘરડા ડોસાની માફક પગલાં માંડતા, તેથી તેમના પિતા અને બીજા કુટુંબીજનો તેમને 'ડોસાજી' કહીને વિનોદ કરતા. આ ઉપરથી તેમનું હુલામણાનુ નામ 'ડોસાજી' પડયું અને એ જ નામથી તેઓ પ્રખ્યાત થયા.

કેસરીસિંહ મૃત્યુ પામ્યા ત્યારે ડોસાજીની ઉમ્મર ફક્ત આઠ વર્ષની હતી. બાલ્યાવસ્થાથી જ ચપળ અને બુદ્ધિશાળી હોવાથી તેમણે કુશળતાપૂર્વક રાજકાજમાં ભાગ લેવા માંડયો. દૃઢ મનોબળ-વાળા એ ડોસાજીના અંતરમાં પ્રજાધર્મની ભાવના એટલી તો ઊતરી ગઇ હતી કે પોતાની પ્રજાને કોઇ સહેજ છંછેડે તો તેમનું દિલ ઊકળી આવતું અને ઝટપટ તેઓ પ્રજાની વહારે ધાતા. ચોરી કે લૂંટફાટનું તેમના રાજ્યઅમલમાં નામનિશાન નહોતું. માત્ર વાંકા-નેરમાં જ નહિ, પરંતુ આસપાસના પ્રદેશમાં પણ એમની વીરહાક વાગતી અને એ સાહસિક, પ્રજાપ્રેમી અને શૂરા ક્ષત્રિયના રાજ્ય કે પ્રજા સામે આંગળી ચીંધવાની કોઇ હિમ્મત કરી શકતું નહોતું.

પરંતુ એના જેવા બળિયા સાથે પણ બાથ ભીડનાર એક વ્યક્તિ નીકળી.

એ વ્યક્તિ તે **નાજો** ધાધલ. રાજ **ડોસાજીની** સત્તા કે શક્તિની, અરે, એણે કરેલા પોતાના સ્વાગતની પણ દરકાર ન કરતાં એણે એની પ્રજાને લૂંટવાનું સાહસ કર્યું.

ચણપણ ચણપણ ચર્ચાતી એ વાત છેક દરબારગઢમાં પહોંચી ગઈ. પનિહારીઓ લૂંટાયાના ખબર મળતાં **વાં**કાનેરનરેશ રાજ **ડોસાજીને** હાડોહાડ ક્રોધ વ્યાપ્યો. તરત જ તેમણે મહાજનને તેડી લાવવા સેવકને દોડાવ્યો.

મહાજન આવ્યું, રાજસાહેબને સલામ ભરી અને રાજગાદી સામે બીછાવેલી અતલસની જાજમ ઉપર સૌ બેઠા. બધાંયનાં મોં ઉદાસીનતાથી છવાએલાં હતાં. સૌ એકબીજાના મોં સામે ટગર ટગર જોઈ રહ્યા હતા. શું કહેવું અને કેમ બોલવું તેની કોઈને સૂઝ પડી નહિ.

રાજસાહેબે અંતે મૌન તોડ્યું. " **અ**મરચંદ શેઠ, આજે આ બધી શી ધાંધલ છે ? "

" અન્નદાતા, આપનાથી ક્યાં કંઈ અજાણ્યું છે ? કંઈ ખરા દુઃખના કારણ વિના વેપારીઓ હડતાળ પાડે એવા મૂર્ખ થોડા જ હોય ? "

" તમારી રાજભક્તિમાં મને વિશ્વાસ છે, **અ**મરચંદ શેઠ, અને એટલા માટે જ હું પણ હડતાલનું કારણ જાણવા અધીરો બન્યો છું. પ્રજાના સુખમાં સુખ અને પ્રજાના દુઃખમાં દુઃખ માનનાર તમારો આ રાજસાહેબ તમને ઊની આંચ નહિ આવવા દે એની ખાતરી રાખજો. જે દાદ ફરિયાદ કરવી હોય તે ખુશીથી કહો. હું જરૂર તેનો તોડ કાઢીશ. "

" આપ દયાળુ ધણીના અમલમાં અમારે બીજું તો દુઃખ શું હોય, રાજસાહેબ ! પરંતુ આમ ધોળે દિવસે ધાડ પડે અને ઘરને

આંગણે–વાંકાનેરના પાદરમાં જ પનિહારીઓ લૂંટાય તો પછી અમારે ગામમાં રહેવું શી રીતે ?"

"એ વાતનો અણસારો મારા કાને પડ્યો છે, શેઠ, પણ એવો માથાનો ફરેલો કોણ હશે ? આ રાજ ડોસાજીની પ્રજાને રંજાડવાની હામ ભીડે એવા કોના માથામાં ગજ ઘાલ્યા છે એ જ હું સમજી શકતો નથી."

"એ તો પેલો કાઠી–નાજો ધાધલ."

"હેં ?" દરબારની રાડ ફાટી ગઇ.

"નાજો ધાધલ ? અસંભવિત. જે કાઠી બબ્બે દિવસ સુધી વાંકાનેરના દરબારગઢમાં મહેમાન બને, જેને માટે તમારો રાજસાહેબ અછોઅછો વાનાં કરે; એ જ કાઠી એ દરબારની પ્રજા ઉપર, પ્રજાજનોની વહુદીકરીઓ ઉપર નજર નાખે ? આશ્ચર્યની વાત !"

"અને છતાં એ વાત સાવ સાચી છે, રાજસાહેબ ! આ ગોકળ મહેતાની ગગીએ ખાતરીપૂર્વક એનું નામ દીધું ને !"

"એ છોકરી એનું નામ ક્યાંથી જાણે ?" રાજસાહેબ પુનઃ વિચારમાં પડ્યા. હમણાં જ મહેમાનગીરી ચાખી જનાર કાઠી આવો કાળો કામો કરે એ વાત તેમને ગળે ઊતરતી નહોતી.

"એ કહેતી હતી કે એ કાળમુખા કાઠીએ પોતે જ પોતાનું નામ જણાવીને બધી પનિહારીઓને જરા પણ ચુંચાં કરે તો મારી નાખવાનો ડારો બતાવ્યો હતો."

"એમ ? ધિક્કાર છે એ કમજાતને. હવે જોઉં છું કે એ હરામખોર કેવી રીતે પનિહારીઓના દાગીના પચાવી શકે છે ?"

કેસરીસિંહની માફક છલાંગ મારીને તેઓ ઊભા થઇ ગયા; દીવાલે લટકતી ઢાલ–તરવાર લઇ લીધી અને 'ચિંતા ન કરશો, તમારા દાગીના અબઘડી આવ્યા સમજો' એવું આશ્વાસન આપીને

તરત જ તે બહાર નીકળી પડ્યા.

"અરે રાજસાહેબ. પણ આપ આમ એકલા..."

અમરચંદ શેઠ બન્ને હાથ જોડીને વિનવતા હોય તેમ રાજ સાહેબની પાછળ દોડ્યા.

"ફિકર નહિ. આબરૂનો સવાલ હોય ત્યાં રજપૂત ખરચો તયારી કરવા ન બેસે. અત્યારે તો અકેક ક્ષણ એક એક જુગ જેવી કિંમતી છે. એ હરામખોર પોતાના ઘર ભેગો થઈ જાય તે પહેલાં જ મારે તેને પકડી પાડવો જોઈએ." અને એક જ છલાંગે પોતાના અશ્વ ઉપર સવાર થઈને રાજ **ડોસાજી નાજા** ધાધલની પાછળ નીકળી પડ્યા.

આખું મહાજન દિગ્મૂઢ બનીને પ્રજાના રક્ષણ માટે ધાતા એ પ્રજાપાલક નૃપતિ તરફ જોઈ રહ્યું.

**ડામણનાં કામણ !**

વગર મહેનતે મળેલા માલથી મનમાં મલકાતો **નાજો** ધાધલ ખૂબ લહેરમાં આવી જઈને, એ દરદાગીનાથી અમનચમન ઉડાવવાના અનેક ભાતી સ્વપ્નાં સેવતો, વારેઘડીએ પોતાના અશ્વને વેગ વધારવાની કરજ પાડતો આગળ ને આગળ ધસી રહ્યો હતો.

દૂરથી જ તેણે **કુવાડ** ગામનાં ઝાડવાં જોયાં, અને તેને નિરાંત થઈ. કોઈ પણ રીતે આ **કુવાડ** ગામમાં પેસી જાઉં એટલે પછી જખ મારે છે ! પછી ભલેને એ મોટી ફોજ લઈને વહારે નીકળે !

એના અશ્વને ઠેસ વાગી અને અશ્વ પડતાં પડતાં રહી ગયો. 'શાબાશ બેટા રતના !' એણે ઘોડાની પીઠ થાબડી. તેમ કરતાં તેની નજર પાછળ ખેંચાઈ. દૂરથી ધૂળની ડમરી આવતી જોઈ અને એનું દિલ ધડકી ઊઠયું. કોઈ પોતાની પાછળ તો પડયું નહિ હોય ?

એટલામાં તો ખબડાંગ ખબડાંગ કરતા પાણીપંથા ઘોડાને તેણે

પોતાની તરફ પૂરવેગે આવતો જોયો. એ ઘોડા ઉપર કોઈ પ્રચંડ-કાય પુરુષને બેઠેલા દેખ્યો, અને એના પેટમાં ફાળ પડી. 'શાબાશ બેટા!' એણે પોતાના ઘોડાને પાનો ચડાવ્યો અને એડી મારીને પૂર વેગે ભિડવાની ઈશારત કરી.

એક શ્વાસે ધસી આવતા એ ઘોડેસવારે **નાગ**જીને નાસી છૂટવાનો પ્રયત્ન કરતો જોયો. "અરે. આ તો બેકદર નાલાયક **નાગ**જી! ખરેખર એનું આવી બન્યું લાગે છે! એ તો આ તરવારના એક જ ઝાટકાનું ઘરાક છે!"

બીજી જ ક્ષણે એનો વિચાર પલટાયો. "ના. ના. એ ભલે બેકદર અને બેવફા નીવડ્યો. મારાથી મારો ક્ષત્રિયધર્મ ન જ ચૂકાય. એ નિઃશસ્ત્ર માણસને તરવારથી તો ન જ મરાય. એના જેવા નામર્દને માટે તો આ ઘોડાના પગે બાંધવાનું ડામણ[1] જ બસ થશે."

તેમણે ઘોડાના કાઠા સાથે બાંધેલું ડામણ છોડ્યું. ડામણના એક છેડાની ગળખોટ[2] પકડીને ડામણને હિલોળે ચડાવ્યું.

ઘોડાની વાઘ ઢીલી મૂકીને તેણે તેને પગની એડી મારી. તેજી ટકોરો ન ખમી શકે તે જ મુજબ પોતાને સાટે જાણે ગોળા ખાંડ્યો હોય કે વીજળી તૂટી પડી હોય તેવી લાગણી થઈ આવતાં એ ઘોડો આકાશમાંથી તારો ખરતો હોય તેવા વેગથી દોટ મૂકી! **નાગ**જી ખાચરના ઘોડાની જોડાજોડ પહોંચી ગયો.

"ઊભો રહે. ઊભો રહે, **નાગ**જી! અન્ન ખાઈને આબરૂ લેનારા

---

૧ ડામણ=ઘોડાને તદ્દન છૂટા ચરવા મૂકવામાં આવે, ત્યારે તેના આગલા અને પાછલા પગે દોરડું બાંધવામાં આવે છે; (જેથી ઘોડો ચાલી શકે પણ દોડીને નાસી જઈ ન શકે.) તેને ડામણ કહે છે.

૨ સુતરના જાડા દોરડાને બંને છેડે ચામડાના ગાળા ટાંકેલા હોય છે તેમાં એક તરફ નાકું હોય અને બીજી તરફ લાકડાનો સવા દોઢ ઇંચનો કટકો હોય જેને ગળખોટ કહેવામાં આવે છે. ઘોડાના ડાબલા ફરતો વીંટો લઈને ગળખોટ નાકામાં નાખવામાં આવે છે.

તારા જેવા નફ્ફટ મહેમાનો દુનિયામાં ક્વચિત જ નીકળશે. હજી તારા મોંમાં મારા ઘરનો એઠવાડ ભર્યો છે. એટલામાં જ તેં આવી કુદૃષ્ટિ કરી ! ધિક્ છે તારા આ માનવદેહને ! નરાધમ ! કૂતરો પણ પોતાને બટકું રોટલો નાખનારનું કદી પણ ભૂંડું તાકતો નથી. તું તો કૂતરાથીયે ગયો ! બબ્બે દિવસ સુધી પરોણાચાકરી પામીને અંતે આવો અવળો કામો કરવાની ધૃષ્ટતા તો **નાજન** ખાવિંદ જ કરી શકે ! દુનિયા કહે છે કે ' ખાનનો ખાધો નીચું જુએ; ' પરંતુ તેં ' ખાય તેનું ખોદે ' એવી કરણી કરી બતાવી. ચાલ, મોટી થઇ જા. મર્દના સાલ ખાતા સહેલા નથી. મને લાગે છે કે અત્યાર સુધી તને કોઈ ખરો મારી મળ્યો નથી. આજ તેં મણિધરના રાફડામાં હાથ નાંખ્યો છે તો તેનાં કડવાં ફળ અત્યારે જ ચાખી લે. તારા જેવા બાયલા લૂંટારા ઉપર હથિયાર ચલાવીને હું મારાં પવિત્ર શસ્ત્રોને અપવિત્ર નહિ કરું. "

ડોસાજીને જોતાં જ **નાજન**નાં ગાત્ર ગળી ગયાં. **ડોસાજી** પોતાની પાછળ આવે એવો ખ્યાલ તો એને સ્વપ્ને પણ આવ્યો નહોતો. એને જોતાં જ તે આભો બની ગયો.

તેણે આંખમાંથી અંગારા ખેરવાના રાજ **ડોસાજી**ને જોયા, એના હાથમાં ચક્કર ચક્કર ફરતા ડામણને જોયું. અને મૃત્યુની પાશ લઈને યમરાજની સ્વારી આવી લાગી હોય એવી એને ભ્રાંતિ થઈ. પોતાનો કાળ પોતાની સામે ઊભેલો એણે જોયો અને એના મોતિયા મરી ગયા !

ક્ષણભર થંભી જવા વિનવતો હોય તેમ કહેવા માટે ઊંચો કરેલો તેનો હાથ એમ ને એમ રહી ગયો, અને એ જડ પૂતળાની માફક અશ્વ ઉપર બેઠો બેઠો વિહ્વળતાપૂર્વક ટગર ટગર રાજ **ડોસાજી** તરફ જોતો રહ્યો.

' ચ...બ ! ચ...બ ! ચ...બ ! ' ચાબખાના ઘા પડતા હોય તેમ ડામણના પ્રહારો એની પીઠ ઉપર પડવા લાગ્યા. અને એના મુખમાંથી અરેરાટી નીકળી ગઇ.

એણે નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો, પોતાના અશ્વને ખૂબ એડીના પ્રહારો કરી જોયા, પરંતુ ડામણના કડાકાથી ઉપજતા મર્મભેદી અવાજથી ફફડી ઊઠેલા એના અશ્વની પણ મતિ મૂંઝાઈ ગઈ હતી. એ ઘડીમાં આગળ ને ઘડીમાં પાછળ પગલાં ભરવા લાગ્યો. એનો અશ્વ આગળ જાય કે પાછળ, પરંતુ ડોસાજીના અનેક ધીંગાણાંનો અનુભવ લઈને ટેવાઈ ગયેલો અશ્વ નાજાના ઘોડાની હારોહાર થઈ જતો, અને ડોસાજીના હાથમાંનું ડામણ કોઈ કુશળ તીરંદાજનું નિશાન પોતાનું લક્ષ ન જ ચૂકે તેવી રીતે નાજાની પીઠ ઉપર જ પડતું અને નાજાની ચામડીમાં ચણચણાટી બોલાવતું.

"બસ કર, નાજા, એમ ફાંફાં માર્યે કંઈ જ દી વળવાનો નથી. તું ગમે તેટલી યુક્તિપ્રયુક્તિ અજમાવી જો, પણ એમાં એકેમાં તું ફાવવાનો નથી. ચોર અને લૂંટારા સ્વભાવે ગમે તેટલા ક્રૂર હોય તો પણ એમની વિચારશક્તિ એમના પાપના પરિણામે ક્ષીણ થઈ જાય છે અને કર્મ તેનાં ફળ આપનારો પ્રભુ પણ એમનાથી સદા દૂર દૂર ભાગે છે."

ડામણના સપાટાથી ભયભીત બની ગયેલા નાજા ધાધલને લાગ્યું કે જરૂર આજે પોતાનું મોત આવી લાગ્યું છે. તરવારના ઝાટકાથી ન ડરનારો નાજો ધાધલ આજે એ ડામણથી ડરી ગયો. જોરબંધ પડતા એના ઝાપટાથી એની ચામડી ચમચમી ઊઠી હતી. બરડામાં ઠેકઠેકાણે એના સોળા ઉઠતા. અને ક્ષણે ક્ષણે અરેરાટીની ચીસો એના મુખમાંથી નીકળી પડતી.

ડોસાજીએ તો એક જ નિશ્ચય કર્યો હતો—નિમકહરામ એ નરાધમની સાન ઠેકાણે લાવીને પોતાની પ્રજાના લૂંટાયેલા દરદાગીના પાછા મેળવવાનો. તેમણે સબોસબ ડામણના સપાટા એની પીઠ ઉપર લગાવવા માંડ્યા. ગમે તેવો સબળ અને શરીરે સશક્ત એ કાઈ રાજ ડોસાજીના ડામણના ઝપાટાની ઝીક ઝીલી શક્યો નહિ.



ડામણના સપાટાથી ભયભીત બની ગયેલા નાજા ઘાયલને
લાગ્યું કે જરૂર આજે પોતાનું મોત આવી લાગ્યું છે.

પૃષ્ઠ ૨૦

પીઠ ઉપર જોરથી પડતા ડામણના ઘાનો માર **નાગ**જથી સહન થઈ શક્યો નહિ. ઉપરા ઉપર પડતા ઘાને લીધે તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. વધુ વાર તે ઘોડા ઉપર ટકી ન શક્યો. ટપ દેતોકને તે ઘોડેથી નીચે પટકાઈ પડ્યો.

**જીવ લઈને નાઠો.**

**નાગ**જ નીચે પટકાયો કે તરત જ **ડાસાજી** છલંગ મારીને ઘોડેથી નીચે ઊતર્યો, **નાગ**જને પકડ્યો, અને જે ઘરેણું તે લૂંટી લાવ્યો હતો તે બધું તેની પાસેથી છીનવી લીધું.

રાજ **ડાસાજી**ને અચાનક એક વિચાર સૂઝ્યો, " આ લુચ્ચાના પીરને આમ ને આમ **વાં**કાનેર સુધી દસાડી જવો જોઈએ. લોકો પણ જુએ કે વિશ્વાસઘાતીના આવા બૂરા હાલ થાય છે ! '

તે પોતાના અશ્વ પાસે આવ્યો, અને **નાગ**જને બાંધવા માટે પોતાના ઘોડાનો બાલાતંગ છોડવા લાગ્યો.

ડામણના મારથી પીડાતા **નાગ**જએ જોયું કે પોતાને બંધનમાં નાખવાની તૈયારી ચાલી રહી છે !

તે વિચારવા લાગ્યો, ' **વાં**કાનેર ભેગા થયા એટલે પછી તો જન્મભર કેદમાં જ સડવાનું ! પછી તો પાણા ટીચારીઓને પરવશ અને આકરી જિંદગી પૂરી કરવાની ! '

**વાં**કાનેરનું કેદખાનું. ત્યાંના પાણા ફોડતા મજૂરો, અને એ કેદીઓની કરુણ કંગાળ દશા તેની નજરે તરવા લાગી, અને તે કંપી ઊઠ્યો. જીવ લઈને નાસી છૂટવાનો તેણે નિરધાર કર્યો.

બિલાડી બહુ જ સાવધાનીથી પગલાં માંડે તેમ તે જરા પણ અવાજ કર્યા વગર ઊઠ્યો અને બાલાતંગ છોડવામાં તલ્લીન બનેલા રાજસાહેબની નજર ચૂકાવીને—અનાયાસે મળી આવેલી આ સંધાનો

લાભ લઈને—પોતાના અશ્વ ઉપર સવાર થઈ **નાજો** ઘાયલ ત્યાંથી નાસી છૂટયો.

નાસી જતા ઘોડાના ડાબલા સંભળાયા અને **ડોસાજી**ના કાન ચમક્યા. " હત હરામજાદા, આમ નામર્દની માફક નાસી છૂટયો ? ઠીક છે, જોઉં છું કે તું નાસી નાસીને પણ કેટલેક જાય છે? આજે તને છોડું તો મારું નામ **ડોસાજી** નહિ! "

નિમેષ માત્રમાં તે અશ્વારૂઢ બન્યા અને એ નાસી જતા નાજાની પાછળ ઘોડા દપટાવ્યો. ખબડાંગ ખબડાંગ **ડોસાજી**ના ઘોડાના ડાબલા સંભળાયા અને **નાજા**ને પોતાના મોતના ડંકા બજી રહ્યા હોય તેવી ભ્રાંતિ થઈ.

સામે જ **કુવાડ** ગામ દેખાતું હતું. કોઈ પણ ઉપાયે આ ગામમાં પેસી જવાય તો પછી રાજસાહેબ જખ મારે છે! તે મનમાં જ બબડયો, અને પોતાના અશ્વની લગામ ઢીલી મૂકીને અશ્વના પેટમાં જોરથી એડી મારી.

ધીંગાણાનો અનુભવી એનો અશ્વ સમજ્યો અને શ્વાસભેર ખૂબ વેગથી દોડ્યો.

**ડોસાજી**નો અશ્વ એને આંબી જાય તે પહેલાં તો **નાજો** **કુવાડ** ગામમાં પેસી ગયો અને એક ચારણના ઘરમાં ભરાઈને છૂપાઈ રહ્યો.

**શરણાગત ધર્મ**

દૂરથી જ **ડોસાજી**એ **નાજા**ને ગામમાં પેસતો જોયો અને એ પણ એની પાછળ પાછળ આવ્યા. ચોરા આગળ આવતાં જ તેમણે અશ્વ ઊભો રાખ્યો અને પોતે નીચે ઊતર્યા.

" પધારો, પધારો, આડો ! કોણ રાજસાહેબ ? આમ કંઈ એકલા પંડે આવવાનું થયું ! "

ચોરાનાં પગથિયાં ચડતાં ચડતાં જ **ડોસાજી**એ જવાબ આપ્યો:

"અમારે વળી એકલા શું અને બેકલા શું? પ્રજાના રક્ષણ માટે અમારે તો ગમે ત્યારે અને ગમે ત્યાં જવું પડે."

પોતાના ઘોડા ઉપર ખડીઓ હતો તે મંગાવી તેમાંથી પોતું કાઢીને તેમણે અફીણ અને ખરળ લઇને કસુંબો કાઢ્યો અને ગામના બીજા ચારણોને પણ કસુંબો પીવા માટે બોલાવ્યા.

કસુંબાપાણીથી ચારણો પ્રસન્ન થયા અને પુનઃ રાજસાહેબને અહીં આવવાનું કારણ પૂછ્યું:

"ઓલ્યા લૂણહરાનો **નાજો** ધાધલ **વાં**કાનેરના પાદરમાં પનિહારીઓનાં ઘરેણાંગાંઠાં લૂંટીને અહીં નાસી આવ્યો છે. તેનો કાન પકડીને મારે તેને **વાં**કાનેર ભેગો કરવો છે. એ અહીં આવીને તમારા ગામમાં જ છૂપાઇ રહ્યો છે. એ જ્યાં છૂપાયો હોય ત્યાંથી તેને શોધી કાઢો અને લાવીને મને સોંપી દો."

ચારણો બધા વિચારમાં પડયા.

"મા...જો **નાજ**ા ધાધલે પણ ભારે કરી! રાજસાહેબ જેવા બળિયા સામે બાથ ભીડીને તેને છૂપાવાનું બીજું ઠેકાણું ન મળ્યું તે અહીં જ આવી ચડયો!"

"હશે એ આવ્યો તો એને કંઇ જાકારો થોડા જ દેવાય એમ છે? હવે તો એને રક્ષણ આપવું એ અમારો ધર્મ છે."

નિર્ણય કરી લીધો હોય તેમ ચારણોનો મુખી ડોસાજીને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "રાજસાહેબ, આપ તો ક્ષત્રીજાયા છો એટલે બધું ય સમજો છો. **નાજો** અમારે શરણે આવ્યો છે. શરણે આવેલાનું રક્ષણ કરવું એ અમારો પરમ ધર્મ છે, એટલે ગમે તેમ થાય તો પણ અમે **નાજા** ધાધલને તમારા હાથમાં નહિ જ સોંપી શકીએ."

"દેવીપુત્રો! તમારા શરણાગત ધર્મના પરિપાલન માટે હું તમને ધન્યવાદ આપું છું! પરંતુ હું **નાજા**ને મારી નાખવાનો નથી એ ખાતરીપૂર્વક જાણજો. જો એને મારી જ નાખવો હોત તો એને જીવતો

અહીં આવવા જ ન દેત. એના જેવા કાયર પુરુષ ઉપર શસ્ત્ર ચલાવવાનું મને ઠીક નથી લાગતું. હું આપને વચન આપું છું કે હું એને જરા ય ઇજા નહિ પહોંચાડું. મારે તો ફક્ત એને અહીં બોલાવીને બે વેણ સંભળાવવાનાં છે."

"આપ એને જીવતદાન આપવાનું તો સ્વીકારો છો. પરંતુ એને આપની નજરે પાડીએ અને પછી આપ એને પકડીને વાંકાનેર લઇ જાવ અને ત્યાં કેદમાં પૂરી રાખો તો ? તો તો પછી અમારા શરણાગત ધર્મને કલંક લાગે. આપ પ્રથમ અભયવચન આપો અને એની સાથે કસુંબો પીવાનું કબૂલ કરો તો જ અમે રાજીખુશીથી એ જ્યાં હોય ત્યાંથી તેને લઇ આવીએ."

"તમારી એવી જ ઇચ્છા છે તો મારે આપનાં વચનો કબૂલ મંજૂર છે. ચારણદેવ, કહો, હવે કંઇ હરકત જેવું છે ?"

"બિલકુલ નહિ. આપનાં વચનોમાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે."

**બિરદાવ્યો**

"રહેવા દો, રહેવા દો, ગઢવી, એ ડોસાજી તો મને દીકો ય જીવતો નહિ જવા દે !"

"તારે તેની શી પંચાત, નાગજી ? એ તારા જેવો કાકો નથી. એ તો ખરો ક્ષત્રી બચ્ચો છે. પ્રાણ જાય પણ વચન ન જાય એવો અટંકી વીરનર એક વખત અભયવચન આપે પછી ભલેને સૂરજ પૂર્વને બદલે પશ્ચિમમાં ઊગે અગર પોતાનો પ્રાણ નીકળી જાય તો પણ પોતાનું વચન પાળ્યા વિના ન રહે. તારા ઉપરની દયાદૃષ્ટિથી નહિ, પરંતુ વીર રજપૂતો અમો ચારણોને દેવસમા માને છે અને અમારું સન્માન કરવામાં—અમને પુણ્યદાન આપવામાં પોતાનું ગૌરવ ગણે છે. એટલા માટે જ તેમણે અમારું માન રાખીને તને અભયદાન આપ્યું છે. હવે તું ન આવે તો અમે જુઠ્ઠા પડીએ અને અમારા બોલની કિંમત જાય."

**નાજા** ધાધલે જોયું કે આ ચારણ પોતાને છોડે તેમ નથી અને તેની સાથે ગયા વિના છૂટકો પણ નથી. ધડકતા અંતર સાથે તે ચોરા ઉપર આવ્યો.

**ચારણો**ની હાજરીમાં પોતાનું બધું પોત પ્રકાશ્યું અને પોતાની પોલ જણાઇ ગઇ, એ જોઇને **નાજો** ધાધલ શરમનો માર્યો મુખ નીચું રાખીને જમીન ખોતરતો બેસી રહ્યો.

"લે, **નાજા** ધાધલ, તેં તો તારો ભાવ ભજવ્યો, પરંતુ હું મારા રાજત્વને છોડી શકતો નથી. લે આ તારાં હથિયારો, પરંતુ એક વાત લક્ષમાં રાખજે. એ હથિયારો વીર નરને છાજે તેવી રીતે વાપરજે. એનો ઉપયોગ અસહાયની રક્ષા માટે કરજે. અબળાઓને લૂંટવામાં કે ગાયો વગેરે અબોલ પ્રાણીનું હરણ કરવામાં એનો ઉપયોગ કરીને એ પવિત્ર હથિયારોને કલંકિત ન કરતો."

રાજસાહેબે એની પાસેથી છીનવી લીધેલાં એનાં હથિયારો એને પાછાં સોંપી દીધાં.

આખો ડાયરો દિગ્મૂઢ બન્યો. "કેવો દલગજાવાળો રાજવી! ખરેખર **ડોસાજી** તો જેવા વીર તેવા જ ઉદાર પણ છે!" ચારણો તેમની પ્રશંસા કરવા લાગ્યા.

**નાજા** ધાધલને પૃથ્વી માર્ગ આપે તો પેસી જાઉં એવું થયું, શરમનો માર્યો મુખ નીચું રાખીને જ તે બોલ્યો, "ક્ષમા કરો રાજસાહેબ, મને ભાવીએ ભૂલવ્યો. મારી એ ભૂલ માટે મને પારાવાર પશ્ચાત્તાપ થાય છે! આ હથિયારના સોગન ખાઇને કહું છું, કે હવે કદી પણ **વાં**કાનેર તરફ નજર નહિ કરું અથવા **વાં**કાનેરની સીમમાં કોઈ પણ જાતનું નુકશાન નહિ કરું."

પુનઃ કસુંબો કાઢવામાં આવ્યો અને **ડોસાજી**એ પોતાને હાથે એ કસુંબો **નાજા** ધાધલને પીવરાવ્યો.

"લો બાપલા, આ તમે બન્ને જણાએ સાથે બેસીને અમો

ચારણોની સાક્ષીએ કસુંબા પીધા છે તો હવે વેરઝેર ભૂલી જજો અને એક બીજાના હેતુમિત્રો થઈને રહેજો." એક ચારણે કસુંબાનો રંગ આપતાં શિખામણ આપી.

"એ તો હવે **નાજા** ધાધલે વિચારવાનું રહ્યું. બાકી રાજસાહેબમાં તો કંઈ કહેવું પડે તેવું નથી." બીજા ચારણે રાજસાહેબ માટે ખાતરી આપી અને તેમની વીરતા તથા ઉદારતાનાં વખાણ કરતાં તે તેમને બિરદાવવા લાગ્યો:

'ભાગ્યાને ભાલો હણી, કડતલ કરે ન કેર;
જબરા કરીઆ જેર, ડામણ મારી ડોહલે.'

[ તું ભાગનાર ઉપર ભાલો મારતો નથી, તેમ જ તેના ઉપર [કડતલ] તરવાર ચલાવીને કે'ર વર્તાવતો નથી. આવા ભાગવાવાળાને તો તેં ડામણ મારીને જ જેર–વશ કર્યા છે. ]

તારી વીરતાનાં તે શાં શાં વખાણ કરીએ !

'હાકે ખાઈ હાર, કમ્પે બધા કાઠીઓ,
તેં ડોહા દાતાર, ડામણથી કામણ કર્યાં.'

[ અર્થાત્–હે ડોસાજી, તારી હાક સાંભળતાં તો બધા કાઠીઓ કમ્પી ઊઠે છે અને હે દાતાર ડોસાજી, તેં તો ડામણથી કંઈ કંઈ કામણ કર્યાં હોય એમ જણાય છે. ]

ચારણોની બિરદાવલી સાંભળીને એ બિરદાવલીથી પ્રજાપાલનની વધુ તીવ્ર પ્રેરણા પામીને ડોસાજી પોતાનાં પ્રજાજનોના પાછા મેળવેલા દરદાગીના સંભાળતા, વાંકાનેર જવા રવાના થઈ ગયા. મૃત્યુના વિચારે અધમુઆ બનેલા **નાજા** ધાધલે છૂટકારાનો દમ ખેંચ્યો.

## વેરની ધૂન

**ઘોડા**ની લગામ ઢીલી મૂકીને મનમાં ને મનમાં ગણગણતો એક

ઘોડેસવાર મંદગતિથી બાવળીઆનાં ઝાડથી છવાયેલો વનવગડો વીંધી રહ્યો છે. મનમાં અને મનમાં એ બબડે છે.

"આણે તો મારું નાક કાપી નાંખ્યું. માંડમાંડ હાથમાં આવેલો માલ એણે પાછો પડાવી લીધો. એ તો જાણે સમજ્યા, પણ પેલા માગણ ચારણો જેની જાને જાય તેનાં ગીત ગાતા હોય તેમ એ ડોસાજીનાં જ વખાણ કરવા મંડી પડ્યા. મા...બાને બીજો કંઈ ધંધો છે! એ તો જ્યાં વળ્યા ત્યાં વળ્યા. ફિકર નહિ, હું પણ જોઈ લઈશ. એ જ ચારણોને મોંએ એની નિંદા ને મારાં વખાણ ન કરાવું તો મારું નામ નાગજી નહિ!"

ભર ડાયરામાં કુવાડ ગામને ચોરે પોતાનું જાહેર રીતે અપમાન થયેલું જોઈને વેરના અગ્નિથી બળી મરતો નાગજી ધાધલ સુદામણા આવ્યો અને ડોસાજી ઉપર પોતાનું વેર કેવી રીતે વાળવું તેનો ઘાટ ઘડવા લાગ્યો.

એના પાસવાનો રોજ નવી નવી વાતો લાવતા. 'અમુક ઠેકાણે ધાડ પડી અને અમુકનો માલ લૂંટાયો' એવી અવનવી વાતો તેઓ વારંવાર કરતા. પણ નાગજીને એમાં રસ પડતો નહોતો. એના મગજમાં તો એક જ ધૂન ચાલતી હતી અને તે વેર વાળવાની.

એના મિત્રોએ એની ઉદાસીનતા પારખી લીધી અને તેનું કારણ જાણવાનો પ્રયત્ન કર્યો.

"નાગજીભાઈ, સાચું ન કહો તો મારા સમ. વાંકાનેરના મહેમાન બની આવ્યા પછી તમે આમ ઉદાસ કેમ રહો છો? ત્યાં કંઈ કોઈ જાતનું અપમાન થયું છે કે શું?"

નાગજીએ પ્રસંગ પારખ્યો. તાતે ઘાએ કામ લેવાની કળા એણે બરાબર સાધી હતી. વાતનું સ્વરૂપ બદલી નાખીને તે બોલ્યો. "અરે ભાઈઓ, જવા દોને એ વાત. એણે તો મારું એવું હડહડતું અપમાન કર્યું છે કે છાતીમાં ડામ લાગ્યા હોય તેમ મારું કાળજું શેકાઈ રહ્યું

છે. ક્યારે એ અપમાનનું વેર વાળું ? એ વિચારમાં ને વિચારમાં રાત દિવસ ઊંઘ પણ આવતી નથી, પણ શું કરું ?" એણે દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

"એમ નામર્દની માફક નિસાસા શું નાખો છો, નાજા ધાધલ? આ અમે કાઠી ભાઇઓ બેઠા તમારું અપમાન થાય અને તમે નિસાસા નાખીને નમાલાની માફક બેસી રહો એ તે કેમ જોયું જાય ? જલદી કહી નાખોને જે કહેવું હોય તે. એટલે તરત દાન ને મહાપુણ્યની માફક તડ ને ફડ કરી નાખીએ !"

નાજા ધાધલે જોયું કે કાઠી ભાઇઓ બરાબર રંગે ચડ્યા છે. ખરી વાત છૂપાવતાં તે મુદ્દાની વાતે વળગ્યો. "ઓહો ! તમારી મદદ હોય તો તો પછી મારે બીજું શું જોઇએ ? તમે બધા ભાઇઓ મારી પડખે ઊભા રહો તો તો ઝાલાકુળનું ઘમંડ રાખનારા એ ડોસાજીને ધોળે દિવસે આભના તારા બતાવી દઉં."

"તો બોલી નાખો ઝટપટ જે કરવાનું હોય તે."

"કરવાનું તે બીજું શું હોય વળી ? સાવ સહેલી ને સટ વાત. આપણે એનાં ઢોર વાળી આવીએ એટલે આપણે એની આબરૂ લીધી ગણાય અને એ પોતાની પ્રજામાં અને અડખે પડખેનાં રાજ્યોમાં અળખામણો થઇ પડે."

"બસ ! એમાં તે શી મોટી ધાડ મારવાની છે ? ચાલોને અત્યારે જ ઉપડીએ."

તરત જ પચીસ કાઠીઓ ઘોડા ઉપર સામાન નાખીને તૈયાર થઇ ગયા, અને પોતાના અગ્રેસર નાજા ધાધલ સાથે વેર વાળવા નીકળી પડયા.

**પાડાના વાંકે પખાલીને ડામ !**

વાંકાનેરની સરહદમાં પગ મૂકતાં જ નાજા ધાધલને ડોસાજીના ડામણનું સ્મરણ થઇ આવ્યું, અને એ ડામણના કામણથી પોતાના

ઉપર કેવો કાળો કેર વરતી ગયો હતો, એનો વિચાર આવતાં તેની કાયા કંપી ઊઠી. **વાં**કાનેર ફરીથી જવાની તેની હિંમત ન ચાલી.

પરંતુ પોતાની એ નિર્બળતા પોતાના જાતભાઇઓના જાણવામાં આવે તો તેમના ઉપરનો આજ સુધીનો પોતાનો કડપ છિન્નભિન્ન થઈ જાય અને પછી પોતે તેમની નજરે કોડીનો બની જાય એ વિચાર આવતાં તે સાવધ બન્યો. પોતે જે કામ માટે નીકળ્યો છે એ કામ સાધ્યા વગર પાછા વળવામાં પોતાનું ભૂષણ નહિ રહે એમ જાણીને હવે કેવી રીતે કામ લેવું તેના અનેક મનસુબા તે ઘડવા લાગ્યો.

'કંઇ નહિ. **વાં**કાનેર સુધી જવાની જ શી જરૂર છે? **વાં**કાનેરની હદના ગમે તે ગામનાં ઢોર વાળ્યાં એટલે એની આબરૂ ઉપર હાથ નાખ્યા જેવું જ છે. પછી ભલેને એ પ્રજાપાલક (!) રાજા પાસે બધા ફરિયાદે જાય અને રાજસાહેબનો મોટો ખિતાબ ધરાવતો એ **ડો**સલો હાથ ઘસતો બેસી રહે.'

દૂરથી જ એણે **વાં**કાનેરની હદમાં જ ગાયભેંસોનું એક ધણ ચરતું દીઠું અને એના પગમાં જોર આવ્યું. "ચાલો, ભાઈઓ. આમ આ તરફ વળો. આ તો આપણા નસીબે ઠાકોરજીએ જ સામે પગલે ખાજ મોકલ્યું લાગે છે!" અને એણે પોતાનો ઘોડો એ દિશામાં વાળ્યો.

"**ના**જાભાઈ, પણ અહીંથી જ શા માટે! ચાલોને **વાં**કાનેર જઈએ. ખુદ **વાં**કાનેરની સીમમાંથી જ ઢોર વાળી લાવીએ ત્યારે જ એ **ડો**સાજીની આંખો ઊઘડે અને એ પણ જાણે કે ખરા માથાના મળ્યા હતા."

**ના**જાએ જોયું કે કાઠીઓ મમત ઉપર ચડ્યા તો પછી તેમનો વિચાર ફેરવવો અતિ મુશ્કેલ થઇ પડશે.

તેણે વચમાંથી જ વાત વાળી લીધી: 'અરે ભલા માણસો, પહેલી પતરાળી સવા લાખની. મોંમાં આવેલો કોળિયો શા માટે જવા દેવો! લક્ષ્મી ચાલી ચલાવીને સામે ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા

જવું એ તો મૂર્ખનું કામ.”

અને જવાબની રાહ જોયા વિના પોતાનું ધાર્યું કરવાની દાનતથી તેણે પોતાના ઘોડાને એડી મારી અને વગડામાં ચરતા એ ઢોરોના ધણ તરફ પોતાના ઘોડાને મારી મૂક્યો.

**નાગજી** ધાધલના અંતરના મલિન વિચારોથી સાવ અજાણ્યા એની સાથેના પચીશ કાઠી ઘોડેસવારોએ પણ પોતાના એ મોવડીની પાછળ પાછળ પોતાનાં ઘોડાં દપટાવ્યાં.

પીઠ પાછળ ખભા ઉપર રાખેલી લાકડીને બન્ને હાથે પકડીને ગ્રામ્ય દુહાઓ લલકારતા, એક બીજાને સામસામી સમસ્યાઓ આપતા અને એ હરિફાઈમાં જીતી જવાનો પ્રયત્ન કરતા ગોવાળીઆઓ એવા રંગમાં આવી ગયા હતા કે તેમને આગળપાછળ શું થાય છે તેનું ભાન નહોતું. હંમેશની ટેવ મુજબ ટેવાએલાં ઢોર, ગાય અને ભેંસો ખેતરમાં જ્યાં પણ લીલોતરી કે સૂકું ઘાસ જરા તરા પણ નજરે પડે ત્યાં જઈ ને ભંભોડી ખાતાં પોતાનો ચારો ચરી રહ્યાં હતાં. અને પોતાના રખવાળ ભરવાડોના ડચકારાનાં નિશાને નિશાને ચરતા ચરતા આગળ વધી રહ્યાં હતાં. એવામાં એકાએક ઘોડેસવારોનું ટોળું ધસમસ્યું ત્યાં આવી પહોંચ્યું. મારતે ઘોડે આવતા એ સવારોને જોતાં જ ભરવાડોને ભાન આવ્યું કે જરૂર આ કોઈ લૂંટારા લાગે છે. તેમણે ત્યાંથી નાસી છૂટવાનો વિચાર કર્યો.

પરંતુ આ ઢોરઢાંખરનું શું થાય ! એને છોડીને પોતે નાસી જાય તો પછી ગામમાં જઈ ને ઢોરના માલિકને શું મોં બતાવે ? તેઓ કંઈ પણ નિર્ણય કરે, નાસી જવાનો પ્રયત્ન કરે તે પહેલાં જ એ ઘોડેસવારો કુંડાળું કરીને તેમની—તેમનાં ઢોરોની ફરતા ફરી વળ્યા. વગડાની ખુલ્લી હવા, ગાયભેંસના ચોખ્ખાં દૂધ અને બાજરીના રોટલાનો સાત્વિક ખોરાક ખાનારા લોહીભરપૂર એ જુવાન ભરવાડો પોતપોતાની કડિયાળી ડાંગ ઉગામીને એ સવારોની સામે થઈ ગયા.

"રહેવા દે, એલા ગોવાળિયા, રહેવા દે! એ તારી લાકડીઓ અમારાં આ બરછીભાલાં પાસે કંઈ કામ લાગવાની નથી." અને ખરેખર એ ગોવાળિયાઓને વીંધી નાખવા જતા હોય તેમ કેટલાક કાઠીઓએ તેમની છાતી સામા ભાલા તાક્યા. કેટલાક રસિયા તો પોતાની બરછીની બુડીથી એ ગોવાળિયાઓને મારવા લાગ્યા.

"મૂંગા મૂંગા આમ એક કોર ઊભા રહો!" **નાજા** ધાધલે પોતાનો ભાલો ગોવાળિયાઓ તરફ તાકીને ત્રાડ મારી. "જો જરા પણ ગડબડ કરી છે ને તો અહીં જ તમારાં બધાં ય વરસ પૂરાં થઇ જશે અને ઘરે રાહ જોતી તમારી આશાભરી ગોવાલણો લાંબે રાગે રોશે!"

તેણે પોતાના સાથીઓને ઇસારો કર્યો. એ બધા ય ખેતરમાં ચરતાં ઢોર તરફ પોતાના ઘોડા દોડાવી ગયા અને ઢોરોને બરછીની બુડીથી મારતા મારતા બધાયને એક ટોળે કરવાના પ્રયાસ કરતા **વાં**કાનેરની સીમમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

"અરે બાપજી" ગોવાળિયા હાથ જોડીને કરગરવા લાગ્યા. '**અમે** તમારો શો ગનો કર્યો છે?'

"તેં નહિ તો તારા પેલા ઠાકોર **ડોસા**જીએ. હવે જ એ **ડોસા**જીને ખબર પડશે કે **નાજા** ધાધલને છંછેડવામાં શો સાર નીકળે છે?"

"કોણ, **નાજા** ધાધલ?" ગોવાળિયાઓ ચમકી ઊઠ્યા. **નાજા** ધાધલે પનિહારીઓને લૂંટ્યાની ને એ લૂંટ રાજસાહેબે પાછી મેળવીને પાછી સોંપી દીધાની વાત આ ગોવળિયાને કાને પણ આવી હતી. એ જ **નાજો** ધાધલ વેર વાળવા માટે પોતાનાં ઢોર વાળી જાય છે એ જાણીને તેમનાં કાળજાં ફફડી ઊઠયાં.

"પણ બાપુ, આ તો પાડાને વાંકે પખાલીને ડામ જેવું થાય છે. આ ઢોર અમારાં નથી, એના તો કેટલાંય ધણી છે. એ બધાને અમે શો જવાબ દેશું?"

"જવાબ?" **નાજો** ખડખડ હસવા લાગ્યો, "**કહેજો** કે

જવાબ એમના પ્રજાપાલક હોવાનો મોટો ડોળ ઘાલતા પેલા ડોસાજી પાસેથી લે; અને તમે પોતે પણ તમારા ઠાકોર પાસે જજો ને કહેજો કે આ બધાં ઢોર તો નાજો ધાધલ લઇ ગયા છે. એ ઢોરનું દૂધ તો હવે નાજો પીશે. ડોસાજીમાં તાકાત હોય તો ભલે સુદામણે આવે. ત્યાં હું તેને આ ઢોરનો હિસાબ ચૂકતે આપીશ."

અને તેણે બાંબરડા પાડતા—પાછું વાળી વાળીને પોતાના ગોવાળિયાઓ તરફ અશ્રુભીની નજર નાખતા ઢોરોને મારી મારીને નસાડી જતા પોતાના સાથીદાર કાઠીઓ પાછળ પોતાનો ઘોડો દોડાવી મૂક્યો. ગોવાળિયા નિશ્વાસ નાખતા નાજા ધાધલો મનમાં ને મનમાં શાપ આપતા અનેક દિવસોના પરિચયથી પોતાની સાથે હળી ગયેલા એ ઢોરના વિયોગે વિલાપ કરતા, લથડતે પગે, પોતાના ગામ ભણી વળ્યા.

**પાણી હરામ!**

ભાયાતો અને શૂરવીર સામંતોની વચમાં બિરાજેલા રાજ ચન્દ્રસિંહજી ઉર્ફે ડોસાજી યુદ્ધની વાતે ચડ્યા હતા. કસુંબાની રમઝટ બોલી રહી હતી. સામંતો કોઇની તલવારને, કોઇના ભાલાને તો કોઇના ઘોડાને વખાણતા; કોઇનાં પરાક્રમની પ્રશંસા કરતા, વાતોને હિલોળે ચડ્યા હતા, તેવામાં એકાએક 'ફરિયાદ!' 'ફરિયાદ!' ના પોકારો તેમને કાને પડ્યા.

ડોસાજીના કાન ચમક્યા. "કોણ છે, આમ આક્રંદ કરનાર?"

"આપની રાંકડી રૈયત, રાજસાહેબ! આ બિચારા ગોવાળિયાઓ ધા નાખતા ગામમાં આવ્યા એટલે અમે તેમને ધીરજ આપીને ઊભે પગે અહીં આપની પાસે આવ્યા છીએ."

"બહુ સારું કર્યું. ગરીબ માણસોની વહાર કરવી એ મહાજનનો ધર્મ છે. બેસો શેઠિયાઓ, અને આ ગોવાળિયાઓને શું દુઃખ છે તે તેમને નિરાંતે કહેવા દો."

મહાજનના શેઠિયાઓ સલામ ભરીને નીચે પાથરેલી ગાદી ઉપર બેઠા. ગોવાળિયાઓ ઊભા ઊભા જ લથડતા સ્વરે અરજ કરવા લાગ્યા. સઘળી હકીકત જણાવીને છેવટે **નાજા** ધાધલે **ડાસાજી** પ્રત્યે ફેંકેલો પડકાર પણ તેમણે કહી સંભળાવ્યો.

**નાજા** ધાધલ પાસેથી પનિહારીઓના દરદાગીના પાછા લાવી સૌ સૌને પાછા સોંપ્યાં પછી **ડાસાજી**ના મનને નિરાંત હતી કે હવે પોતાની પ્રજા તરફ ઊંચી આંગળી કરવાની કોઈ પણ હિંમત કરશે નહિ, અને તેમાં પણ **નાજો** ધાધલ તો મરતાં સુધી માથું ઊંચું નહિ કરી શકે એવી તેને પૂરેપૂરી ખાતરી હતી. જે **નાજો** ધાધલ સમશેરના સોગંદ ખાઈને માત્ર **વાં**કાનેર તરફ જ નહિ પણ કોઈ પણ વ્યક્તિને વિના કારણ ન છંછેડવાની પ્રતિજ્ઞા લે. એ જ **નાજો** પોતાનાં વચનો વિસરી જઈને, આવું અધમ કાર્ય કરવા ઊભો થઇ જાય ! અને ચોરી ઉપર શિરજોરી કરતો હોય તેમ વળી સાથે સાથે પોતાને આવી રીતે પડકારતો જાય ?

એમનું લોહી ઊકળી આવ્યું. પગથી માથા સુધી ક્રોધ વ્યાપ્યો. આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા. ક્રોધાવેશમાં જ તે બોલી ઊઠયા. "ઠીક છે ત્યારે, હું પણ હવે જોઈ લઇશ. એ નરાધમ **નાજા**ને હું જરૂર મારીશ. એના પડકારને ઝીલી લઈને હું **સુ**દામણા ઉપર ચડાઈ લઈ જઈશ અને જે ઢોરોનું એ હરણ કરી ગયો છે તે ઢોર લઈ આવીને મારી પ્રજાને પાછાં સોંપીશ. મારી આ પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય ત્યાં સુધી **વાં**કાનેરનું પાણી મારે હરામ છે."

"હં, હં, બાપુ, આવું આકરું પણ ન લેવાય. **નાજા** જેવ મગતરાને મારવો એમાં તે શી મોટી વાત છે ! અમે આપના સેવકે જીવતા બેઠા છતાં આવા કામમાં આપે શા માટે શ્રમ લેવો જોઇએ. અબઘડી અમે **સુ**દામણે જઇ આપણાં ઢોર પાછાં લઈ આવીશું."

"ધન્ય છે, શૂરા સામંતો, તમારી રાજભક્તિને ! પરંતુ તમાર કરતાં ય પ્રજાપાલનની જવાબદારી મારે માથે વિશેષ છે. પ્રજાના સુખે

સુખી ને દુઃખે દુઃખી થાય એ જ ખરો રાજા છે. પ્રજાનું સંરક્ષણ કરતાં રાજાનો દેહ પડે તો પણ એ મુક્તિ જ પામે. હું કર્તવ્યભ્રષ્ટ બનીને આવા કામ માટે બીજા ઉપર શી રીતે આધાર રાખી શકું ?"

"પરંતુ આપનું એ કર્તવ્ય અમે બરાબર બજાવીશું. ભલેને આકાશ–પાતાળ એક કરવાં પડે. પરંતુ ગમે તે ભોગે આપણાં ઢોર પાછાં લાવીશું. આપ જાતે સુદામણા જવાનું માંડી વાળો."

"એ કદી પણ નહિ બને. રાજપૂતનો બોલ એક જ હોય છે. થુંકેલું કદી પાછું ગળી શકાય છે ? રજપૂત બચ્ચો એક વખત બોલ્યો એટલે તેણે એ વચનો પાળવાં જ જોઈએ. પ્રાણ જાય તો ભલે પરંતુ વચન કદી પણ ન જવું જોઈએ. ધનુષ્યમાંથી છૂટેલું તીર પાછું વાળી શકાતું નથી તેમ શૂરવીરના મુખમાંથી નીકળેલાં વચનો પણ ફોક કરી શકાતાં નથી. મારી પ્રતિજ્ઞા પૂર્ણ ન કરું ત્યાં સુધી મારાથી વાંકાનેરમાં એક ક્ષણ પણ ન ટકી શકાય." સામંતોએ જોયું કે આ ટેકીલો એકવચની રાજવી પોતાની પ્રતિજ્ઞાથી ચળે એમ નથી.

એ જ ક્ષણે ડોસાજી વાંકાનેરની બહાર નીકળી પડ્યા. વાંકાનેરના સીમાડા બહાર પોતાનો તંબુ તણાવીને, ત્યાં છાવણી નખાવીને પોતાનું સૈન્ય ત્વરાથી તૈયાર થાય તેવી આજ્ઞા તેમણે કરી દીધી.

જોતજોતામાં સૈન્ય તૈયાર થઈ ગયું. રાજસાહેબે પોતાની પ્રતિજ્ઞાના પરિપાલન માટે એ સૈનિકો સાથે સુદામણા તરફ કૂચ કરી.

**દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે !**

અભિમાનના તાનમાં પોતે શું બોલે છે ને તેનું શું પરિણામ આવશે તે વાતનું નાગજીને ધ્યાન ન રહ્યું. એ તો ગોવાળિયાઓને દમ ભરાવીને લૂંટી લાવેલો મફતિયો માલ જોતો ને મનમાં ને મનમાં હરખાતો. એ ગાયભેંસોનાં દૂધ પોતે પીતો અને પોતાના કાઠીભાઈને પાતો, અને ડોસાજી જેવા જબરા રાજાનું પોતે પાણી ઉતારી નાખ્યું એ વિચારથી મલકાતો–મૂછ ઉપર લીંબુ ઠેરવતો. પોતાને મોઢે જ

પોતાની મહત્તાનાં ગુણગાન કરી સંતોષ પામતો એ સુદામણામાં નિશ્ચિંત દિવસો પસાર કરી રહ્યો હતો.

એવામાં તો એણે સાંભળ્યું કે સુદામણાની સીમમાં મોટી છાવણી ઊભી થઈ ગઈ છે અને ડોસાજી પોતાના ઉપર વેર વાળવા ચાલ્યો આવે છે.

ડોસાજી તે શું હિસાબમાં છે, એવી ક્ષણેક્ષણે બડાઈ મારતો નાજો ગભરાયો. છતાં પોતાના કાઠીઓની કુમક ઉપર થનગની રહેલો નાજો ડોસાજીને ત્યાંથી નસાડવાની યુક્તિપ્રયુક્તિઓ શોધવા મંડી પડ્યો.

પોતાના મગજને તે અનેક રીતે કસી રહ્યો હતો, એવામાં પોતાને કુવાડ ગામમાં આશ્રય આપીને ઘરમાં સંતાડનાર પેલો ચારણ એની સામે આવીને ઊભો રહ્યો.

"ઓહો ! આવો, આવો, ગઢવીજી ! આજ અચાનક કંઈ તમારાં પગલાં ?"

"કંઈ કામ વગર કોઈ આવે છે, બાપલા ?"

નાજો વિવેકભ્રષ્ટ બન્યો. "તમારા જેવી માગણ જાતને તે વળી બીજું શું કામ હોય ? કંઈક દાનની આશાએ આવ્યા હશો."

"એમ માનો તો એમ. નાગન કાઠી ! હું આપની પાસે એક વચનદાન માગું છું."

"ઈ વચનદાન તો રાજપૂતોને સોંપ્યાં. અમે તો તરત દાન ને મહા પુણ્યમાં માનનારા ! જે કહેવું હોય તે ટપ દઈને કહી નાખો, ને જે લેવું હોય તે લઈને ચાલતા થઈ જાવ. અત્યારે ખરા વખતે ક્યાં કનડવા આવ્યા છો ?"

"કનડવા નથી આવ્યો બાપ, હું તો તારું હિત કરવા આવ્યો છું."

"તો ભસી મરોને જલદી." શત્રુને થાપ આપવાની યુક્તિ શોધવામાં ગૂંથાયલો નાજો એકદમ ઊકળી ગયો.

"એટલો બધો લોહીઉકાળો શાનો કરછ, કાકી? લોહી આપવાનો વખત તો હજી હવે હાલ્યો આવે છે. આ તારું માથું ભાંગી નાખે એવા વાંકાનેરના રાજસાહેબ મોટી સેના લઈને તારી સીમમાં છાવણી નાખીને પડ્યા છે. ડાહ્યો હો તો મૂંગે મોઢે એની સાથે સલાહ સંપ કરી નાખ."

"શું કહ્યું?" નાજાએ ભવાં ચડાવ્યાં. "સલાહસંપ? એ મારા હડહડતા શત્રુ સાથે? તમને કંઈક ઠીક દાનદક્ષિણા મળી લાગે છે! આવી લપમાં તમે શા માટે પડો છો?"

"મારા ચારણધર્મને માટે, કાકી! યાદ છે તે દિવસ જ્યારે જીવનની ભિક્ષા માગતો તું મારા ઘરમાં સંતાઈ રહ્યો હતો અને રાજસાહેબ અમારી પાસે તારી માગણી કરી રહ્યા હતા તે? અમારા વચનને માન આપીને રાજસાહેબે તે દિવસે તને જીવતદાન આપ્યું. તે દિવસે તેં ડાહ્યા ડમરા બનીને એના રાજ્ય સામે આંગળી પણ ન ચીંધવાનું એમને વચન આપ્યું અને ત્યાર પછી તું છૂટવા પામ્યો. તને વચનની તો કીમત નથી, પરંતુ જો જીવની કીમત હોય તો..."

"તો શું?" કાકી ચીડાઈને વચમાં જ બોલી ઊઠ્યો.

"તો રાજસાહેબે મારી સાથે કહેવરાવ્યું છે તે કાળજીપૂર્વક સાંભળી લે! તેમનાં લૂંટી લાવેલાં બધાં ય ઢોરો પાછાં આપી દે, અહીં સૈન્ય લાવતાં તેમને થયેલું ખર્ચ મજરે આપ, અને હવેથી ફરીથી કદી પણ વાંકાનેર તરફ નજર ન કરવાનું વચન આપ."

"અને ધારો કે તેમ ન કરું તો?"

"તો?" ચારણે ડોકું ધુણાવ્યું, "તો પછી સુદામણાનો માઠો દિવસ બેઠો છે એમ જ સમજવું. તો પછી તેની સાથે લડવા માટે તૈયાર થઈ જવું, બીજું શું?"

"બસ, એજને ? એટલું તો નાનું છોકરું ય સમજે. એમાં તમે શી મોટી વાત લાવ્યા ? જોઇ લેજો ન જોયા હોય તો ! મોટે ઉપાડે વિષ્ટિ કરવા આવ્યા છે તે !" અને મશ્કરીભર્યું હાસ્ય કરતાં તેણે પોતાના કાઠીઓ તરફ હાથ લંબાવ્યો.

"**નાજા** ધાધલ, અત્યારે તો હસો છો પણ પછી રડવું **આવશે** તે યાદ રાખજો. રાજસાહેબે તો મારું વેણ રાખ્યું હતું, એટલા ખાતર એમનો સંદેશો તને કહેવો અને તને સમજાવવો એ મારો ધર્મ હતો. મેં મારો ધર્મ બજાવ્યો, હવે તારે તારો ધર્મ બજાવવાનો છે. સમજી જા તો બહુ સારી વાત છે."

"હવે એ તો બધું સમજ્યા જ છીએ ના ? તમે તમારે એનાં ગુણગાન ગાયા કરો અને એ જે ચપટી ચાંગળું આપે તેનાથી..."

"બસ, બાપ, હવે તારાં આવાં આકરાં વેણ સહ્યાં નથી જતાં ! એના અને મારા ઉપકારને ભૂલી જઇને તું મોંમાં આવે તેમ બકી જાય છે એ તને નથી શોભતું ! તારો દી પાંસરો હોય તો હજી વિચાર કર અને કહે કે તારો શો નિર્ણય છે ?"

"એક વખત કહ્યું ને, પછી કેટલી વાર કહેવરાવવું છે ? એના સૈન્યનું ખરચ ! હા . . . હા . . . હા. જાણે કેમ ઉઘરાવી ખાવા નીકળ્યા હોય નહિ ! જાવ, જાવ, ગઢવીજી, જઇને એને કહો કે **નાજો** ધાધલ એમ ડરી જાય તેવો નથી. લડવાને માટે એ તૈયાર જ છે."

ચારણે દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો, 'સત્ય કહ્યું છે કે દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે. આ કાઠીનો માઠો દી બેઠો લાગે છે !'

**જય શક્તિ !**

**કુવાડ** ગામના એ કાઠી સાથે સંદેશો મોકલીને રાજ **ડોસાજી** **નાજાના** ઉત્તરની રાહ જોઈ રહ્યા હતા. એમણે ઢીલા પગે ને ઊતરેલા મોંએ ચારણને આવતો જોયો અને પરિણામ સમજી ગયા.

ચારણે આવીને બધી હકીકત જણાવી, અને મમતનો માર્યો નાજો દેવલોકમાંથી સાક્ષાત્ બ્રહ્મા ઊતરી આવે તો પણ સમજી જાય એવો નથી એમ પોતાનો અભિપ્રાય પણ આપી દીધો.

એ જ ક્ષણે **ડાસાજીએ** પોતાના સૈનિકોને યુદ્ધની આજ્ઞા આપી દીધી. સેનાનાયકે નગારે ઘાવ દેવડાવી. રણદુંદુભિ વાગવા લાગ્યાં. સુદામણાની સીમ રણવાદ્યોથી ગાજી ઊઠી. એટલામાં તો **નાજો** ધાધલ પણ પોતાના કાઠીઓ સાથે શસ્ત્રો સજીને ઘોડેસવાર થઈ ત્યાં આવી લાગ્યો.

**વાં**કાનેરના સૈનિકો તો એનો સત્કાર કરવા તૈયાર જ હતા. તેમણે જોમપૂર્વક સામે હલ્લો કર્યો.

**નાજો** પાછળ રહીને પોતાના કાઠીઓને ઉશ્કેરી રહ્યો હતો. વીર **ડાસાજી** પોતાના સૈન્યને મોખરે રહી લડી રહ્યા હતા. જેનો મોવડી સામી છાતીએ આગળ થાય એના સૈનિકોને શૂરાતન છૂટે એમાં શું આશ્ચર્ય ! **ડાસાજીના** સૈનિકો **ડાસાજીને** ઊની આંચ પણ ન આવે એવી રીતે તેમનું રક્ષણ કરતા કરતા પોતાની તીક્ષ્ણ તરવારથી કાઠીના કટકને કાપવા લાગ્યા.

મોંએ બડાઈ મારવી અને પરાક્રમનું પારખું કરાવવું એ બે જુદી જ વસ્તુઓ છે. **નાજા** ધાધલની હાએ હા ભણી મોટી મોટી વાતોથી તેને ખુશ કરનારા કાઠીઓ **ડાસાજીના** સબળ સૈનિકોના ઝાટકાની ઝીક ઝીલી શક્યા નહિ. તેઓ ધીરેધીરે પાછળ હઠવા માંડ્યા.

“ જય શક્તિ ! ” **વાં**કાનેરના સૈનિકોએ જયનાદ કર્યો. વિજયના ઉત્સાહમાં તેમણે કાઠીઓને ખૂબ ભીંસ્યા. રાજ **ડાસાજીની** નજર તો **નાજા** ધાધલ ઉપર જ ઠરી હતી. એ ક્યારે લાગમાં આવે તેની તે રાહ જ જોઈ રહ્યો હતો. કાઠીઓની પાછળ છૂપાઈ રહીને તેમને પડકારતા એ દંભી કાઠી પ્રત્યે તેને તિરસ્કાર છૂટ્યો. ડામણનાં કામણથી ઠેકાણે ન આવેલા એ **નાજાને** બીજી વાર પોતાની શક્તિનો

અનુભવ કરાવવા તે અધીરા બન્યા. તેમણે પોતાના ઘોડાને કાઠીના કટક વચ્ચે નાખ્યો ને **નાગજી** ધાધલ તરફ ધસ્યા.

પોતાનો કાળ જ સામે આવી ઊભો હોય તેમ **ડોસાજી**ની એ વિકરાળ મૂર્તિને **નાગજી**એ પોતાના ઉપર ધસી આવતી જોઈ અને એના રામ રમી ગયા. એક વખત જીવતો જવા દેનાર આ **વાંકાનેર**નો નરબંકો હવે બીજી વાર પોતાને જીવતો નહિ જ જવા દે એમ એને લાગ્યું. શત્રુઓના મારાથી હાહાકાર મચાવતા કાઠીઓ વધુ ને વધુ પાછળ હઠતા નાસી છૂટવાનો પ્રયત્ન કરતા હોય એમ એણે જોયું, અને ક્ષણભરમાં તો **ડોસાજી** પોતાના ઉપર તરાપ મારી અહીંને અહીં જ પોતાને પૂરો કરી નાંખશે એવી એને ખાતરી થઈ ગઈ.

ઘડી પહેલાં મોટી બડાઈઓ હાંકનાર **નાગજી** ગરીબ ગાય જેવો થઈ ગયો. તેણે પોતાના અશ્વની લગામ ખેંચી, અશ્વને એક પડખે વાળ્યો અને **ડોસાજી**નો ઘોડો પોતાના અશ્વને આંબે, પહોંચી વળે, પકડી પાડે તે પહેલાં જ નાસભાગ કરતા કાઠીઓની પાછળ નીકળી જઈને મારતે ઘોડે તે વંજો માપી ગયો.

**ડોસાજી**એ જીવ લઈને નાસી જતા **નાગજી**ને જોયો. એમણે પોતાના અશ્વને એડી મારી.

પરંતુ બીજી જ ક્ષણે તેમને વિચાર આવ્યો, 'ભાગી છૂટતા શત્રુ ઉપર ઘા કરવો એ સાચા ક્ષત્રિયને ન શોભે. એના જેવા નાસેડુને —જીવ બચાવવા માટે વલખાં મારતા બીકણ બાવડીને મારી નાખવો એમાં ખરી રાજપૂતી નહિ. જવા દો, એ એને મોતે જ મરશે !'

શરણાગત ધર્મનું બિરદ માનનારા **ડોસાજી**એ જાણી જોઈને જીવ લઈને નાસી જતા **નાગજી**ને જવા દીધો, અને તેની પાછળ ભાગી છૂટતા એના સાગરીતોને પણ હવે વધુ ફિકર ન કરતાં એમને જવું હોય ત્યાં જવા દેવાની પોતાના સૈનિકોને આજ્ઞા કરી.

### વિજય

**ડોસાજી** મોટી મોટી બડાઈઓ મારનાર **નાગજી ધાધલ**ને

નસાડીને વિજયગર્જના સાથે સુદામણામાં ગયા અને નાજો જે જે ઢોર–ગાય અને ભેંસો લૂંટી લાવ્યો હતો તે બધી કબજે કરી.

તેમણે સુદામણાના પટેલિયાને બોલાવ્યા, અને પોતાને આ યુદ્ધમાં થયેલો ખર્ચ ભરપાઈ કરી આપવાની આજ્ઞા કરી.

"રાજસાહેબ, આપ તો દરબાર—અમારા માબાપ કહેવાઓ. આપ આજ્ઞા કરો એમાં અમારાથી કંઈ ડહાપણ કરી શકાય નહિ, પરંતુ આપનો ગુનો કર્યો હોય તો તે અમારા ગામધણી નાજા ખાચરે. એમાં અમારો શો દોષ?"

"એ તો જેવા રાજા તેવી પ્રજા. જેમ પ્રજાના પાપના છાંટા રાજાને ઊડે તેમ રાજાના દુર્વર્તનનો દંડ પ્રજાએ ભરવો પડે. તમારો ગામધણી તો અહીંથી ઊભી પૂંછડીએ નાસી છૂટચો છે. મૂંગા મૂંગા મારું કહ્યું માની જાવ; નહિ તો હું આજે એનું આખું ગામ લૂંટીશ, અને સુદામણા જોતજોતામાં પડીને પાદર થઈ જશે!"

પટેલિયા મૂંઝાયા. રાજસાહેબના એક જ વેણે આ આખું સૈન્ય ઊલટી પડે તો જોતજોતામાં સુદામણાને ખાલીખમ કરી મૂકે, તો પછી પોતાને ઊભા રહેવાનું ઠેકાણું પણ ન રહે. એના કરતાં થોડા ઘણા દંડથી જ રાજસાહેબ રાજી થઈ જતા હોય તો તો આપી છૂટવામાં જ માલ છે એવી તેમની ખાતરી થઈ ગઈ. તેમણે દંડ ભરી દેવાનો નિશ્ચય કર્યો.

પટેલિયા એટલે નાતના રાજા. એ કહે તે નાતનો કાયદો. દરેક નાતના પટેલનો હુકમ છૂટચો એટલે તરત ઘેર ઘેરથી ફાળો આવી પહોંચ્યો. એકંદર દંડ એકઠો કરીને તે રકમ રાજસાહેબના ચરણે ધરવામાં આવી.

"પટેલિયાઓ, જેવી મારી પ્રજા તેવી જ હું બીજાની પ્રમાણું છું, એટલે માત્ર આટલા દંડથી જ તમને જવા દઉં છું. પરંતુ તમારા એ ગામધણી, એ લુણહરામી કાઠીને કહેજો કે ફરીથી જો એણે

વાંકાનેર તરફ નજર કરી છે ને તો હવે હું એને જીવતો નહિ જવા દઉં !"

"અને જુઓ," એકાએક કંઈક યાદ આવ્યું હોય તેમ ડાસાજી બોલી ઊઠ્યા, ' નાજા ધાધલની પોતાની માલિકીનાં ઢોરઢાંખર હોય તે બધાં અહીં લઈ આવો, જો એક પણ બાકી રહ્યું છે ને તો યાદ રાખજો કે એકનાં એકવીશ લીધે છૂટકો કરીશ !" ડાસાજીએ બીજી આજ્ઞા સંભળાવી.

"રહેવા દો, રાજસાહેબ. અમારા હાથે એ કામો કરાવવો રહેવા દો. નાજો ધાધલ એ જાણશે તો અમને અહીં ને અહીં જ ભાલે વીંધી નાખશે."

"એમ ! ઠીક છે, જાવ. મારાં માણસો તમારી સાથે આવશે. તમે તો ફક્ત અમને નાજા ધાધલની ઘોડાર અને વાડો બતાવીને દૂર રહેજો. બાકીનું કામ તેઓ કરી લેશે."

બરાબર સાંડસામાં સપડાયેલા પટેલિયાઓ બિચારા બીજું શું કરી શકે ? તેમણે રાજસાહેબની આજ્ઞા માથે ચડાવી.

વાંકાનેરના સૈનિકો આખા ગામમાં ફરી વળ્યા ને નાજા ધાધલનું એકેએક ઢોર પોતાના કબજે લીધું.

પોતાની પ્રજાનાં લૂંટાએલાં ઢોર પાછાં મેળવીને—સુદામણાની પ્રજાને દંડીને—નાજાનું પશુધન હરી લઇને રાજડાસાજી વિજયડંકા વગાડતા વાંકાનેરમાં આવ્યા. અને સઘળી ગાયો અને ભેંસો તેના માલિકોને પાછી સોંપી દીધાં.

વાંકાનેર શહેરમાં જ નહિ પણ આખા રાજ્યમાં અને આસપાસના પ્રદેશમાં આ વાત ફેલાઈ ગઈ અને સૌ કોઈ એમના પરાક્રમનાં અને પ્રજાવત્સલતાનાં વખાણ કરવા લાગ્યા.

પ્રજાજનોના મુખમાંથી ઉદ્દગારો નીકળી પડ્યા, ' ધન્ય છે, વીર ડાસાજીને ! ધન્ય એ પ્રજાપાલક નૃપતિને."



# તાજણની તકરાર

[ ૨ ]

હળવદ ને હાલાર, ત્રીજો ગઢ જૂનો મળ્યો,
તાણીને તેજાણ, દોરી ન આપી ડાહલે !

“આ કાઠીઓ તો કાળો કે'ર વર્તાવે છે! રાજસાહેબ, આમ દિવસ ઊગે અને અમારાં ઢોરઢાંખર વાળી જાય. તો અમારાથી શી રીતે જીવાય ?”

માલધારી ભરવાડો **વાંકાનેર**ના રાજ **ડોસાજી** પાસે ધા નાખતા આવ્યા અને દાદ માંગી. પ્રજાપાલક નૃપતિ રાજ **ડોસાજી**ની આંખો ફાટી. ક્રોધમાં જ તેમણે પ્રશ્ન કર્યો.

‘કોણ છે એવો માટી કે **વાંકાનેર**ની હદમાંથી લૂંટ કરી જવાની હામ ભીડે છે ?’

'રામપરડાના લૂંટફાટ માટે પંકાયલા છાબા તથા હાલા કરપડા નામના કાઠીઓ. રાજસાહેબ! એ કાઠીઓ તો એમ જ માને છે કે ધ્રાંગધ્રાની પોતાને ઓથ છે એટલે એમનો વાળ પણ કોઈ વાંકો કરી શકે એમ નથી.'

'એમ! ત્યારે તો એ કાઠીઓ ખૂબ ફાટી ગયા લાગે છે! ઠીક છે. હું એમને બરાબર જોઈ લઈશ. તમારો માલ પાછો મળશે એ બાબતની ખાતરી રાખજો!'

'ભગવાન તમારું ભલું કરે, અન્નદાતા!' ભરવાડોએ એ પ્રજાહિતચિંતક રાજસાહેબને દંડવત પ્રણામ કર્યા અને હરખાતે હૈયે તેઓ ત્યાંથી વિદાય થયા.

સંવત ૧૮૪૩ માં રાજ ડોસાજી વાંકાનેરના સિંહાસને બિરાજમાન થયા હતા. શરીરે સશક્ત, ઉત્સાહથી ભરપૂર અને શક્તિશાળી આ શૂરવીર રાજવીનો એવો તો કડપ પડી ગયો હતો કે તેમની હદમાં ચોરી કે લૂંટફાટ કરવાની હિંમત કોઈ ભાગ્યે જ કરી શકતું અને કરતું તો તરત જ તેનું માઠું ફળ ચાખતું.

રામપરડાના કાઠીઓએ પોતાની હદમાં લૂંટ કર્યાની હકીકત જાણતાં જ તેમનો ક્રોધ ભભૂક્યો. સહેજ પણ સમય ન ગુમાવતાં તે થોડા નીડર માણસો સાથે રામપરડા પર ચડી ગયા.

એમની ક્રોધજ્વાળામાં રામપરડાની જાહોજલાલી ભસ્મીભૂત થઈ ગઈ. એમના દૃઢ નિશ્ચયભર્યા હુમલાએ રામપરડાને ખેદાનમેદાન કરી નાખ્યું. કાઠીઓએ વાંકાનેરની હદમાંથી લૂંટેલો માલ પાછો મેળવવા માત્રથી તેમને સંતોષ ન થયો. કાઠીઓ જન્મભરની ખોડ ભૂલી જાય એ વિચારથી તેમની અમૂલ્ય વસ્તુઓ હરી લેવાનો ડોસાજીએ નિશ્ચય કર્યો.

નાનપણથી જ તેમને ઘોડાનો જબરો શોખ હતો, એટલે તેમની નજર એ ગામનાં ઘોડાં ઉપર ગઈ. છાબા તથા હાલા કરપડાએ મહામહેનતે એકઠી કરેલી અને એ વખતે સોરઠના શિરતાજ સમા

ગણાતા જૂનાગઢના નવાબને ભેટ આપવા માટે સંઘરી રાખેલી બત્રીશ તાજણ ઘોડીઓ પોતાના જયચિન્હ તરીકે છીનવી લઈને



રાજડોસાજી વાંકાનેર પાછા ફર્યા.

**એના શા ભાર છે ?**

કાઠીઓએ જોયું કે આ તો 'લેને ગઈ પુત ઓર ખો આઈ ખસમ' એના જેવું થયું. આખી જિંદગી મહેનત કરીને પ્રાણની માફક ઉછેરેલી અને સત્તાશાળી નવાબને ભેટ આપીને કોઈ અણમૂલો બદલો મેળવવાની આશાએ સંઘરી રાખેલી તાજણ ઘોડીઓ આમ લંટાઈ જાય એ કેમ જોયું જાય !

પરંતુ બીજું શું થાય ! ડોસાજીની સામે થવાનું તો તેમનું ગજુ નહોતું. જ્યાં જિંદગી બચાવવાનો સવાલ હોય ત્યાં ઘોડીઓના રક્ષણનો તો વિચાર પણ ક્યાંથી થાય ?

છતાં ય આવો અણમૂલો ખજાનો ડોસાજી પચાવી પાડે એ પણ એમનાથી સાંખી શકાય તેમ નહોતું. પોતાના આશ્રયદાતા ધ્રાંગધ્રાનરેશ તરફ તેમની નજર ગઈ.

એ વખતે ધ્રાંગધ્રાના રાજસિંહાસનને રાજસાહેબ જસવંતસિંહ શોભાવતા હતા. કાઠીઓની ફરિયાદ સાંભળીને તે વિચારમાં પડી ગયા. શું કરવું !

**ભાઈ ભાઈની સામે તકરાર કરવી ?**

વાત જરા વિચારવા જેવી હતી. **ધ્રાંગધ્રા** અને **વાંકાનેર** બન્ને **ઝાલાવંશરૂપી** વૃક્ષની બે ડાળો સમાં—એક જ મગની બે ફાડ સમાં હતાં. એક જ પૂર્વજનાં બે સંતાનો આમ પારકા કજીઆ માટે લડી મરે એ ઇચ્છવા જોગ ગણાય કે કેમ એની ભાંજગડ તેમના મનમાં થવા લાગી. પરંતુ બીજી જ ક્ષણે રાજધર્મ તેમની નજર સામે ખડો થયો. **રામપરડાના** કાઠીઓ પોતાના આશ્રિત હતા. પોતાની હકુમતમાં રહેનાર વસતિને ગેરઇન્સાફ કરનારને યોગ્ય શિક્ષા કરવી એ રાજા તરીકે પોતાનો ધર્મ હતો, પછી તે એક જ વંશનો—એક જ કુળનો કે એક જ કુટુંબનો કાં ન હોય ! તેમણે કાઠીઓની વા'રે ધાવાનો નિશ્ચય કરી લીધો.

પરંતુ વગર વિચાર્યું સાહસ કરવાનું કે યાહોમ કરી ઝંપલાવવાનું તેમને ઠીક ન લાગ્યું. પોતાના આશ્રિતને થયેલા નુકશાનનું વેર શી રીતે વાળવું તેની તદબીર તે શોધવા લાગ્યા.

રાજાની મૂંઝવણ વખતે તેમને એ મૂંઝવણમાંથી મુક્તિ અપાવનાર કારભારીનું મુત્સદીપણું તૈયાર જ હોય છે. કાર્યકુશળ કારભારીએ માર્ગ સૂચવ્યો, "અન્નદાતા, આ તો બહુ જ લાભની વાત બની છે. **જૂનાગઢના** નવાબને આપણે એટલો જ ઇશારો કરીએ કે ખાસ તમોને ભેટ આપવા માટે તૈયાર કરેલી તાજણ ઘોડીઓ રાજ **ડોસાજી** છીનવી ગયા છે એટલી જ વાર. ફૂંફાડા મારતા સર્પની માફક નવાબની ધસમસતી સેના **વાંકાનેર** ઉપર ચડી આવી જ સમજી લો!"

જસવંતસિંહજીના મુખ ઉપર પ્રસન્નતા ઝળકી ઊઠી. 'બા. . .બા, મુત્સદ્દી કહેવાય છે તે ખોટા તો નહિ જ!'

અને એ મુત્સદ્દીએ તરતજ બીજી યુક્તિ પણ સૂઝાડી દીધી. 'રાજસાહેબ! ભેગાભેગું કંઈ બીજું પણ કામ કરીએ. ઘોડાના શોખીન એ રાજ **ડોસાજી** હાલારમાંથી શીંગાળી ઘોડીઓ અને **હસાથી** માણકી ઘોડીઓ અગાઉ હરી લાવ્યા હતા. **જામસાહેબ** આવો

મોકકો મળ્યો છે એમ જાણ્યું એટલી જ વાર. જામનાં ઘોડાં પણ વાંકા-નેર ઉપર છૂટયાં જ સમજો. પછી તો જૂનાગઢ, જામનગર, ને ધ્રાંગધ્રા ત્રણેયનું લશ્કર જ્યાં ભેગું મળ્યું ત્યાં એ ડોસાજીના શા ભાર છે કે એ ઘડીભર પણ સામે ઝીક ઝીલે? "

જસવતસિંહજીને આ બધી યોજના બરાબર લાગી. એ યોજ-નાનો તરત અમલ પણ થઈ ગયો.

**ત્રેવડો ઘેરો**

જૂનાગઢના નવાબ અહમદખાનને જસવંતસિંહજીનો સંદેશો મળ્યો. સોરઠના શિરતાજ સમો એ નવાબ આમ તો આવી વાત ઉપર કદાચ બહુ લક્ષ ન આપત, પરંતુ તાજણ ઘોડીઓ એટલે કોઇ પણ રજવાડાનું ખરું ભૂષણ. મૂલ્યવાન ગણાતી એ ઘોડીઓ અને તેમાં પણ ખાસ પોતાને ભેટ આપવા માટે એકત્ર કરવામાં આવેલી બત્રીશ ઘોડીઓ આમ બીજો માણસ ઉપાડી જાય એ વિચારે તેમને આ બાબત ગંભીરતાથી વિચાર કરવાની ફરજ પાડી. મનમાં જ તે વિચારવા લાગ્યા, 'શિકાર છીનવી જાય એના જેવો આ ઘાટ થયો. ક્યાં એ વાંકાનેરના રાજસાહેબ ને ક્યાં હું સોરઠપતિ ? મારા માટે નિર્માણ થયેલી વસ્તુ ઉપર એનો હાથ પડે જ કેમ? તો પછી હું નવાબ શાનો? એ રાજાને મારે બતાવી આપવું જોઈએ કે સિંહની બોડમાં હાથ નાખવો એ કંઈ બચ્ચાના ખેલ નથી!'

નવાબે તરત જ પોતાના સેનાપતિને બોલાવ્યો અને ધ્રાંગધ્રા-નરેશની મદદમાં મોટું લશ્કર લઈ જવા ફરમાવ્યું.

અને જામસાહેબ તો આવો કોઈ લાગ જોઈ જ રહ્યા હતા. પોતાની હદમાંથી ઘોડાં હરી જનાર એ રાજ ડોસાજીને શિક્ષા કરવા માટે તેમણે મેરૂ ખવાસને ધ્રાંગધ્રાની મદદે સૈન્ય સાથે મોકલી આપ્યો. જોતજોતામાં ધ્રાંગધ્રા, જૂનાગઢ ને જામનગરની સેનાએ વાંકાનેર ઘેરી લીધું.

રાજ ડોસાજીએ જોયું કે આ તો રજમાંથી ગજ જેવું બન્યું! પરંતુ તે જરા પણ હિંમત હારી ન ગયા. આવા એક સામટા હલ્લાથી પોતાની પ્રજા ભયભીત થઈ વિહ્વળ ન બને તે માટે તેમણે ઘેર ઘેર સંદેશો પહોંચાડ્યો કે ડોસાજીના દેહમાં જીવ હશે ત્યાં સુધી પ્રજાનો વાળ પણ વાંકો નહિ થાય!

**રાંકડી રૈયતની અદના સેવા!**

"કૃપાનિધાન, આ સેવકની એક અરજ છે."

"આવો, આવો, ઝવેરશેઠ!" રાજ ડોસાજીએ પીઢ ઉમ્મરના એક વણિકનો સત્કાર કર્યો. "અરે? આ તો આદમજીશેઠ પણ સાથે આવ્યા છે ને શું?"

"હા. રાજાજી. અમે આપની પાસે એક અરજ ગુજારવા આવ્યા છીએ."

"હં, હં, હું સમજ્યો. શત્રુઓના હુમલાથી પ્રજાના રક્ષણની વાત લઈને આવ્યા હશો. એ બાબતમાં મને નહિ કહેવું પડે."

"બાપુ, એ તો અમને પણ પૂરી ખાતરી છે. જે રાજા પોતાની પ્રજાને પુત્રવત પાળતો હોય તેને એવી સૂચના આપવાની જરૂર જ શી હોય? પરંતુ અમારી અરજ બીજા પ્રકારની છે.'

'જે હોય તે ખુશીથી કહો. તમારા જેવાને મનમાં સંકોચ રાખવાનું શું કારણ?'

"કહીએ તો ખરા, પરંતુ અમારી એ અરજ મંજૂર રાખવાનું વચન આપો તો જ." વિચારશીલ વોરા ગૃહસ્થ આદમજી શેઠે દાઢી ઉપર હાથ ફેરવતાં વાત ચોક્કસ કરવા માંડી.

ડોસાજીના મુખ ઉપર માર્મિક હાસ્ય છવાયું. "તમે પણ



ઝવેરશેઠે પોતાની બગલમાં છૂપાવેલી ખેસની ફાંટ છોડી અને તેમાંથી અમૂલ્ય જરઝવાહિર ડોસાજીના ચરણે ધર્યું.

પૃષ્ઠ ૪૯

જબરા લાગો છો. એમ વાત જણાવ્યા વિના વચન માગો એ તો ભારે વાત કહેવાય! છતાં મને તમો બન્ને શેઠિયાઓમાં સંપૂર્ણ વિશ્વાસ છે. હું વચન આપું છું કે મારા રાજધર્મને વાંધો આવે તેમ નહિ હોય તો હું તમારાં વચનો જરૂર સ્વીકારીશ."

"ઘણું જીવો મારા ધણી! ઝવેરશેઠે પોતાની બગલમાં છૂપાવેલી ખેસની ફાંટ છોડી અને તેમાંથી અમૂલ્ય જરઝવાહિર ડોસાજીના ચરણે ધર્યું.

**આ**દમજી શેઠે તેનું અનુકરણ કર્યું અને સોનામહોરોનો ઢગ રાજાના ચરણે ધર્યો.

ડોસાજી આશ્ચર્યચકિત બન્યા. "આ શું ?"

"એ આપની રાંકડી રૈયતની અદના સેવા. અત્યારે જ્યારે શત્રુઓ **વાં**કાનેરને ઘેરીને પડ્યા છે ત્યારે સૈન્યના ખર્ચ અને સાધનસામગ્રી માટે નાણાંની ખૂબ જરૂર પડે. તેથી આપ આનો ઉપયોગ કરી અમને કૃતાર્થ કરો, અને બીજી વધુ સહાયની જરૂર પડે તો પણ અમને કામકાજ ચીંધીને રાજસેવા કરવાનો લાભ આપો."

રાજ **ડોસાજી** આવા વફાદાર રાજ્યભક્ત અને રાજપ્રજા બન્નેનું હિત સાચવનારા ભાવિક નગરજનો તરફ ભાવભરી નજરે જોઈ રહ્યા.

**વાં**કાનેરના શાહ **ઝવેર વલભ** અને વોરા શેઠ **આ**દમજીએ પોતાની સઘળી દોલત રાજ ડોસાજીને અર્પણ કરી ને ત્રણે રાજ્યોના એકત્ર લશ્કર સામે ટક્કર ઝીલવા માટે આર્થિક સહાય જોઈએ તેની સગવડ કરી આપી.

અને સાહસશૂરો, નરબંકો. **વાં**કાનેરનો રાજવી ભડ પુરુષની માફક નીડરતાથી યોગ્ય તૈયારીઓ કરવા લાગ્યો.

કોટના તમામ દરવાજા બંધ હોવાથી શત્રુસેના વાંકાનેરમાં પ્રવેશ કરી શકે તેમ નહોતું. અધીરા બનેલા શત્રુઓએ કિલ્લા ઉપર બંદૂકનો મારો ચલાવ્યો.

પરંતુ રાજ **ડોસાજી** એમ મૂંગો બેઠો બેઠો જોયા કરે તેવો કાયર નહોતો. તેમણે ગઢમાં રહીને કોટના કાંગરા આગળથી સામો બંદૂકોનો મારો ચલાવ્યો. અને ખૂબ બહાદુરી અને કુશળતાપૂર્વક શહેરનું રક્ષણ કર્યું.

આજે નમશે, કાલે નમશે, એમ વિચારમાં ને વિચારમાં દિવસો વીત્યા. કિલ્લાની બહાર રહીને લડતા લશ્કર માટે ખોરાક અને બીજી જરૂરી સામગ્રી બહારથી મંગાવવી પડતી, અને વિજયના અભાવે સૈનિકો પણ નિરુત્સાહી બનતા જતા હતા. આખરે ઘેરાથી ઘેરાએલા રાજડોસાજી થાકીને અથવા ખોરાકપાણીની તંગીથી મૂંઝાઈને નમતું



ગઢમાં રહીને કોટના કાંગરા આગળથી
સામો બંદૂકોનો મારો ચલાવ્યો.
પૃષ્ઠ ૫૦

આપશે એવી શત્રુસેનાની માન્યતા પણ ખોટી પડવા લાગી. એ ઘેરાનો અંત આણવા નવાબી સૈન્ય અધીરું બન્યું.

"રાજસાહેબ, આ તલમાંથી તેલ નીકળે એવું લાગતું નથી. હાલ તો લડાઇનો વિચાર માંડી વાળો. ફિર દેખા જાયગા." નવાબી સિપેહસાલારે ધ્રાંગધ્રાનરેશને સલાહ આપી.

"તમારી એવી ઇચ્છા હોય તો ભલે, પરંતુ એણે છીનવી લીધેલી બત્રીશ તાજણ ઘોડીઓ મને પાછી ન મળે ત્યાં સુધી તો હું કોઇ જાતની સલાહ કરવા માગતો નથી." જસવંતસિંહજીએ પોતાની પ્રતિજ્ઞા જણાવી દીધી.

"એ વાત પણ ઠીક છે." મેરૂ ખવાસે ટાપસી પૂરી.

ધોળી ધજા લઈને એક ચારણ વાંકાનેરમાં આવ્યો અને તેણે સુલેહની શરત રજૂ કરી.

"ગઢવીજી, તમે ભલે આવ્યા, પરંતુ એ તાજણ ઘોડીઓ તો પાછી મળી રહી! હું જીવતો છું ત્યાં સુધી તો એ કદી પણ પાછી નહિ જ મળે! બાકી મોટા મોટાની મદદ લઈને આવેલા તમારા રાજાજીને કહેજો કે એ ઘોડિયું તો ડોસાજીની થઈ ચૂકી. એમાં હવે મીનમેખ નહિ જ થાય!"

ચારણે ડોસાજીને ખૂબ સમજાવ્યા. ત્રણ ત્રણ રજવાડાના સૈન્યના બળની હકીકત જણાવી, પરંતુ ડોસાજી એકના બે ન થયા. તેમની તો એક જ વાત હતી, ભલેને ત્રણને બદલે ત્રીસ રાજ એક સામટો હલ્લો લાવે, પરંતુ મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તો હું એ ઘોડીઓ પાછી નહિ જ આપું!"

થયું. ચારણના મોઢેથી ડોસાજીનો જવાબ સાંભળતાં જ રાજ જસવંતસિંહજીના ક્રોધનો પાર ન રહ્યો. તેમણે છેવટની લડાઈ લડી લેવાનો નિશ્ચય કર્યો.

જબરું ધીંગાણું થયું. બન્ને પક્ષોનાં માણસો ઘાયલ થયાં. અનેક યોદ્ધાઓ કપાઇ મૂઆ. અસંખ્ય મનુષ્યોનો જબરો સંહાર મચ્યો, પરંતુ એનું કંઈ પણ સ્પષ્ટ પરિણામ ન જ આવ્યું. જે ઉદ્દેશથી શત્રુસેના ચડી આવી હતી તે ઉદ્દેશ પાર ન પાડ્યો. વિજયનો સંભવ ન જણાતાં નવાબ તથા જામનું લશ્કર ત્યાંથી ચાલ્યું ગયું.

એ બંને પક્ષની જબરી મદદ જતાં રાજા જસવંતસિંહજીના સૈનિકો પણ હતાશ બન્યા, અને પોતાનું કંઇ વળે તેમ નથી એમ લાગતાં ત્યાંથી ચાલ્યા ગયા.

આવી ઘટના જોઇ ત્યાં હાજર રહેલા એક ચારણ બોલી ઊઠ્યો.

'બાબી, જામ, જસો, ત્રણ બાઘા,
(પણ) ડોહે ઘોડા નકો દીયા.'

રાજડોસાજીની ટેક સચવાઇ, એટલું જ નહિ, પરંતુ આ પ્રસંગને લીધે આસપાસના પ્રદેશોમાં એમની એવી પ્રતિષ્ઠા જામી કે કોઇ એમની પ્રજાને રંજાડવાની કે એમની સામે માથું ઊંચું કરવાની હિમ્મત ભાગ્યે જ કરતું અને ભૂલેચૂકે કોઇ તેમ કરતું તો તરત જ તેને તેનું કડવું ફળ પણ ચાખવું પડતું.

ડોસાજીના આ વિજયની વાત સારાએ સૌરાષ્ટ્રમાં પ્રસરી અને સૌ કોઇ એમની હિમ્મત અને દઢતાને ધન્યવાદ આપવા લાગ્યું. ભાટ ચારણોએ તો એમના આ વીરતાભર્યા પ્રસંગને નીચેના સોરઠામાં અમર બનાવી દીધો.

" હળવદ ને હાલાર, ત્રીજો, ગઢજૂનો મળ્યો;
તાણીને તેજાણ, દોરી ન આપી ડોહલે."

[ અર્થાત્ હળવદ ( ધ્રાંગધ્રા ) અને હાલાર ( જામનગર ) અને ગઢજૂનો ( જૂનાગઢ ) એ ત્રણે સત્તા મળી છતાં ડોસાજીએ તેજણ ઘોડીઓને ન જ દોરી આપી. ]



# પ્રજાપાલક નૃપતિ

[ ૩ ]

‘ જત વાડેથી જત ચડ્યા, લીધો લુણસરનો માલ;
એની ડાહે ખેંચી ખાલ, ભોગાવે ભેળા થઈ.’

“  કોણ છે ઈ ખાખરા શેકનારા ?”

સત્તાવાહક સ્વરે થએલા આ પડકારથી આખા દિવસની ભૂખ ભાંગવાને આતુર બનેલા. થાળીમાં લોટ બાંધીને ખાખરા શેકતા પરદેશીઓ ચમક્યા. અત્યારે પોતાને આવી રીતે પડકારનાર આ વળી કોણ નીકળ્યા ? તેઓ આતુર નયને જે દિશામાંથી પડકાર આવ્યો, તે દિશા તરફ મીટ માંડી રહ્યા.

વાંકાનેર રાજ્યના લુણસર ગામને પાદર પરદેશી પથિકો ઊતર્યા હતા. દરેક પરદેશીની સાથે પોતપોતાનું ગાડું હોવાથી રાતવાસો

રહેવા માટે ગામમાં ન જતાં પાદરમાં પડાવ નાખ્યો હતો. વાંકાનેર-નરેશ ચંદ્રસિંહજી ઉર્ફે રાજ ડોસાજીના રાજ્યઅમલમાં લૂંટફાટનું નામ નિશાન રહેવા પામ્યું નથી અને કોઇ હૈયાફૂટો એવી હિમ્મત કરવા જાય તો ડોસાજી એના જીવતા નખ કાઢી નાંખે છે એવી એમની ધાક બેસી ગઈ છે એવું સાંભળીને આ પરદેશીઓ નિશ્ચિંત બનીને ખુલ્લા પાદરમાં નિરાંતે પડ્યા હતા, અને શિયાળાની કડકડતી ઠંડીથી બચી જવા માટે તાપણું કરીને ગોળ કુંડાળું વળીને તાપતાંતાપતાં શરીરને હૂંફ આપતા હતા. તેમાંના કેટલાક પોતાની સાથે રાખેલી લોટની કોથળીઓ છોડીને થાળીમાં જ લોટ બાંધીને તેના ખાખરા શેકી રહ્યા હતા, અને કેટલાક આનંદની ધૂનમાં ગ્રામ્ય ભાષામાં રામવાળા-ચંદ્રવાળા છંદ ગાતા ગાતા વાતાવરણ ગજાવી મૂકતા હતા.

દૂરથી થએલા પડકારથી તેમના રંગમાં ભંગ પડ્યો. તેમનો આનંદ ઊડી ગયો. પોતાના કાર્યમાં વિક્ષેપ નાંખનાર આ વળી કોણ કાટી નીકળ્યો છે તે જોવા સૌ અધીરા બન્યા.

એટલામાં તો જતનું જંગી ટોળું આવી લાગ્યું. જતવાડમાંથી લૂંટની આશાએ નીકળેલા એ જતો આખો દિવસ અન્ન વિના આથડ્યા હતા. લૂંટ મળવાનું તો એક કોર રહ્યું, પરંતુ તે દિવસે તો તેમને ખાવાના પણ સાંસા પડ્યા હતા. તેઓ કોઈ પણ ઉપાયે અન્ન મેળવવા અતિ અધીરા બન્યા હતા.

ભૂખ્યો સિંહ પોતાના શિકાર ઉપર તરાપ મારે તેમ ભૂખ્યા ડાંસ બનેલા આ જત લોકો પોતાનું ખાજ નજરે પડતાં જ એકદમ ત્યાં ધસી આવ્યા, અને શેકાઇને તૈયાર થએલા ખાખરા તેમણે ઝપોઝપ ઝૂંટવી લીધા.

પરદેશી પ્રવાસીઓ હાં ! હાં ! કરતાં તેમને રોકવા લાગ્યા, પરંતુ તેમનું સાંભળે જ કોણ ?

" ભાઇઓ ! આવી જબરાઈ તમને ન શોભે ! તમને ખાખરા

ખાવાની ઇચ્છા થઈ હોય તો થોડાક ખુશીથી લઈ લો, પણ આમ કરો તે તો ઠીક નહિ !"

જત લોકો ખડખડાટ હસવા લાગ્યા: "મૂર્ખા નહિ તો! એમ હાથમાં આવેલો માલ તે કોઈ પાછો આપી દેતું હશે ? જુઓ. બહુ ગરબડ કરી છે, તો આ તમારો બધો ય માલ લૂંટી લઈશું !"

"લૂંટયા લૂંટયા, હવે ! આ રાજ**ડોસા**જીના રાજ્યમાં કોઈને લૂંટી શકે એવો બે માથાવાળો કોઈ પાક્યો નથી !" પરદેશીઓએ **વાં**કાનેરનરેશના નામનો નિર્દેશ કરીને લૂંટારા ઉપર ધાક બેસારવાનો પ્રયત્ન કર્યો.

"પાકયો છે, પાકયો છે, **ડોસા**જીનો ડારનાર એક જત આ દુનિયામાં પાક્યો છે! તમારા એ **ડોસા**જીને કહેજો કે 'જતવાડમાંથી આવેલો **ખી**મો જત એની હદમાં પણ લૂંટ કરવામાં આજે ફાવ્યો છે!'"

લૂંટારાના સરદારે કટાક્ષભર્યાં વેણ ઉચ્ચાર્યાં અને અટ્ટહાસ્ય કર્યું. એના એ ક્રૂર હાસ્યથી વાતાવરણમાં ભયંકરતા વ્યાપી.

પોતાના સરદારનાં વચનોથી ઉત્તેજિત બનીને જત લોકોએ લૂંટની શરૂઆત કરી દીધી. માત્ર તૈયાર ખાખરા લૂંટવી લઈને તેમને સંતોષ ન થયો, લોટની કોથળીઓ પણ તેમણે ચપોચપ ઉપાડી લીધી !

પેટનો ખાડો પૂરવાનાં બધાં ય સાધનો આમ લૂંટાઈ જતાં જોઈને પરદેશીઓની આંખ ફાટી. તેઓ પોતાની ડાંગ ઉગામીને જત લોકોની સામા થઇ ગયા.

પરદેશીઓની લાકડીઓ જતનાં અંગને અડે તે પહેલાં જ તેમના મ્યાનમાંથી ચળકતી તલવારો નીકળી પડી. પોતાની સામે ઉગામાયેલાં આ જીવલેણ હથિયાર જોતાં જ પરદેશીઓના લાકડીવાળા હાથ એમ ને એમ સ્થંભી ગયા.

"ચલાવો, જોયા શું કરે છો ? આ પરદેશીઓની પછેડી ચોફાળ વગેરે જે હાથમાં આવે તે છીનવી લ્યો. એ મૂર્ખાઓ એમ માને છે



તમારા એ ડોસાજીને કહેજો કે જતવાડામાંથી આવેલો ખીમો જત એની હદમાં પણ લૂંટ કરવામાં આજે ફાવ્યો છે!

પૃષ્ઠ ૫૬

કે એમના જેવા રખડતા પરદેશીઓની વહારે ધાવા માટે વાંકાનેરનો રાજા નવરો બેઠો છે! એમને ય એમની હોંસ પૂરી કરી લેવા દો. જોઈએ તો ખરા કે રાજડોસાજી આવા ભમતા ભૂતોને કેવી મદદ કરે છે!"

સરદારની છૂટ મળી, પછી જત લોકો કોઈને જતા કરે ખરા! તેમણે આ પરદેશીઓની પછેડી ચોફાળ વગેરે બીજી જે ચીજ પોતાને હાથ આવી તે જોરજુલમથી ખુંચવી લીધી.

તરવારથી ડરી ગયેલા પરદેશીઓ મદદ માટે ચીસો પાડતા. જતના જુલમને વશ થયા.

જતાં જતાં જત લોકોની નજર ગાડાનાં ધોંસરા સાથે બાંધેલા બળદો ઉપર પડી. અને તેમની દાનત ફરી. ' નવાણું ભેગા ભર્યા સો ' એ ન્યાયે તેમણે આ બળદને પણ લૂંટી જવાનો નિર્ણય કરી લીધો.

પોતાના જીવન-આધાર રૂપ આ બળદોને લૂંટાતા જોઈને પરદેશીઓનું કાળજું ફફડી ઊઠ્યું. આ બળદો એ તો પોતાની જીવનદોરી! એના વિના પોતે ગામેગામ ફરી શી રીતે શકે? એના વિના પોતાનો ધંધો શી રીતે કરી શકે!

લાકડીઓ ફેંકી દઈને તેઓ બળદને છોડી જતા લોકો પાસે આવી તેમના પગે પડીને વિનવવા લાગ્યા: " ભાઈસાબ! અમો ગરીબ પરદેશીઓ ઉપર દયા લાવો અને અમારા ગુજરાનના સાધનરૂપી આ બળદો ઉપર હાથ ન નાંખો."

મહામુશીબતે મળેલા આવા ખાજને લઈ જતા અટકાવનાર એ પરદેશીઓ ઉપર જત લોકો ક્રોધે ભરાયા. તેમણે પોતાના પગમાં પડનાર એ પરદેશીઓને પાટુ મારીને દૂર કર્યા. " ચાલો દૂર ખસો, મર્ખીઓ! દયાદાન માગવું હોય તો જજો દયાના સાગર ગણાતા એ તમારા ડોસાજી પાસે. અહીં તમારું કંઈ વળનાર નથી."

અને દીનવાણીથી દયાની યાચના કરતા એ પરદેશીઓની વિનવણીની દરકાર કર્યા વિના, તેમના બળદ અને લૂંટનો માલ સાથે લઈને જતનું ટોળું ત્યાંથી વિદાય થઈ ગયું.

મહાજનની મદદ

પોતાનું જીવનસર્વસ્વ હરાઈ ગયેલું જોઇને પરદેશીઓ રોકકળ કરવા લાગ્યા. જોતજોતામાં ગામમાં ખબર પડી ગઈ. ગામના પાદરમાં ઊતરેલા પરદેશીઓને આશ્વાસન આપવા ગામલોકો ત્યાં દોડી આવ્યા.

"શું થયું, ભાઈઓ? જરા ધીરજ ધરો અને બધી વાતનો ખુલાસો કરો."

"મારી નાંખ્યા મારા બાપ! પેલા જતના ટોળાએ તો અમને પાયમાલ કરી નાંખ્યા." એક જણે કહ્યું.

"બીજું બધું તો ઠીક, પણ ગામેગામ ફરવામાં મદદ રૂપ અમારા બળદોને પણ તેઓ હાંકી ગયા." બીજાએ ખૂબજ ગળગળે સાદે કહ્યું.

"અરે થાક્યાપાક્યા માંડ કરીને રોટલા ભેગા થવાની તૈયારી કરતા હતા, ત્યાં ભૂખ્યા વરુની માફક તેઓ અમારા ઉપર તૂટી પડ્યા, અને અમે તૈયાર કરેલા ભાખરા લઈ ગયા, એટલું જ નહિ, પરંતુ લોટની કોથળીઓ પણ ઉપાડી ગયા. હવે તો અમારે ભૂખે જ મરી જવાનો વારો આવ્યો." એક પરદેશીએ પેટનો ખાડો બતાવતાં કહ્યું.

"એકલી ભૂખનું દુઃખ હોત તો તો ધૂળ નાંખી, પરંતુ અમારા ઓઢવાના ચોફાળ અને પછેડીઓ તેઓ ખેંચી ગયા છે. એટલે હવે તો આખી રાત ટાઢે મરશું."

આમ ઉપરાઉપરી એક પછી એક પરદેશીના મુખમાંથી કરુણાજનક ઉદ્ગારો નીકળવા લાગ્યા. તેઓની દર્દભરી દીન વાણી સાંભળીને ગામલોકોનાં હૃદય દ્રવ્યાં. સૌ કોઇને તેમની તરફ અનુકંપા થઈ અને નિરાધાર અતિથિઓને યથાશક્તિ સહાય કરવા તત્પર બન્યા.

"ફિકર ન કરો ભાઈઓ! તમે થોડા જ જંગલમાં પડ્યા છો કે તમારે ભૂખે મરવાનો વારો આવે. અહીં આટલાં બધાં ખોરડાં છે ને તમે ભૂખે પડ્યા રહો તો તો અમારું જીવતર વૃથા જ ગણાય.

તમે બધા ગામમાં ચાલો. નિરાંતે વાળુપાણી કરી લો. પછી આપણે બધા અહીંથી વાંકાનેર જઈએ, અને રાજસાહેબ પાસે ફરિયાદ કરીએ.

ગામલોકોના આવા માયાળુ વર્તનથી પરદેશીઓની ચિંતા દૂર થઈ. આ લોકો પોતાને ખાવાપીવાનું આપે એ કંઈ નાનોસૂનો ઉપકાર નહોતો. તેઓને શા માટે વાંકાનેર સુધી આવવાનો શ્રમ આપવો ? અને આવી નજીવી ફરિયાદ સાંભળવા રાજસાહેબ પણ થોડા નવરા બેઠા હોય !

એ પરદેશીઓમાંથી એક પીઢ માણસ આગળ આવીને બોલ્યો: “ભાઈઓ! ભગવાન ભલું કરશે. આજની રાત અમને આશરો આપો એટલે ઘણું ય. પછી અમારાં કરમ અમે કૂટી લઈશું. અમારા જેવા રખડતા રઝળતા પરદેશીઓ માટે વાંકાનેરના ધણીને શા માટે તકલીફ આપીએ ?”

આ પરદેશીઓની નમ્રતાથી મહાજનના શેઠની તેમના તરફની સહાનુભૂતિમાં વૃદ્ધિ થઈ. તેણે પુનઃ તેઓને આશ્વાસન આપતાં કહ્યું. “તમારે મનમાં સંકોચ રાખવાની જરૂર નથી. અમારા રાજસાહેબ તો રાજા વિક્રમના અવતાર જેવા છે. તમે પરદેશી છો એટલા માટે એ તમારી દાદ ન સાંભળે એવું કદી ન બને. એમની એવી તો ધાક છે કે એમના રાજ્યમાં કોઈ ચોરી કે લૂંટફાટ કરવાની હિમ્મત જ ન કરી શકે. તમને લૂંટી જનાર જત લોકોનો કાં તો વાંકો દી બેઠો લાગે છે, નહિ તો સિંહની બોડમાં હાથ નાંખવા જેવી મૂર્ખતા તેઓ ન કરત. આજે તો તમને લૂંટ્યા—કાલે કદાચ અમારો પણ વારો આવે; એટલે રાજસાહેબને કાને એ વાત નાંખ્યા વગર તો ન જ રહેવાય.”

શેઠના શબ્દોથી ગામના એક ભૂદેવને પણ શૂરાતન છૂટયું: “અરે રાજડોસાજીની તો વાત જ ન કરવી. એ તો શત્રુ પાતાળમાં પેઠો હોયને તો તેને ત્યાંથી પણ પકડી લાવે તેવા પરાક્રમી છે. એક

વખત એ આ વાત જાણે તો પછી ગમેતેમ થાય તોપણ લૂંટનો માલ એ જત લોકોને ન જ પચવા દે."

ગામલોકોનાં હિમ્મતભર્યાં વચનો સાંભળીને તેઓ એ રીતે રાજી રહેતા હોય અને પોતાનો માલ પાછો મળતો હોય, તો એમાં કંઈ જ ખોટ જેવું નથી, એમ માનીને પરદેશીઓએ વાંકાનેરનરેશ આગળ ફરિયાદ લઈ જવાનું સ્વીકાર્યું.

પરદેશીઓની ક્ષુધાને તૃપ્ત કરાવીને તેમના બે પુખ્ત વયના માણસોને સાથે લઈને મહાજનના બે અગ્રેસરો વાંકાનેર ફરિયાદ પહોંચાડવા ઉપડી ગયા.

**રાજા એટલે પ્રજાનો સેવક!**

"અરે હેમચંદ શેઠ! તમે પણ ભલા માણસ લાગો છો. રાજસાહેબની આંખ અત્યારે માંડ કરીને મળી છે, તેમાં કાચી ઊંઘે તેમને જગાડવાની વાત કાં કરો?"

"સામંતસિંહ! અમે એવા મૂર્ખા નથી કે લુણસરથી રાત વહેંને અહીં દોડયા આવીએ! રાજસાહેબને વિના કારણ શ્રમ શા માટે આપીએ! આ બિચારા પરદેશીઓને લુણસરના પાદરમાં જત લોકો લૂંટી ગયા, એટલા માટે તો અમે અત્યારે અહીં ફરિયાદે આવ્યા છીએ."

"પણ સવારે તમે સુખેથી જે કહેવું હોય તે કહેજો, અત્યારે એમની ઊંઘ શા માટે બગાડો છો?"

"ઠાકોર! તમે તમારો જ કકો ખરો કર્યા કરો છો, પણ અમારી વાતનો વિચાર જ કરતા નથી. વખત વિત્યા પછીનો વરસાદ શા ખપનો? તમે સવારે રાજસાહેબને ખબર આપો એટલામાં તો લૂંટારાઓ ક્યાંય દૂર નીકળી જશે અને..."

"શું છે સામંત? આ બધી શી ધમાલ મચાવી છે?"

પાછળથી સત્તાવાહક સ્વર આવ્યો. સૌની એ પ્રશ્ન પૂછનાર તરફ નજર ખેંચાઈ.

એ વ્યક્તિ આગળ આવતાં જ મહાજનના શેઠિયા દંડવત પ્રણામ કરતા હોય તેમ તેના પગમાં પડયા. બંને પરદેશીઓએ પણ તેનું અનુકરણ કર્યું.

"**સામંત** !" રોષભરી નજર તેના પ્રત્યે ફેંકતાં એ વ્યક્તિએ ઠપકા ભર્યાં વેણ ઉચ્ચાર્યાં, "હજી પણ તારી આ ટેવ ન ગઇ. હજાર વાર તારું નાક કાપ્યું છે કે કોઈ પણ પ્રજાજન પછી તે શ્રીમંત હોય કે ગરીબ—તેને મારી પાસે ફરિયાદ લઈને આવતાં અટકાવવો નહિ."

"પણ અન્નદાતા ! આટલી મોડી રાતે–આપ ભર ઊંઘમાં હો ત્યારે......"

"હરકત નહિ, ઊંઘ બે કલાક પછી પણ લઇ શકાશે. પરંતુ મારી પ્રજાને થએલા દુઃખનું નિવારણ ખરો વખત વિત્યા પછી ભલેને હું લાખો રૂપિયા ખરચું તો પણ ન જ થઈ શકે. અને તું એટલું ય નથી સમજતો કે રાજાનું ખરું સુખ પ્રજાના સુખમાં જ સમાયલું છે. પ્રજા સુખે ઊંઘતી હોય તો જ રાજા સુખે સુઈ શકે છે. પ્રજાની આંતરડી કકળતી હોય એ વખતે રાજા સવા મણની તળાઇમાં પડ્યો પડ્યો નિરાંતે ઘોરતા હોય તો તે રાજા જ શા ખપનો ? પ્રજાના કલ્યાણથી મેં મેળવેલી કીર્તિ રૂપી કમાણી આજે તું ધૂળમાં મેળવી નાખત. ખબરદાર. હવેથી કોઈ દી કોઇને અટકાવ્યો છે તો !"

ગરીબ બિચારો સામંત ! એને તો 'લેને ગઇ પૂત ઓર ખો આઇ ખસમ' એવું થયું ! અદબ વાળીને—નજર ધરતી તરફ ઢાળીને તે પૂતળાની માફક ઊભો રહ્યો.

આ વ્યક્તિ તે બીજું કોઈ નહિ પરંતુ વાંકાનેરનરેશ રાજ ચંદ્રસિંહજી હતા.



એ વ્યક્તિ આગળ આવતાં જ મહાજનના શેઠિયા દંડવત પ્રણામ કરતા હોય તેમ તેમના પગમાં પડયા.

પૃષ્ઠ ૬૨

**વાઘને વળામણાં શાં ?**

રાજ ડોસાજીનો પૂર્વ ઈતિહાસ પરાક્રમના ગાઢા રંગે રંગાયેલો હતો.

બાબરા ભૂતને વશ કરીને એક જ રાત્રિમાં ૨૩૦૦ ગામ બક્ષિસ મેળવનાર નરવીર હરપાળદેવે ઈ. સ. ૧૦૯૦ માં પોતાની રાજધાની પાટડીમાં સ્થાપી હતી. તેમના વંશજો ઝાલા તરીકે પ્રખ્યાત થયા. ૩૦૦ વરસ પછી પાદશાહ સાથે કલહ થતાં એ ગાદી માંડળમાં બદલાઈ અને થોડા જ સમયમાં તે કુંકાવટીમાં ફેરવવી પડી. સ્વતંત્રતાને ચાહનારા એ ઝાલાઓને બાદશાહી સત્તા સામે થવાનો પ્રસંગ આવ્યો અને પરિણામે 'કૂવાનો કેર' થયો.

કુંકાવટી છોડ્યા પછી રાજેધરજીએ ઇ. સ. ૧૪૮૮માં જંગલમાં સસલો ઘોડાની સામે થયો તેથી એ જગ્યા દેવતાઇ છે એમ માનીને ત્યાં હળવદ વસાવી, ત્યાં જ રાજ્યધાની કરી. ઈ. સ. ૧૫૮૪ માં હળવદની ગાદી ઉપર ચંદ્રસિંહજી થયા. તેમને છ કુંવર હતા. પાટવી કુંવર પૃથ્વીરાજે હળવદને પાદર આશરો લઈને પડેલા અદાજી સાથે તકરાર કરી અને ચંદ્રસિંહજીનો ઠપકો મળતાં રીસાઇને ત્યાંથી વઢવાણ જતા રહ્યા. સતીના શ્રાપના પ્રતાપે પૃથ્વીરાજ પકડાયા અને અમદાવાદનો સૂબો તેમને કેદ કરીને અમદાવાદ લઈ ગયો. ત્યાંથી એ ફરી આવવા જ પામ્યા નહિ. એમના બે કુંવરો પોતાના બાપને મોસાળ ભડલી ગયા અને નવાનગરના જામ લાખાજીની મદદ મેળવીને મહીઆ અને બાબરીઆ લોકો પાસેથી વાંકાનેરનો આસપાસનો મુલક જિતી લઇ ત્યાં રાજ્ય સ્થાપ્યું.

સુલતાનજીના વંશજો વાંકાનેરમાં જ રાજ્ય કરવા લાગ્યા.

સુલતાનજીથી સાતમી પેઢીએ આવેલા કેસરીસિંહજી ઈ. સ. ૧૭૮૭ માં મૃત્યુ પામ્યા ત્યારે તેમના કુંવર ચંદ્રસિંહજી ગાદીએ આવ્યા. બાલ્યાવસ્થામાં તે ચાલવા શીખતા ત્યારે ઘરડા ડોસાની માફક

પગલાં માંડતા, તેથી તેમના પિતા અને બીજાં કુટુંબીજનો તેમને 'ડોસાજી' 'ડોસાજી' કહીને વિનોદ કરતા. આ ઉપરથી તેમનું હુલામણાનું નામ '**ડોસાજી**' પડ્યું અને એ જ નામથી તેઓ પ્રખ્યાત થયા. **કેસરીસિંહજી** મૃત્યુ પામ્યા ત્યારે **ડોસાજી**ની ઉમ્મર ફક્ત આઠ વર્ષની હતી. બાલ્યાવસ્થાથી જ ચપળ અને બુદ્ધિશાળી હોવાથી તેમણે કુશળતાપૂર્વક રાજકાજમાં ભાગ લેવા માંડ્યો. દૃઢ મનોબળવાળા એ **ડોસાજી**ના અંતરમાં પ્રજાધર્મની ભાવના એટલી તો ઊતરી ગઈ હતી કે પોતાની પ્રજાને કોઇ સહેજ પણ છંછેડે તો તેમનું દિલ ઊકળી આવતું અને ઝટપટ તેઓ પ્રજાની વહારે ધાતા. ચોરી કે લૂંટફાટનું તેમના રાજ્યમાં નામનિશાન નહોતું. માત્ર વાંકાનેરમાં જ નહિ, પરંતુ આસપાસના પ્રદેશમાં પણ એમની વીરહાક વાગતી, અને એ સાહસિક, પ્રજાપ્રેમી અને શૂરા ક્ષત્રિયના રાજ્ય કે પ્રજા સામે આંગળી ચીંધવાની કોઈ હિમ્મત કરી શકતું નહોતું.

એ પ્રજાપાલક નૃપતિના દરબારનાં દ્વારો પ્રજાજનોને માટે સદા ય ખુલ્લાં રહેતાં. માત્ર દિવસે જ નહિ, પરંતુ ખરી ભીડના સમયમાં મધરાતે પણ તેમની પાસે ફરિયાદ લઈ જવાની છૂટ હતી, અને પ્રજાના દુઃખે દુઃખી થનાર એ ધર્મિષ્ઠ રાજાની નિદ્રા કે આરામની જરા પણ પરવા ન કરતાં ગમે તે વખતે પ્રજાની વહારે ધાવા તૈયાર થઈ જતા.

પોતાના દરબારીઓ સાથે મહત્ત્વના કાર્યની ચર્ચા કરીને તે હમણાં જ નિદ્રાધીન થયા હતા. તેવામાં તેમના એક વફાદાર સંરક્ષકે તેમને ધીરે રહીને જગાડ્યા, અને **લુણસર**થી આવેલા ફરિયાદીઓ સાથે સામંત રકઝક કરે છે એવી હકીકત જાહેર કરી.

આટલી મોડી રાતે છેક **લુણસર**થી ફરિયાદ કરવા આવનારને જરૂર મોટું સંકટ પડ્યું હશે એવો વિચાર આવતાં જ રાજા **ડોસાજી** પોતાની સુખશય્યામાંથી સફાળા બેઠા થઇ ગયા, અને દોડતા મહેલના

દરવાજા આગળ આવી પહોંચ્યા. જોયું તો સામંત ફરિયાદીઓ સામે ડોળા કાઢી ઘૂરકી રહ્યો છે, અને લુણસરના બે શેઠિયા અને અજાણ્યા બે મુસાફર હાથ જોડીને કરગરી કરગરીને તેને વિનવી રહ્યા છે.

સામંતને ઠપકો દઈને તેણે શેઠિયાને સાંત્વન આપતાં કહ્યું, " કહો હેમચંદ શેઠ, કંઈ અત્યારે આવવું થયું ! "

"અન્નદાતા ! આપની ઊંઘ બગાડી તે માટે ક્ષમા કરજો. આપના રાજ્યઅમલમાં વાંકાનેરની હદમાં ચોરી કે લૂંટફાટ કરવાની હામ ભીડી શકે એવો માઈનો પૂત આજ સુધી કોઈ જનમ્યો નથી. પરંતુ આજે એક જતનું ટોળું લુણસરને પાદર એવો ચાળો કરી ગયું છે. બિચારા પરદેશીઓ તો આપને તકલીફ આપવાની ના પાડતા હતા. પરંતુ આજ સુધીની નિષ્કલંક કીર્તિમાં એ જતડાઓ આવો ચાળો કરી જઈને કાળો ડાઘ લગાડી જાય, એ અમારાથી સાંખ્યા શકાયું નહિ, તેથી જ અમે અત્યારે આપની પાસે આવીને આપને શ્રમ આપ્યો છે."

"બહુ જ સારું કર્યું, શેઠ ! તમને મારે ખાસ ધન્યવાદ આપવા જોઈએ કે આવા પરદેશીઓને ખાતર તમે જાતે ચાલી ચલાવીને આવ્યા. અને મને પ્રજાપાલનનું મારું કર્તવ્ય બજાવવાની તક આપી. નહિતર આ બિચારા પરદેશીઓ એમ ને એમ ચાલ્યા જાત તો મને કંઈ ખબર ન પડત અને મારા રાજ્યમાં લૂંટારાઓ ફાવી ગયા એવું કલંક મારા ઉપર આવત. આવા નિરાધાર પરદેશીઓનો પક્ષ લઈને તમે ખરેખર મહાજનનું ભૂષણ વધાર્યું છે."

સામંતસિંહ તરફ ફરીને તેણે આજ્ઞા કરી, "સામંત ! જા, મારો ઘોડો લઈ આવ. એટલી વારમાં હું તૈયાર થઈ જાઉં છું."

શેઠિયાઓ ઉપર રોફ મારવા જતાં ઊલટી પોતાની આબરૂના કાંકરા થયા એ વિચારથી મનમાં ને મનમાં જ ખીજાતો સામંત મૂંગે મોઢે ઘોડો લઈ આવવા ગયો.

ક્ષણ માત્રમાં હથિયાર ધારણ કરીને રાજ ડોસાજી ઘોડેસવાર થયા અને ફરિયાદે આવનાર લુણસરના શેઠિયાઓ અને પરદેશીઓને પાછળથી ધીરે ધીરે આવવાની સૂચના કરીને ત્વરાથી ત્યાંથી નીકળી પડ્યા.

પોતાના રાજસાહેબને એકલા જતા જોઈને શેઠે તેમને અટકાવવાનો પ્રયત્ન કર્યો. "રાજસાહેબ ! આમ આપ એકલા જાઓ તે મને ઠીક લાગતું નથી. સાથે થોડાં માણસો લો તો સારું."

"ચિંતા ન કરો શેઠ ! વાઘને તે વળી વળામણાં શાં ? મારી પ્રજાને કોઈ લૂંટી જાય ત્યારે હું સૈન્ય તૈયાર કરવા બેસું તો પછી એ કામ પાર જ શી રીતે પડે ?"

અને એક પણ માણસને સાથે લીધા વિના રાજ ડોસાજીએ પોતાના પાટનગર વાંકાનેરનો ત્યાગ કર્યો.

### આત્મશ્રદ્ધા

મારતે ઘોડે તે લુણસર આવ્યા. ડોસાજીનું આગમન થતાં જ ગામલોકો ભેળા થઈ ગયા.

આખું લુણસર આજે અખંડ ઉજાગરો કરી રહ્યું હોય એમ ડોસાજીને લાગ્યું અને પોતાની પ્રજાને આવી ચિંતાતુર સ્થિતિમાં લાવી મૂકનાર એ જાત લૂંટારાઓ તરફ એમને અનહદ ક્રોધ ઉપજ્યો.

"ચાલો, મશાલો સળગાવો, અને ચાર પાંચ મશાલચીઓ મારી સાથે આવો !"

ક્ષણ માત્રમાં મશાલોના પ્રકાશથી લુણસરનું પાદર ઝળહળી ઊઠ્યું. કેટલાક જુવાનિયાઓ હાથમાં ઉઘાડી તરવાર સાથે રાજડોસાજીના રક્ષણ માટે તેમની સાથે જવા તત્પર બન્યા.

"શાબાશ, જુવાનિયાઓ ! તમારી સ્વામીભક્તિથી હું પ્રસન્ન થયો છું. પરંતુ અત્યારે તમારી કોઈની મારે જરૂર નથી. આ મશાલચીઓને પણ માત્ર એ લૂંટારાઓનું પગેરું કાઢવા માટે હમણાં

સાથે રાખું છું. પછીથી કદાચ એમની પણ જરૂર નહિ પડે."

ડોસાજીની આજ્ઞાથી એ જુવાનો નિરાશ થયા, પરંતુ એમની આજ્ઞાને ઉથાપવાનું તેમનામાં સામર્થ્ય નહોતું.

આખું ગામ આવા પરાક્રમી અને પ્રજાપાલક નૃપતિની નીડરતા જોઈને દિગમૂઢ બન્યું. પ્રભુ! રાજા આપે તો રાજ ડોસાજી જેવા જ આપે, એવા ઉદ્ગારો કાઢતા પ્રજાજનોએ તેમને અંતરના આશીર્વાદ આપ્યા.

હેમચંદ શેઠ આગળ આવ્યા અને બન્ને હાથ જોડી વિનતિ કરી: "રાજ સાહેબ! આ ગરીબ વાણિયાનું કહેવું માનો. આપ એકલા અને સામે દશબાર જતોનું ટોળું એટલે એ જરા વિચાર કરવા જેવું છે."

"ચિંતા ન કરો શેઠ! ન્યાય મારો પક્ષ કરશે. લુંટારાઓની સંખ્યા ગમે તેટલી હોય તો પણ તેઓ અંતે લુંટારા જ છે. અન્યાયથી પૈસો મેળવનાર પાપી મનુષ્યનું હૃદય હમેશાં નબળું હોય છે. એટલે એવા અન્યાયી અસંખ્ય માણસો સામે ન્યાય અને નીતિનું મારું બખતર ટક્કર ઝીલી શકશે. એવી મને આત્મશ્રદ્ધા છે."

અને વધારે વિવેચનમાં વખત ન ગુમાવતાં રાજસાહેબે મશાલચીઓની મદદથી જત લોકોનું પગેરું કાઢયું અને તેમના પગલે પગલે આગળ વધ્યા.

### સેનાપતિની શરમ

રાજ ડોસાજી જત પાછળ વારે ચડ્યા છે એવા ખબર જોતજોતામાં રાજસેવકોમાં ફેલાઈ ગયા. સેનાપતિ ચમક્યો. 'અરર! આ તો ગજબ થયો! આવી અંધારી રાતે રાજસાહેબ એકલા વા'રે ચડે અને ન કરે નારાયણ ને એમને કાંઈ હરકત પહોંચે તો આજ સુધીની મારી સેવા ઉપર પાણી ફરી વળેને!' એણે તરત જ નગારું વગાડવાનો હુકમ આપી દીધો.



" ઊભા રહો તમારી જાતના જતડાઓ !
હમણાં જ હું તમારી ખબર લઉં છું ! "

પૃષ્ઠ : ૭૦

નગારાનો ઘાવ કાને પડતાં જ સૈનિકો શય્યામાંથી સફાળા બેઠા થઈ ગયા.

તેમણે ઉતાવળમાં જ હથિયાર ધારણ કરી લીધાં.

એટલામાં તો બીજી વાર નગારાનો નાદ સંભળાયો.

સૈનિકોએ પોતાના ઘોડા ઉપર સાજ નાંખી દીધો.

ફરીથી ત્રીજી વાર નગારા ઉપર દાંડી પડી.

તમામ ઘોડેસ્વાર સૈનિકો રાજમહેલના ચોગાનમાં એકઠા થયા.

સેનાપતિએ તેમને એકત્ર કરવાનું કારણ જણાવ્યું અને પ્રજાની વા'રે ધાનાર પ્રજાપાલક નૃપતિને સહાય કરવા તે રાજ્યના આ લશ્કર સાથે ત્યાંથી નીકળી પડ્યો.

**માલ હાથ કર્યો**

પગેરું કાઢતાં ડોસાજીને જણાયું કે જતનું ટોળું ભોગાવા નદીમાં પડ્યું હોવું જોઈએ. એટલે એ દિશામાં પોતાના અશ્વને તેમણે આગળ વધાર્યો.

એટલામાં દૂરથી તેમણે ભોગાવા નદીના પટમાં તાપણું તાપતાં મનુષ્યોના એક ટોળાને જોયું. તેમની ખાતરી થઈ કે લૂંટારાઓ અહીં આવીને હવે પોતાનું નામ લે એવું કોઈ નથી એ વિચારથી નિશ્ચિત બનીને આરામ લેતા હશે.

દૂરથી જ તેમણે તેમને પડકાર્યા: “ ઊભા રહો તમારી જાતના જનડાઓ ! હમણાં જ હું તમારી ખબર લઉં છું ! ”

સિંહગર્જના જેવા આ પડકારથી જત લોકો ચમક્યા. તેમનો આનંદ ઊડી ગયો. મહામહેનતે મેળવેલું ખાજ પોતાના હાથમાંથી છીનવી લેનાર આ વળી કોણ નીકળી આવ્યો ? એ વિચાર કરતા કરતા તેઓ ત્યાંથી લૂંટના માલ સાથે ભાગી છૂટવાની તૈયારી કરવા લાગ્યા.

પરંતુ એટલામાં ડોસાજી તેમની છેક નજીકમાં આવ્યા. એ પ્રચંડકાય પુરુષને જોતાં જ સાક્ષાત્ યમરાજ પોતાની સામે આવ્યા હોય એવી ભ્રાંતિ તેમના અંતરમાં પેઠી.

"મૂકી દો, એ લૂંટનો માલ હેઠે મૂકી દો. ખબરદાર! જો અહીંથી હાલ્યા કે ચાલ્યા છો તો!"

લુણસરના પાદરમાં પરદેશીઓને પડકાર આપનાર અને 'ડોસાજી પોતાને શું કરી શકનાર છે?' એવી બડાઈ હાંકનાર આ જત લોકો એ જ રાજ ડોસાજીની હાકલથી ઢીલાઢફ બની ગયા. નાસવાને માટે ઊભા થયેલા એ જત લોકોના પગમાં લથલથાટી થવા માંડી. જાણે પગ નીચેની જમીન ખસી જતી હોય—સ્થિર ઊભા રહેવાની શક્તિ હરાઈ ગઈ હોય—તેમ તેમના પગ ધ્રુજવા લાગ્યા, અને 'માટીનું તણા પગ ચડે આંટીએ' એના જેવું થયું.

વાકાંનેર રાજમાં કોઈથી લૂંટફાટ થઈ શકતી નથી, એ વાત આ જત લોકોના જાણવામાં આવી હતી. અને વાકાંનેરની હદ વટાવીને બીજી હદમાં જઈને લૂંટફાટ કરવાનો તેમનો ઈરાદો હતો. પરંતુ આખા દિવસ કંઈ પણ શિકાર ન મળતાં ભૂખથી હેરાન થતાં તેમણે પરદેશીઓના ટોળા પાસેથી ખાવાનું ઝૂંટવી લેવાની હિમ્મત કરી. અને પછી તો 'લોભે લક્ષણ જાય' એ ન્યાયે તેમનો સરસામાન અને બળદ પણ લૂંટી લીધા. આ પરદેશીઓ થોડા જ ફરિયાદ કરવા જવાના હતા! અને એમની દાદફરિયાદ સાંભળે પણ કોણ! એ વિચારથી ભોળવાઈને જત લોકો હવે પોતાનું કોઈ નામ લેનાર નથી એમ માનીને નિરાંતે ભાગાવા નદીના પટમાં આરામ અને આનંદ મેળવવા લાગ્યા. પરંતુ અહીં તો ધાર્યા કરતાં કંઈક બીજું જ થયું. પરદેશીઓને મદદ કરવા સાધારણ સિપાઈઓ આવત તો આ ઝનૂની જત લોકો તેમને ત્યાં જ પૂરા કરી નાંખત, પરંતુ આ તો વાકાંનેર-નરેશ! એ હાથમાં આવેલા દુશ્મનોને ભાગ્યે જ જીવતા જવા દે.

કાળ પોતાનો કોળિયો કરી જાય તે પહેલાં જીવતા રહેવાને માટે સૌ કોઈ ફાંફાં મારે છે. ડૂબતો માણસ મરવા પહેલાં તણખલાને પણ બાઝી પડે છે, તેમ આ જત લોકોએ પણ જીવતા નાસી છૂટવાનાં ફાંફાં માર્યાં.

પરંતુ એમ ને એમ તો અહીંથી જીવતા છટકી શકાય તેમ નહોતું. ડોસાજીની તરવારે બકરાની માફક રહેંસાઈ જવું તેને બદલે મરતાં મરતાં પણ પોતાનો હાથ તેને બતાવવો એવો જત લોકોએ નિર્ણય કર્યો અને પોતાની તરવારો મ્યાનમાંથી બહાર કાઢી.

એક તરફ એકલા રાજસાહેબ અને સામે દશબાર જતો એકબીજાના પરાક્રમનું પારખું કરવા લાગ્યા. દુશ્મનોના ઘા ઢાલ ઉપર ઝીલી લઈને સામા ઘા કરવામાં ડોસાજીએ અજબ પ્રવીણતા મેળવી હતી, એટલે જતોની તલવારો પોતાની ઢાલ ઉપર ઝીલતાં ઝીલતાં જ તેમણે જે કોઈ જત પોતાના સપાટામાં આવે તેને યમસદનમાં પહોંચાડી દેવાનું કાર્ય આરંભ્યું.

પોતે લૂંટી લાવેલા સામાન તરફ મમતાભરી નજરે જોતા, પોતાની કરી કમાણી આમ ધૂળમાં મળે છે એ જોઈને અફસોસ કરતા, પોતાના જાત ભાઈઓ દુશ્મનની તરવારથી ટપોટપ પડતા જાય છે એ વિચારથી મનમાં અકળાતા જત લોકો હવે શું કરવું તેની સૂઝ ન પડતાં મનમાં ને મનમાં મૂંઝાવા લાગ્યા.

ડોસાજીએ તો એક જ નિશ્ચય કર્યો હતો—કોઈ પણ રીતે પોતાની હદમાં આશ્રય લઈને પડેલા પરદેશીઓનો માલ તેમને પાછો મેળવી આપવો. તેઓ નિશ્ચયપૂર્વક જત લોકોની ખબર લેવા લાગ્યા.

જત લોકોએ જોયું કે પોતાના પાંચ ભાઈબંધો રાજડોસાજીની તલવારના ભોગ બની યમસદન પહોંચી ગયા છે. આ રાજસાહેબનો પરાજય* કોઈ રીતે નહિ કરી શકાય એવી ખાતરી થતાં શત્રુની

* એવી દંતકથા ચાલે છે કે:–રાજડોસાજીને એક અતીત ગુરુ હતા.

તલવારનો સ્વાદ ચાખીને ધરાઈ ગયેલા—અંગ ઉપર ઠેકઠેકાણે ઘાયલ થયેલા બાકીના જતો લૂંટનો માલ ત્યાં જ રહેવા દઈને નાસી છૂટયા.

ભોગાવા નદીના પટમાં પડેલો લૂંટનો માલ લઈને રાજસાહેબ પાછા વળ્યા.

**થાન** આગળ આવતાં જ **વાં**કાનેરની શિરબંદી—સેનાપતિ અને સૈનિકો—સામે મળ્યા. રાજસાહેબે એકલા પંડે જત લૂંટારાઓની સામે થઈને તેમનો પરાજય કરી લૂંટનો માલ પાછો મેળવ્યો એ જાણી સૈનિકો પોતાના સ્વામીના અનહદ શૌર્યની પ્રશંસા કરવા લાગ્યા.

સૈન્યને પાછું વાળીને **વાં**કાનેર પાછા પહોંચી જવાની આજ્ઞા આપીને રાજસાહેબ લૂંટના માલ સાથે **લુણસર** આવ્યા, અને પરદેશીઓને તેમનો માલ પાછો સોંપ્યો.

"જોઈ લો, બરાબર તપાસ કરી લો. તમારા માલમાંથી એક પણ વસ્તુ બાકી રહી હોય તો કહી દેજો. એ નાસી ગયેલા જતોને જીવતા પકડી લાવીને તેમની પાસેથી તે ઓકાવી કાઢીશ!"

પોતાની વસ્તુઓ પાછી મળતાં પરદેશીઓના આનંદનો પાર ન રહ્યો. એ તો બિચારા રાજસાહેબના પગમાં પડી પડીને તેમનો આભાર માનતા વારી જવા લાગ્યા.

### ઘણું જીવો એ નૃપતિ!

**લુણસર**ના ચોરે આખું ગામ ભેળું થયું હતું. એ ગામનો એક ગઢવી પણ ત્યાં હાજર હતો. રાજ **ડોસાજી**ની પ્રજાવત્સલતા અને અનહદ વીરતા જોઈને એનું અંતર આનંદથી થનગની ઊઠયું. એની જીભ સળવળવા લાગી. દેવી સરસ્વતી એને પ્રેરણા કરતી હોય તેમ

એ ગુરુએ ડોસાજીને એક ભગવો રૂમાલ અને ઘોડો આપીને એવો આશીર્વાદ આપ્યો હતો કે જ્યાંસુધી આ વસ્તુઓ તમારી પાસે હશે ત્યાં સુધી કોઈ તમારો પરાજય નહિ કરી શકે

એના મુખમાંથી આખા વાતાવરણમાં વીરતા પ્રસરાવતો દુહો નીકળી પડ્યો:—

"જતવાડેથી જત ચડ્યા, લીધો લુણસરનો માલ;
એની ડોહે ખેંચી ખાલ, ભોગાવે ભેળા થઈ."

સૌ રાજડોસાજીની પ્રજાવત્સલતાની અને એના પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યા.

બિચારા પરદેશીઓ તો પોતાનો બધો ય માલ પાછો મળતાં હર્ષઘેલા થઈ ગયા હતા. તેમના અંતરમાંથી ઉદ્‌ગારો નિકળવા લાગ્યા. "પ્રભુ તમારું કલ્યાણ કરશે, રાજસાહેબ! અમારું તો જીવનસર્વસ્વ હરાઈ ગયું હતું. આપે અમને ખરું જીવતદાન આપ્યું એમ અમે માનીએ છીએ. તમારા જેવા પ્રજાના દુઃખે દુઃખી થનારા રાજા મેળવનાર આ પ્રજા ખરેખર ભાગ્યશાળી છે!"

"બરાબર કહ્યું, પરદેશી ભાઈઓ! તમે સાવ સાચું કહ્યું. અમારા રાજસાહેબ તો દૈવી પુરુષ છે. એમના રાજઅમલમાં અમે સુખચેનમાં અમારું જીવન ગાળીએ છીએ. એમનો એવો તો કડપ છે કે અંધારી રાતે પણ અમે ઉઘાડાં બારણાં મૂકી નિરાંતે સૂઈ જઈએ તો પણ કોઈ જાતનો અમને ભો નથી. અને રાત હોય કે દિવસ ગમે ત્યારે ગામમાં કે ખેતરમાં–સીમમાં કે જંગલમાં–હાથમાં કાચું સોનું ઉછાળતા જઈએ તો પણ તાકાત નથી કોઈની કે એમની પ્રજા સામે કોઈ આંખ પણ ઊંચી કરી શકે. એમના જેવા પ્રજા-પાલક નૃપતિ તો ભાગ્યશાળી પ્રજાને જ સાંપડે."

"અને તમારા જેવી વફાદાર પ્રજા પણ જેણે પરભવ તપ કર્યાં હોય એવા રાજાને પ્રાપ્ત થાય!"

ડોસાજી ઉપકારવશ બનેલા એ પરદેશીઓ તરફ–પૂજ્ય-ભાવ ધરાવતા પોતાના પ્રજાજનો તરફ વાત્સલ્યભરી નજરે જોઈ રહ્યા.



# ડોસાજીનો ડંકો

[ ૪ ]

" લો નાજો ખાચર પણ ફાટીને ધુમાડે ગયો છે, રાજસાહેબ ! "

" કેમ ! વળી એ ક્યાંથી તારી દાઢમાં આવ્યો ? " રાજસાહેબે મર્માળું હાસ્ય કરતાં કટાક્ષ કર્યો.

" એમ હસવામાં વાત કાઢી નાખવા જેવું નથી, રાજસાહેબ ! એ ખાચર કંઈ મારો દુશ્મન નથી કે હું એને માટે ખોટી ફરિયાદ કરું. "

રાજસાહેબ અધીરા બન્યા. " પણ છે શું એ તો કહે ! નાહક વાતમાં મોણ શીદ ઘાલે છે ! "

"અન્નદાતા, આજ સુધી તો એ નાજો ખાચર બીજાં રાજ્યોમાં ફેરો મારી આવતો, પરંતુ હવે તો એણે આપના રાજ્ય તરફ પણ મીટ માંડી છે. વાંકાનેરનાં ગામ ભાંગવાની એ હામ ભીડે અને આપ એના સામી ઊંચી આંખ પણ ન કરો એ તે કેમ સહ્યું જાય ?"

"શું કહ્યું ?" રાજસાહેબની આંખ ફાટી. "વાંકાનેરનું ગામ ભાંગે ? આ ડોસાજી જીવતો બેઠો છે ત્યાં સુધી કોના માથામાં ગજ ઘાલ્યા છે કે મારી વસતીને રંજાડે ?"

એટલામાં તો રાજસાહેબને બાતમી આપનારને સાક્ષીપુરાવા આપવા માટે જ જાણે આવ્યા હોય તેમ અસંખ્ય ગામડિયાઓ દરબારગઢના ચોગાનમાં ધા નાખતા આવ્યા.

પેલા બાતમીદારના પગમાં જોર આવ્યું. "જોયું બાપુ ! હું કહેતો હતો તે જ વાત નીકળીને ? હવે પૂછી જુઓ આ ગામલોકોને એટલે નાજા ખાચરે કેવો ઉપાડો લીધો છે તેની આપને ખાતરી થઈ જશે."

રાજસાહેબ દરબારગઢમાંથી બહાર નીકળ્યા. તેમને જોતાં જ ગામડિયાઓ એ પ્રજાવત્સલ રાજવીના ચરણે ઢળી પડ્યા.

"બાપુ, ગજબ થયો ? ભીમોરાના ગઢની કુમકથી મનમાં મલકાતો પેલો નાજો ખાચર અમારું નાક કાપી ગયો !"

"એટલે ?" ડોસાજી સત્ય વસ્તુસ્થિતિ જાણવા અધીરા બન્યા.

"એટલે એમ કે એણે આવીને ધોળે દહાડે અમારું ગામ લૂંટ્યું."

"અને તમે એમ ને એમ મૂંગે મોઢે જોઈ રહ્યા, કેમ ?" આરક્ત નેત્રે ડોસાજીએ પ્રશ્ન કર્યો.

"બાપુ, અમે એમ મૂંગા મૂંગા અમારું ધન હરાઈ જતું જોયા કરીએ ખરા કે ? ગામના બધા જુવાનો એની સામે થઈ ગયા, પરંતુ

એની સાથે જાડા જણ હોવાથી અમારું કંઈજ હાલ્યું નહિ. ઊલટો માર ખાધો તે નફામાં. ”

“ એમ ? એ **ખાચર**ને મારી પણ શરમ ન આવી ? ”

“ શરમની વાત તો ક્યાં રહી, રાજસાહેબ ! પણ એ તો એફાક બોલતો હતો કે તમારા રાજસાહેબ જેવા તો ઘણા ય જોઇ નાખ્યા ! એ તે મને શું કરી નાખવાના છે ? એને હોંશ હોય તો ભલે હાલ્યા આવે. મારા **ભીં**મોરાના ગઢ આગળ કોઈનું કંઇ વળે તેમ નથી. ”

“ એટલો બધો ગર્વ ? ઠીક છે. હું પણ જોઉં છું કે એનો ગઢ ક્યાં સુધી ટકે છે ? એને ગઢમાંથી બહાર ખેંચી લાવી એનો પરાજય ન કરું તો મારું નામ **ડોસાજી** નહિ ! ”

“ ધન્ય અન્નદાતા ! ધન્ય વીર **ડોસાજી** ! રાજા હો તો આવા હો ! ” ગામડિયાઓએ ગર્જના કરી અને એ જયગર્જનાથી **વાં**કા-રનો દરબારગઢ ગાજી ઊઠ્યો.

## મનસુબાની મહેલાત

રાજ **ડોસાજી**ની માત્ર **વાં**કાનેરમાં જ નહિ, પરંતુ તેના આસ પાસના પ્રદેશમાં પણ વીરહાક વાગતી. એમની પ્રજાને રંજાડનાર એમના હાથમાંથી ભાગ્યે જ બચવા પામતો. ભલાભલા લૂંટારાને તેમણે મહાત કર્યા હતા. **નાજા** ધાધલ જેવા બળિયા કાઠીને ઘોડાના પગ બાંધવાના ડામણના પ્રહારથી ત્રાહી ત્રાહી પોકરાવીને ‘ ડામણનાં કામણ’ની પ્રતીતિ કરાવી હતી.

પોતાની સામમાં—**લુણ**સરને પાદર વિસામો લેનાર પરદેશીઓને લૂંટનાર જત લોકોને પણ તેમણે જેર કર્યા હતા. આ પ્રસંગે એ રખડુ લોકો ઉપર જબરી ધાક બેસાડી દીધી હતી.

**વાં**કાનેરની પ્રજા હવે કોઈ પોતાને રંજાડવાની હિમ્મત નહિ જ કરી શકે એવી ખાતરીથી નિરાંતે સુખી દિવસો ગાળી રહી હતી.

તેવામાં **નાજા** ખાચરે એ શાંતિનો ભંગ કર્યો, અને **વાંકાનેર** પુનઃ ખળભળી ઊઠ્યું.

પરન્તુ પ્રજાના સુખમાં સુખ ને દુઃખમાં દુઃખ માનનાર પ્રજાપાલક નૃપતિ રાજ **ડાસાજી** એ ઉદ્ધતાઇ મૂંગે મોઢે સાંખી લે તેવો નહોતો. તેણે પોતાનું સૈન્ય એકઠું કર્યું અને **ભીં**મોરાના ગઢ ઉપર છાપો મારવા માટે સૈન્ય સાથે તે કૂચ કરી ગયો.

**નાજો** ખાચર પોતાના સાથીઓની સંખ્યા બળ ઉપર ઝઝૂમતો હતો એટલે તેના મનને નિરાંત હતી. લૂંટી લાવેલો માલ નિરાંતે પચી જશે એવી ભ્રમણામાં મૂછે તાવ દેતો— પોતાના પરાક્રમના સ્વમુખે બણગાં ફૂંકતો—રાજસાહેબ જેવા પણ પોતાને કંઈ કરી શકે તેમ નથી એવી બડાઇ હાંકતો **નાજો** મનમાં ને મનમાં મલકાઈ રહ્યો હતો. તેવામાં તેણે દૂરથી રણદુંદુભિ સાંભળ્યાં અને તેના કાન ચમક્યા. '**ભીં**મોરાના ગઢ ઉપર ચડી આવનાર આ વળી કોણ ફૂટી નીકળ્યો !'

તરત જ તેણે તપાસ કરાવી. **વાં**કાનેરના રાજ **ડાસાજી** લશ્કર લઈને આવે છે, એવા ખબર મળતાં જ તે મનમાં ને મનમાં બળી ગયો. એના મનસૂબાની મહેલાતો પડી ભાગી. એણે ધાર્યું હતું શું અને થયું શું ?

**નાસી છૂટ્યો !**

**ડાસાજી** પોતાને શું કરી શકનાર છે એવી બડાઈ હાંકનાર **નાજો** ખાચર એકાએક તેને **ભીં**મોરા ઉપર ચડી આવેલો જોઈ ને ગભરાઈ ગયો.

"દોડો, દોડો, ગઢના દરવાજે બંધ કરી દો !" તેણે ઉતાવળમાં જ પોતાના અનુચરોને આજ્ઞા કરી.

એના સેવકો દોડ્યા. **નાજા** ખાચરનો જીવ હેઠો બેઠો.

"ખાચર, આ શું કરવા બેઠા છો ? ગઢનાં બારણાં બંધ

કરી ગઢમાં ભરાઈ રહીને ભૂખે તરસે રૂંધાઈ જઈ ને કમોતે મરવા માગો છો? જરા વિચાર તો કરો! નથી તમે અનાજના ભંડાર ભરી રાખ્યા કે નથી બીજી પૂરતી સામગ્રીનો સંચય કર્યો."

પોતાને સલાહ આપવા જતા એ સામંતનું નાજા ખાચરે મોં તોડી લીધું. "ઈ નથી કર્યું તે કંઈ અબઘડી થોડું જ થઈ જવાનું છે? હમણાં તો આ સળગ્યું છે તે ઓલવવાની વાત કરને!"

"હું એજ વાત કરી રહ્યો છું, ખાચર." પેલો વૃદ્ધ સામંત શાંતિપૂર્વક સલાહ આપવા લાગ્યો, "બળતું ઓલવવાનો એક જ ઉપાય છે, અને તે લૂંટેલો માલ રાજસાહેબને પાછો આપવાનો!"

"એ કદી નહિ બને, આલાભાઈ. સિંહે પોતાના મુખમાં આવેલા શિકારને કદી છોડ્યો સાંભળ્યો છે? હું—નાજો ખાચર એમ નમી પડું તો તો પછી થઇ જ રહ્યું ને?"

"તો પછી ખુલ્લા યુદ્ધમાં તમારો હાથ બતાવો. ભૂખ તરસથી કમોતે મરવાનો વખત આવે તેને બદલે ખુલ્લા યુદ્ધમાં—સામી છાતીએ લડતાં તલવારના ઝાટકે મોત થાય તો જીવ્યું પણ પ્રમાણ."

નાજો વિચારમાં પડ્યો. આલાભાઈની વાત વિચારવા જેવી લાગી. વિચાર કરતાં કરતાં તેને એક માર્ગ સૂઝયો. ખુલ્લા યુદ્ધમાં કાં તો વિજય મેળવવાનો અથવા તો પલાયન થઈ જવાનો માર્ગ ખુલ્લો હોય છે. તેણે એ માર્ગ ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો

બન્ને પક્ષોના સૈન્યના ભેટો થયા. ડોસાજી ખરા ક્ષત્રિજાયા હતા, રાજા તરીકે પોતાનો ધર્મ સમજનારા હતા, આમ સૈન્યની પાછળ રહીને—ચડ જા બેટા શૂળી પર એ હિસાબે પારકાઓને હોમી દઈને વિજયનો યશ મેળવવાની ઇચ્છા કદી પણ તે ન કરતા. જ્યારે પણ લડાઈનો પ્રસંગ આવે ત્યારે તે સદા મોખરે જ રહેતા. આજે પણ તેઓ પોતાના સૈન્યની મોખરે રહીને નાજા ખાચરને પડકારતા હતા.

પોતાનો ધણી જ્યાં આગળ પડતો ભાગ લે ત્યાં તેના સેવકો પણ ઉત્સાહપૂર્વક કાર્ય કરવા તત્પર થાય છે. ડોસાજીની પાછળ તેમના સૈનિકો પણ શત્રુઓનો કચ્ચરઘાણ કરી નાખવાના નિશ્ચયથી પોતાની પાણીદાર તલવારોને શત્રુઓ ઉપર ચલાવતા—જે હડફેટમાં આવે તેને યમસદન પહોંચાડતા—એ તરવારોની લોહી પીવાની તૃષા છીપાવતા હતા.

પોતાના માણસોની પાછળ હાકલા પડકારા કરતો **નાજો** ખાચર સ્થંભી ગયો. સમુદ્રમાં મગરમચ્છ ઘૂમે તેમ હાથમાં ખુલ્લી શમશેર સાથે નીડર ઘૂમતા **ડોસાજીને** જોઈને તેનું કાળજું કંપી ઊઠયું. એની યુદ્ધચાતુરી જોઈને એને લાગ્યું કે એની સામે જવામાં સાર નથી !

**ડોસાજી નાજા** ખાચરને શોધતા શોધતા તેના સૈનિકોની હાર ભેદવા લાગ્યા. પરંતુ **નાજો** જાણી જોઈને પાછળ ને પાછળ છૂપાવા લાગ્યો. **નાજાને** પાછળ રહેતો જોઈને એના માણસો પણ નિરુત્સાહ બન્યા અને પાછળ હઠવા લાગ્યા. **ડોસાજીના** સૈનિકો બમણા જોરથી શત્રુઓને ભીંસવા લાગ્યા. વિજય **ડોસાજીના** પક્ષે છે એમ સ્પષ્ટ જણાવા લાગ્યું.

**નાજાએ** જોયું કે હવે પોતે કોઈ પણ રીતે અહીં ફાવી શકે તેમ નથી. જો **ડોસાજીના** હાથમાં સપડાયા તો બાર વાગી જવાના જીવતો નર ભદ્રા પામશે એ વિચારે તેણે ત્યાંથી છક્કા પંજા ગણી જવાનો નિશ્ચય કર્યો.

એની એડીના એકજ ઈશારે એનો અશ્વ ચારે પગે ઊડ્યો, અને હડફેટમાં જે આવે તેને પછાડતો સૈન્યને વીંધતો બહાર નીકળી ગયો.

**ડોસાજીએ** આ જોયું અને એની આંખ ફાટી. " ઊભો રહે, ઊભો રહે, **નાજા** ખાચર, આમ ભેટયા વિના તે જવાતું હશે ! આપણી તલવારોને રામ રામ તો કરવા દે ! " **ડોસાજીએ** તેને જોયો અને પોતાના અશ્વને તેની પાછળ તગડ્યો.

**ભીમોરા ગઢનાં કમાડ**

પરંતુ જીવ લઈને નાઠેલો **નાજો** ખાચર થોડો જ એનાં વચનોની વાટ જુએ તેવો હતો. એનો જીવ ચપટીમાં હતો. રખેને **ડોસાજીનો** ઘોડો પોતાના અશ્વને આવી ભેટે, રખેને ડોસાજીની તલવારથી પોતે આજે જ કાળનો કોળિયો થઇ પડે એ બીકથી તેનું કાળજું ફફડી ઊઠ્યું. અને પૂરપાટ દોડતા પોતાના અશ્વને પુનઃ એડી મારીને વાયુવેગે દોડવાની તેણે ઇશારત આપી દીધી.

આગળ **નાજો** અને પાછળ **ડોસાજી** હમણાં ભેટો **થઈ** જશે એ કલ્પનાને સેવતા પોતાના અશ્વને પૂરપાટ દોડાવ્યે જતા હતા. એટલામાં રેશમીઆ ગામનાં ઝાડવાં દેખાયાં, અને **નાજો** ખાચરે પોતાના અશ્વને એ ગામમાં વાળ્યો.

" **દાનસંગ** ભા, તમારી ગા છું ! તમારે શરણે આવ્યો છું. " **દાનસંગ** ગઢવીની ડેલી આગળ આવતાં જ **નાજાએ** અશ્વ ઉપરથી છલાંગ મારી અને તેના ચરણમાં પડ્યો.

જોતજોતામાં ચારણો ભેગા થઈ ગયા.

**નાજો** ખાચર ગમે તેવો તો ય શરણાગત. વેરી પણ આશરો શોધતો આવે તો આપવો જોઇએ એ સાચો શરણાગત ધર્મ ! ચારણોએ તેને અભયદાન આપ્યું.

એટલામાં તો પવનની માફક નસકોરાં ફૂલાવતો આખે શરીરે પરસેવાથી રેબઝેબ થયેલો હણહણાટી કરતો **ડોસાજીનો** અશ્વ પણ એ ડેલી આગળ આવીને ઊભો રહ્યો. **ડોસાજી** અશ્વ ઉપરથી ઊતર્યા, અને **નાજા** ખાચરને પોતાને સોંપી દેવા તેમણે ચારણો પાસે માગણી કરી.

ચારણોએ સાફ ના સંભળાવી દીધી. શરણે આવેલાને જીવ જતાં પણ ન છોડાય એ ધર્મ **ડોસાજી** આગળ ધર્યો, અને અત્યારે તો એ

વાત છોડી દેવા સમજાવ્યા.

ફરીથી હોસાજીએ **નાજા** ખાચરને સોંપી દેવા કહ્યું.

પરંતુ ચારણો પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા. "એ વાત જ ન કરતા રાજસાહેબ! આપ અમારા મુરબ્બી છો, પરંતુ આપે ધર્મ--ભાવના ભૂલી જવી ન જોઈએ. કૃપા કરી અમને ધર્મપાલનથી સ્ખલિત ન કરશો!"

'હું આ શત્રુને સીધો દોર કર્યા વિના છોડવાનો જ નથી!"

"પરંતુ અત્યારે તો અમે કોઈ રીતે તેને સોંપવાના જ નથી. તમે હઠ કરશો તો અમે ત્રાગું કરશું. તમારી નજર આગળ જ અમારાં માથાં ઉતારીને અમારું લોહી છાંટીશું!"

રાજસાહેબે જોયું કે ચારણો પોતાનો શરણાગતધર્મ છોડે તેમ નથી, **નાજા**ને સોંપે તેમ નથી; અને તેઓ ત્રાગું કરે તો તો પોતાને મહાપાપ લાગે! ચારણ એટલે રજપૂતને મન દેવસમા પરમ પૂજ્ય! એનું દિલ કેમ કોચવી શકાય? ચારણોનું માન સાચવવું એ તો રજપૂતોનો સાચો ધર્મ. એ ધર્મને લક્ષમાં રાખીને તેમણે એ આગ્રહ છોડી દીધો.

મારતે ઘોડે એ પાછા **ભીં**મોરાના ગઢ આગળ આવ્યા. **નાજા**નાં માણસો શરણે આવ્યાં હતાં. પોતાનો વિજય થઈ ચૂક્યો હતો.

વિજયધ્વજ ફરકાવતા તેણે **ભીં**મોરાના ગઢમાં પ્રવેશ કર્યો અને **નાજો** ખાચર **વાં**કાનેરની હદમાંથી જે જે માલ લૂંટી લાવ્યો હતો તે બધો ય માલ તેમણે પાછો મેળવ્યો.

પોતાના વિજયના સ્મારક તરીકે તેમણે **ભીં**મોરાના ગઢના દરવાજાનાં કમાડ ઉતરાવી લીધાં, અને તે પોતાની સાથે **વાં**કાનેર લઈ આવ્યા.

**વાં**કાનેરની પ્રજાએ પોતાના એ પ્રજાપાલક રાજવીને હર્ષપૂર્વક વધાવ્યા. ચારણોએ એમને બિરદાવ્યાઃ—

ભલ ગઢ ભીમોરા તણો, ફોજે ન પડે ફેર;
વાહ રે વાંકાનેર, ત્યાં ડંકો દીધો ડોહલે !

આજે પણ વિજયચિહ્ન રૂપી એ **ભીં**મોરાના કિલ્લાનાં કમાડ **વાં**કાનેરના દરબારગઢની અંદરની ડોઢીએ નજરે પડે છે.



## વચનસિદ્ધિ

[ ૫ ]

"રાજસાહેબ પણ એ નાગાબાવાને જોઈને જાણે આંધળાભીંત બની ગયા હોય તેમ લાગે છે!"

"હોય. ગમે તેમ તો પણ એ રાજન! એ જે કરતા હશે તે વિચારીને જ કરતા હશે! એ નાગાબાવા જેવા ફક્કડબાઈને જો રાજ વખતસિંહજી જેવા માન નહિ આપે તો શું મારા જેવા આપવાના હતા?"

રાજ વખતસિંહજી એટલે રાજ ડોસાજીના પાટવીપુત્ર—વાંકાનેરના ધણી. વિ. સં. ૧૮૯૫ ના ફાગણ સુદ ૮ ના દિવસે પોતાના

પરાક્રમથી પંકાયેલા રાજા ડોસાજીના મૃત્યુ પછી તેમના પુત્ર રાજા વખતસિંહજી ગાદીએ આવ્યા હતા.

વાંકાનેરમાં ઘેર ઘેર નાગાબાવાની જ ચર્ચા ચાલતી હતી. એ કોણ છે, ક્યાંથી આવ્યો છે, શા માટે આવ્યો છે એ કોઈ જાણતું નહોતું. છતાં ય સૌ કોઇ એની વાતો રસપૂર્વક કરતાં અને એના વિષે કંઈકંઈ નવાજૂની જાણવાનો પ્રયત્ન કરતા. કોઈ કહેતું કે એ કોઇ યોગભ્રષ્ટ સંસ્કારી આત્મા છે, કોઇ એને ત્રિકાળદર્શીની ઉપમા આપતું, કોઈ એની વચનસિદ્ધિ ઉપર મુગ્ધ બનતું તો કોઇ એને 'જંતરમંતર'ના સાધક તરીકે ઓળખાવતું. આમ સૌ સૌની માન્યતા જુદી જુદી પડતી, પરંતુ એક વાત તો ચોક્કસ હતી કે એ યોગીએ વાંકાનેરનરેશ ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો હતો, અને એ રાજવીને પોતાનો પ્રશંસક—કહો કે ઉપાસક બનાવી દીધો હતો.

કામદારને આ વાત ખૂંચતી. રાજસાહેબ આવા જોગટાના પગમાં પડે અને તેને પૂજે એ તે ક્યાંનો ન્યાય ? એનો પગ અહીંથી કાઢવો જ જોઈએ એવો તેણે નિશ્ચય કર્યો.

પરંતુ ગમે તેવો હોય ય કામદાર ! ખુદ રાજસાહેબની ઇચ્છા હોય ત્યાં તેની ઇચ્છા કે અટકાયત શી રીતે ચાલે ? એવો કોઈ લાગ મળી જાય ત્યાં સુધી મનની મુરાદ મનમાં સેવવા સિવાય તેનો છૂટકો નહોતો.

એ યોગી નાગાબાવાના નામથી ઓળખાતો. પોતાના સ્થાનમાં તે દિગમ્બર અવસ્થામાં જ રહેતો. ગામમાં તે જતો જ નહિ. જવાની તેને જરૂર ન જણાતી. માત્ર રાજસાહેબના આગ્રહને વશ થઈને તે રાજસભામાં—કચેરીમાં જાય ત્યારે આખું અંગ ઢંકાય તેવો પગ સુધી પહોંચતો ઝભ્ભો પહેરતો. એનો આ વેષ અને વર્તન લોકોને વિચિત્ર લાગતાં, છતાં એની દિવ્ય કાંતિ અને તેના લલાટે ચમકતું પુરુષાર્થનું તેજ સૌ કોઈને મુગ્ધ કરતું અને સામાનું મસ્તક તેના ચરણે નમી જતું. બધાયને એમ જ લાગતું કે નક્કી આ કોઇ ચમત્કારી પુરુષ છે !

## સૌ સૌના નસીબનું !

હજી ગઈ કાલે જ રાજસાહેબે એ નાગાબાવાને શાલ દુશાલાની ભેટોથી નવાજ્યા હતા, અને એમનાં સુખસગવડમાં ન્યૂનતા ન આવે એવો બંદોબસ્ત કરાવી આપ્યો હતો, પરંતુ એ નિર્વિકારી નરપુંગવને આ વસ્તુઓની ક્યાં તમા હતી ? એણે તો જે કોઇ ગરીબગરબાં, સંતસાધુ પોતાના સ્થાનકે આવ્યા તેને એક પછી એક એ બધી ચીજો ભેટ કરી દીધી અને પોતાના મગજ ઉપરનો ભાર હળવો કર્યો.

રાજસાહેબ આવીને જુએ તો આ નાગાબાવા તો ફરી પાછા હતા તેવા ને તેવા જ ફક્કડરામ ! એ જ દિગંબર દશા ! ન મળે કંઇ પહેરવાઓઢવાનું કે ન મળે પાથરવાનું ! તેમણે ફરીથી બધો સરંજામ તેમના ચરણે ધર્યો. ફરીથી એ તો દયાદાનમાં વપરાઈ ગયો અને બાવાજી તો પાછા હતા તેવા ને તેવા જ રહ્યા !

કામદાર વોરા હંસરાજને લાગ્યું કે આ તો 'કુપાત્રે દાન' થાય છે ! તેણે રાજા વખતસિંહજીને વિનંતી કરી, "બાપુ ! આમ તમે એને આપ્યા કરો અને એ ફતંગ દિવાળીયાનો માફક ફાવે તેમ ઉડાવ્યા કરે તે કેમ પોષાય ? આવી રીતે તો કુબેરનો ભંડાર પણ ખુટી જાય તો પછી આપણું તે શું ગજું ?"

"હશે, કામદાર, એમને એ માર્ગ ઠીક લાગતો હશે. પોતાના કરતાં પણ બીજાને એ વસ્તુઓની વિશેષ જરૂર છે એમ એ યોગી પુરુષને લાગતું હશે. સૌને સૌના નસીબનું મળે છે—તમે, હું કે, પછી ભલે યોગીરાજ પોતે હોય."

"પરંતુ એ તો ત્યાગી હોવાનો ઢોંગ કરે છે, પછી આવી વસ્તુઓ એણે શા માટે લેવી જોઈએ ?"

"સારાસારનું જ્ઞાન આપણા કરતાં એને વિશેષ છે." રાજા વખતસિંહજીએ ટૂંકો ઉત્તર વાળ્યો.

કામદારે જોયું કે આમ રાજાની આંખ નહીં ઊઘડે. બાવાનું એકાદ છિદ્ર શોધી કાઢીને એમને નજરે બતાવવું જોઈએ. કામદારે પોતાના પાસવાનોને એ નાગાબાવાની હિલચાલ ઉપર દેખરેખ રાખવા તાકીદ આપી.

**આરોપ**

" યોગીરાજ. આપ આમ પગપાળા આવવાનો શ્રમ શા માટે લો છો ? લો, અહીં ઉત્તમ પ્રકારની ઘોડી છે, તે આપની સેવામાં ધરું છું. "

નાગાબાવાએ એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના રાજસાહેબની ભેટનો સ્વીકાર કર્યો અને તેમના દેખતાં જ ઘોડી ઉપર સવાર થઈને પોતે વનમાં ફરવા જતો હોય તેમ ઘોડીને ત્યાંથી મારી મૂકી.

માર્ગમાં તેની નજર ચોમેર ફર્યા જ કરતી હતી. ત્યાં થોડે દૂર થાકીને લોથ થઈ ગયો હોય તેમ એક મુસાફર હાથના ટેકે આડાપડખે થઈ લીંમડાના વૃક્ષની છાયામાં થાક ઉતારતો પડેલો દેખાયો. તે ઘોડીના ડાબલા સાંભળીને એકદમ ઝબકી ઊઠ્યો.

નાગાબાવાની નજર ખેંચાણી. તરત જ તેણે ઘોડી ઊભી રાખી. " સંતપુરુષ. તમે બહુ થાકી ગયા લાગો છો. લો આ ઘોડી. મુસાફરીમાં તમને એ ઠીક મદદ રૂપ થઈ પડશે. "

દોરી–લોટો લઈને ગામ ગામ રખડતો અસહાય સાધુ તો ઘોડી જોઈને હર્ષિત થઈ ગયો. આ યોગી પોતાની મશ્કરી તો નથી કરતો ?

" લો. ભાઈ, એ તમારા ભાગ્યની છે અને તમને મળે છે. " યોગીએ ઘોડીની લગામ સાધુના હાથમાં સોંપી અને પોતે ચાલીને પોતાના સ્થાનકે પાછો આવ્યો.

આ વાત કામદારના કાને પહોંચ્યા વગર કેમ રહે ? નાગાબાવાના આ વર્તનથી તેના ઈર્ષાગ્નિમાં તેલ રેડાયું.

એવામાં તેના જાસૂસો મહત્ત્વની બાતમી લઈ આવ્યા. હંમેશરાજ વોરાનું મોં મળક્યું, 'એટમજી, હવે ઠીક લાગમાં આવ્યો છે!'

તેણે રાજસાહેબ પાસે વાત મૂકી, "આ તમારા રાજયોગી! અરે, એ તો સાધુના વેષમાં કોઈ શયતાન છે શયતાન!"

રાજસાહેબની ભૃકુટી ચડી. તેમની આંખમાંથી ક્રોધના અંગારા ઝરવા લાગ્યા. "કામદાર. તમે કામદારું કર્યા કરો. એ યોગવિદ્યા અને સાધનાની વાતો સમજવા માટે તમારે બીજો અવતાર લેવો પડશે. જે વાતમાં તમે જાણતા નથી, તેમાં માથું મારવાથી શો લાભ?"

"પરંતુ મહારાજ, જગત તો કાનના કીડા ખરી પડે એવી વાતો કરે છે!"

"હશે. જગતને કોણે જીત્યું છે! દુનિયા તો દોરંગી છે. આમે બોલે અને તેમે બોલે! લોકોના મોઢે કંઈ ગળણું બંધાય છે!"

"આપના ઉપર જરૂર એણે કંઈ કામણટુમણ કર્યું છે, નહિ તો એના પર આપ આમ અંજાઈ ન જાઓ."

"એમાં અંજાવા જેવું શું છે!" રાજસાહેબ કંટાળ્યા.

"આપ મોટા માણસ, આપને શું કહેવાય! બાકી લોકો નજરે જોયેલી વાત કરે તેને ખોટી શી રીતે માની શકાય?"

"એવી તે એ શી વાત છે!"

"કહે છે કે દાદા ખવાસની સ્ત્રી પુરબાઈ સાથે એને આડા વ્યવહાર છે."

"તે તમે કેમ જાણ્યું?"

"વા વાતને લઈ જાય એ ન્યાય આપનાથી ક્યાં અજાણ્યા છે? મારા વિશ્વાસુ માણસોએ પણ એ બાબતની ખાતરી કરી છે."

"હું નથી માની શકતો, છતાં જોઈશ."

કામદારે જાણ્યું કે આ આરોપે ધાર્યું નિશાન પાર પાડયું છે. એ નાગાબાવાને હવે વાંકાનેરમાં રહેવું પણ ભારે પડશે ! પોતાના જીવનનું મહાન કાર્ય પાર પડયું હોય તેમ કામદાર મનમાં મલકાવા લાગ્યો.

યોગસિદ્ધિ

રાજા વખતસિંહજીને ચેન ન પડયું. ત્રિકાળદર્શી આ યોગીરાજ આવા અધમ હોય ? અસંભવિત વાત ! ત્યારે લોકોની વાત ખોટી ? શું સાચું તેની મારે ખાતરી કરવી જોઈએ.

તેમણે પોતાના વિશ્વાસુ પાસવાનોને બોલાવ્યા અને કામદારે મુકેલા આરોપ સંબંધી ચોકસાઈ કરવા આજ્ઞા આપી.

પાસવાનો પુરબાઈ ન જાણે તેમ તેના ઘરમાં છૂપાઈ રહ્યા.

રાજયોગી આવ્યો. તેણે પુરબાઈને પ્રણામ કર્યા અને ' મા ! માતા !' કરતા તેના ખોળામાં આળોટવા લાગ્યા.

આ શું ? પ્રચંડ કાય યોગીને બદલે આ નાનું બાળક કયાંથી ? અરે આ તો ગજબની વાત ! પુખ્ત વયે પહોંચેલી પુરબાઈનું ધાવણ સુકાઈ ગયેલું હોવા છતાં તેના સ્તનમાંથી આ ધાવણની શેરો શાની છૂટે છે ? અને દિવ્ય કાંતિથી ઝળહળતું આ છ મહિનાનું હોય તેવડું બાળક તેની ગોદમાં ખેલતું કુદતું પુરબાઈને શી રીતે ધાવી શકે છે ? સહુ આશ્ચર્યમુગ્ધ બન્યા.

વળી પાછા એ જ યોગીરાજ, એ જ પ્રચંડ કાયા, અને એ જ યોગબળનું પ્રબળ તેજ ! માતાને પ્રણામ કરતો હોય તેમ પુરબાઈના પાયવંદન કરી એ રાજયોગી ત્યાંથી ચાલી નીકળ્યો !

આ યોગીએ પુરબાઈને ધર્મની માતા કરીને માની હતી, અને તેના દર્શન કરવા, માતાના વાત્સલ્યનો લહાવો લેવા તે હમેશાં તેને ત્યાં આવતો.

રાજસાહેબ પોતાના પાસવાનોએ નજરે જોયેલી બીના સાંભળીને

ચકિત બન્યા. તેમણે કહ્યું, 'દુનિયા જખ મારે છે! એની યોગસિદ્ધિ જોવાને માટે તો દિવ્યચક્ષુ જોઇએ. પામર પ્રાણીઓ એને યથાર્થ સ્વરૂપમાં ક્યાંથી પીછાણી શકે!'

કામદારના હાથ હેઠા પડ્યા. એણે નાગાબાવાનો પીછો લેવાનું પાણી મૂક્યું. રાજસાહેબની રાજયોગી ઉપરની શ્રદ્ધા વધારે દૃઢ બની.

**દેવી સંદેશ!**

નાગા બાવાની યોગસિદ્ધિથી ચકિત થઈને એના જેવા સાધુપુરુષના સમાગમમાં દ્વારકાની યાત્રા કરવાની રાજ વખતસિંહજીને ઇચ્છા થઈ અને તેમણે એ રાજયોગી સાથે દ્વારકાધીશનાં દર્શન કર્યાં.

દ્વારકાથી પાછાં ફરતાં તેઓ નવાનગર–નરેશ જામ વિભાજીના મહેમાન બન્યા.

"અહોહો, શી તમારી ધર્મપરાયણતા! તમારા જેવા ધર્મનિષ્ઠ રાજવી મેં ક્યાંય ન જોયા!" રાજયોગીએ જામની પ્રશંસા કરી.

"હું? અરે અમારી ધર્મપરાયણતા તો ઠીક, તમારા જેવા સત્પુરુષના સમાગમને લીધે નીતિપરાયણ રહેવા ભાગ્યશાળી નીવડીએ તો ય ઘણું. બાકી તમે તો ખરેખર કોઈ રાજભ્રષ્ટ યોગીપુરુષ છો! તમારું તાલકું એવું તેજ કરે છે કે એક વખત તમે કોઈ રાજા હો, અથવા ભાગ્યબળે એ સ્થાનથી પદચ્યુત થયા હો તેમ લાગે છે!" જામ વિભાજીએ પોતાના અંતરની વાત જણાવી.

"પ્રભુ પ્રભુ કરો! તમારી ધર્મપરાયણતાની તે શી વાત! તમારે ત્યાં તો જન્મ લેવાનું મન થઈ જાય છે!"

વિભાજીએ ઊઠીને યોગીને પ્રણામ કર્યા, "કૃપાળુ! મારાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી કે આપના જેવા પ્રતાપી પુરુષ મારે ત્યાં જન્મ લે!"

"લઈશ, જામસાહેબ, આજથી તેર વર્ષે જરૂર આપને ત્યાં

હું જન્મ જઈશ!" દૃઢ સંકલ્પ જણાવતા હોય તેમ એ યોગીએ નિશ્ચયાત્મક વાણી ઉચ્ચારી.

આખી રાજસભાએ મનમાં એ યોગીની અને જામની મશ્કરી કરવા માંડી. જાહેરમાં તો પોતાના અન્નદાતા માટે અવળો અભિપ્રાય ઉચ્ચારવાની કોઈમાં હિમ્મત નહોતી. પરંતુ જામના અંતરમાં એ વચનો વસી ગયાં. કોઈ દિવ્યાત્મા દૈવી સંદેશ આપી રહ્યા હોય એમ તેમનો મનોદેવતા સાક્ષી પૂરી રહ્યો હતો!

### આત્મવિસર્જન

રાજસાહેબ અને રાજયોગી **વાં**કાનેર આવ્યા.

વર્ષો વીત્યાં અને લોકોએ જોયું કે આ નાગાબાવા પોતાની પાષાણપ્રતિમા ઘડાવે છે! કડિયા રાતદિવસ પોતાના કામમાં તન્મય બનીને કામ કરી રહ્યા હતા. સમાધિ માટે એક મકાન પણ ચણાઈ રહ્યું હતું. પોતાના તપની પૂર્ણાહુતિ થઈ ગઈ હોય તેમ એ યોગી બ્રાહ્મણોને અને સંતસાધુઓને જમાડીને સંતોષી રહ્યો હતો.

પછી તો તેણે અગ્નિપ્રવેશની તૈયારી કરાવવા માંડી. રાજસાહેબે આ હકીકત જાણી અને તેમના પેટમાં ફાળ પડી. આવો પ્રતિભાસંપન્ન પુરુષ અગ્નિપ્રવેશ કરે એ કેમ સહેવાય? આવું પુરુષરત્ન આમ અકાળે કેમ ગુમાવાય!

તેમણે યોગીને ખૂબ સમજાવ્યા અને દુહાઈ આપીને તેમનો અગ્નિપ્રવેશ અટકાવ્યો.

પરંતુ કાળ કાળનું કામ ક્યાં જ કરે છે. આમ એક વર્ષ વીતી ગયું. આત્મવિસર્જનનો સમય નજીક જોઈને એ નાગાબાવાએ ચૂનાની ભઠ્ઠી કરવાના બહાને એક મોટી ખાઈ ખોદાવી અને તેમાં છાણાં લાકડાં પુરાવી થોડાં સુખડનાં કાષ્ટો પણ નંખાવ્યાં. બ્રાહ્મણને જમા-

ડવા માટે મંગાવી રાખેલાં ઘીનાં કુડલાં પણ તેમાં ઠલવ્યાં અને અગ્નિને પ્રજ્વલિત કર્યો.

મધ્યરાત્રીના સમયે જ્યારે જગત શાંતિમાં સૂતું હતું, ત્યારે આ યોગીએ પોતાના હાથે પોતાનું મસ્તક છેદીને એ ચિતામાં હોમ્યું. તરત જ તેનું ધડ પણ એ ભડભડ બળતી અગ્નિની જ્વાળામાં જઈ પડયું.

રાજસાહેબને આ વાતની જાણ થઈ. તેઓ યોગીના સ્થૂલ દેહનાં દર્શન ન કરી શકયા. એ દેહ તો બળીને ભસ્મીભૂત બન્યો હતો, પરંતુ એની દિવ્ય કાંતિભરી મૂર્તિ અદૃશ્ય રીતે તેમની દૃષ્ટિ સમીપ ખડી થઈને આશીર્વાદ આપતી હોય એમ તેમને લાગ્યું.

તેમના આસન આગળથી એક પત્ર મળી આવ્યો. તેમાં લખ્યું હતું કે 'હવે હું મહારાજા જામસાહેબને ત્યાં જન્મ લઈશ. મારું નામ ધનરાશી ઉપર રહેશે. મારો વિચાર પૂર્ણ રાજ્ય કરવાનો હતો. પરંતુ આપે મને અગ્નિપ્રવેશ કરતાં અટકાવ્યો અને મારા મનોરથમાં એક વર્ષનું વિઘ્ન નાખ્યું. તેથી હવે હું પૂર્ણ રાજ્ય નહિ કરી શકું. મારી અંતિમ અવસ્થા યોગી જેવાં આચરણમાં જ વ્યતીત થશે.' રાજસાહેબને ખૂબ અફસોસ થયો. એક તો આવા પ્રતાપી પુરુષના વિયોગથી, અને બીજું પોતે તેનો અગ્નિપ્રવેશ અટકાવીને તેનું ભાવિ બગાડયું તેથી. પરંતુ હવે સંતોષ ધર્યા વિના બીજો છૂટકો જ નહોતો. એના જેવા સંતપુરુષની સેવા કરવાનો પોતાને શુભ અવસર મળ્યો એટલેથી જ તેમણે મન મનાવ્યું.

જે દિવસે નાગાબાવાએ અગ્નિપ્રવેશ કર્યો તે જ દિવસે જામ વિભાજીનાં મોટાં રાણી ધનબાઈને ગર્ભ રહ્યો અને પુરા વખતે વિ. સ. ૧૯૧૩ ના કારતક વદ ૬ ના રોજ તેને પુત્ર અવતર્યો.

આ પુત્રનું નામ **ભી**મસિંહ અથવા કાળુભા રાખવામાં આવ્યું. યોગીરાજની ભવિષ્યવાણી સાચી પડી. એનો અધૂરી યોગસાધનાના પરિણામે એ પૂર્ણ રાજ્યસુખ ભોગવી ન શક્યા.



# રંગ રજપૂત !

[ ૬ ]

“ ણામ ! મહાત્મા ! આપ જેવા સત્પુરુષોનાં દર્શનથી હું કૃતાર્થ થયો. ”

“ આનંદમાં રહો, બેટા છત્રપતિ ! ” ફકીરે એ પ્રણામ કરનારના મસ્તકે પોતાનો હાથ મૂક્યો અને આશીર્વાદ આપ્યા.

પ્રણામ કરનાર ચમક્યો. આટલા બધા માણસોમાંથી એ ફકીરે પોતાને શી રીતે ઓળખી કાઢ્યો ?

“ કોઈ કાળે છત્રપતિ હતો, સાંઈ બાવા ! પરંતુ હાલ તો ઘરધણી છું. ” વચનમાં ભારોભાર નિરાશા ભરી હતી.

"તું છત્રપતિ જ છે અને છત્રપતિ જ રહેશે, બેટા! હું તારા ઉપર પ્રસન્ન છું."

વાંકાનેર વસ્યા પહેલાંની આ વાત છે.

ગઢીઆ ગામના ધણી રાજ સુરતાનસિંહજી આ સાંભળી વિચારમાં પડી ગયા. શું મહાત્માનાં વચન ફળશે? જે સાધુપુરુષ સેંકડો માણસોમાંથી સહુના જેવો જ સાદો પોશાક પોતે પહેર્યો હોવા છતાં પોતાને ઓળખી કાઢે તેનાં વચનો સાચાં કાં ન પડે? આ ત્રણે મહાત્માઓને વચનસિદ્ધિ વરી છે એમ લોકો કહે છે. એ ત્રિકાળદર્શી છે એવી તો હમણાં જ મારી ખાતરી થઈ ચૂકી. જે આવા ત્રિકાળદર્શી હોય તેને વચનસિદ્ધિ વરી હોય એમાં શું આશ્ચર્ય? એ મહાત્માઓ પ્રત્યે એમને પૂજ્યભાવ પેદા થયો. આવા સંતપુરુષોનાં પુનિત પગલાંથી પોતાનું આંગણું પવિત્ર કાં ન કરાવવું?

"મહાત્મન્! મારા ઉપર આપ ખરેખર પ્રસન્ન થયા હો તો મારી એક વિનતિ સ્વીકારો. મારી ઝૂંપડીએ પધારી મને કૃતાર્થ કરો!"

ફકીરે મંદ હાસ્ય કર્યું અને પોતાની બંને પડખે બેઠેલા સહચારીઓ તરફ નજર કરી.

"જેવી તમારી મરજી, બાપુ! બાકી અમારા જેવા પ્રભુના દાસને તો રાજમહેલ કે ઝૂંપડી એ બંને સરખાં જ છે!" ફકીરના એક પડખે બેઠેલા અતીત ગુંસાઇ હરજનપરીએ રાજસાહેબને રહેવાની ઝૂંપડી નહીં, પરંતુ રાજમહેલ હતો એ વાત વ્યંગમાં જણાવી દીધી.

"અને સાચા કર્તવ્યપરાયણ રાજવીને તો પ્રભુતુલ્ય સન્માનવા જોઈએ." ફકીરના બીજા પડખે બેઠેલા રામાનંદી સાધુ વનમાલીદાસે પોતાની સંમતિ દર્શાવતાં આડકતરી રીતે રાજાને કર્તવ્યનો ઉપદેશ આપી દીધો. સંતત્રિપુટીની સંમતિ મળતાં રાજસાહેબ પણ પ્રસન્ન થયા.

પુનર્જન્મના કોઈ ઋણાનુબંધથી બંધાએલી આ સંતત્રિપુટી જ્યાં

જાય ત્યાં સાથે વિચરતી. ભિન્નભિન્ન સ્થળે જન્મેલા, જાત જાતના સંસ્કાર પામેલા, જુદા જુદા ધર્મ અને પંથમાં પરવરેલા આ પુરુષોને કેવી રીતે મેળ ખાતો હશે એ લોકોને મન આશ્ચર્યની વાત હતી !

જિજ્ઞાસુઓ દરેક વાતનો તાગ કાઢવામાં પ્રવીણ હોય છે. તેમણે લાંબી તપાસ અને પુછપરછના પરિણામે જાણી લીધું કે આ ત્રણે પૂર્વાશ્રમમાં જાતે બ્રાહ્મણ અને એક જ પિતાના પુત્ર હતા, અને પૂર્વના પ્રબળ સંસ્કારને લીધે વૈરાગ્યવાન બનેલા એ ત્રણે બંધુઓ જુદા જુદા ધર્મને અંગીકાર કરી ઘરનો ત્યાગ કરી ચાલી નીકળ્યા હતા. બાલ્યાવસ્થામાં બ્રાહ્મણને પિતા તરીકે માનનાર એ બંધુઓ વૈરાગ્ય પ્રાપ્ત થતાં પરમકૃપાળુ પરમેશ્વરને પિતા તરીકે પુજવા લાગ્યા.

એક રામાનંદી સાધુપંથની દીક્ષા લીધી અને સાધુ **વનમાળીદાસ** તરીકે ઓળખાવા લાગ્યો.

બીજો અતીતની જમાતમાં ભળ્યો. અને ગુંસાઈ **હરજનપરી** તરીકે પંકાયો.

ત્રીજો ફકીર બન્યો અને મહમદશાહ નામ ધારણ કરી **મલંગ** ફકીર શાહબાબા તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

ગઢીઆ ગામે અનેક સાધુઓ આવતા અને જતા, પરંતુ આ સંતત્રિપુટીએ તો ગામલોકો ઉપર અજબ પ્રભુત્વ મેળવી લીધું હતું. ' ચમત્કાર વિના નમસ્કાર નહીં ' એ કહેવતનો અહીં સાક્ષાત્કાર થયો હતો.

**ચમત્કાર !**

" પ્રભુ ! પ્રભુ ! આજે તે આ શું થવા બેઠું છે ! યમરાજે તો મારી પુત્રીના પ્રાણ હર્યા, પરંતુ આ મેઘરાજાને પણ બરાબર અત્યારે જ મુશળધાર વરસવાનું સૂઝયું ! રામ રામ ! હવે આ શબને અગ્નિસંસ્કાર શી રીતે થઈ શકશે ? "

"અત્યારે તો કંઈ દહાડો ન વળે, પ્રાગજીભાઈ! એ તો મરનારની પાછળ આપણે પણ માંદા થવું હોય તો અહીં આખી રાત પડ્યા રહીએ."

"ત્યારે કંઈ શબને પાછું ઘરે પણ લઈ જવાય ?"

ડાઘુઓ વિચારમાં પડી ગયા. એક અનુભવી વૃદ્ધ પુરુષે તોડ કાઢ્યો, "ત્યારે એમ કરો, આ શબને ઝાડની ઊંચી ડાળીઓ સાથે બાંધી રાખીએ, એટલે હિંસક પ્રાણીઓ એને ચૂંથી નાંખે તેવો ભય જ ન રહે. સવારે ઉઘાડ થતાં આપણે આવીને એનો અગ્નિસંસ્કાર કરી જઈશું."

શરદીમાં ઠુંઠવાઈ ગયેલા ડાઘુઓએ ડોસાની આ સૂચનાને વધાવી લીધી.

ભસ્મીભૂત થવા સરજાયેલું શબ અત્યારે તો વૃક્ષની ડાળીએ બંધાયું.

ઘનઘોર રાત્રીનો સમય. તેમાં મુશળધાર વરસાદ, સ્મશાન જેવું એકાંત સ્થળ અને નિર્જન અરણ્યની નીરવતા! આવે ટાણે હિંસક પ્રાણી પણ એ સ્થળે આવવા હિંમત ન કરે તેવા સંજોગો હતા, છતાં ય સહેજ ઉઘાડ થતાં ત્રણ ચાર માનવ વ્યક્તિઓ ત્યાં આવી ચડી. અને ક્યાં ય સૂકાં લાકડાં મળી આવે તો તે શોધવા ફાંફાં મારવા લાગી.

ધોધમાર વરસાદે ધરતીને તરબોળ કરી દીધી હતી, એટલે સૂકા લાકડાનો એક કટકો પણ તેમને હાથ ન લાગ્યો. પ્રયત્નમાં નિષ્ફળ નીવડેલા એ યુવાનોની નજર અંતે વૃક્ષની ડાળીઓ તરફ ગઈ. કંઈ ન મળે તો છેવટે ડાળીઓનાં સૂકાં ઠૂંઠાં તોડીને પણ ગુરુદેવની આજ્ઞાનું પાલન કરવા તેઓ તત્પર બન્યા.

પરંતુ આ શું? વૃક્ષની ડાળીઓની અંદર વસ્ત્રો વીંટાળીને કોઈ ચોર ડાકુ છુપાયો છે કે પોતાના શિકારને છેતરવા માટે કોઈ હિંસક પ્રાણી ત્યાં લપાઈ રહ્યું છે! વૃક્ષની ઊંચી ડાળ તરફ દૃષ્ટિ

જતાં તેમના મુખમાંથી ભયભરી ચીસ નીકળી પડી. ફાટી આંખે સૌ એ તરફ તાકી રહ્યા.

થરથર કંપતી કાયા ઉપર મહામુશીબતે કાબૂ મેળવીને એ શિષ્યોએ અંદરોઅંદર મસલત કરી લીધી, અને જીવનું જોખમ ખેડવાને બદલે એ બલાની હકીકત ગુરુજીના ચરણે ધરવાનો નિશ્ચય કર્યો.

એ ગુરુજી તે બીજા કોઈ નહિ, પરંતુ ઉપર જણાવેલી સંત-ત્રિપુટી. ભયથી થરથર કાંપતા શિષ્યોની નિર્બળતા ઉપર પ્રથમ તો એ સંતોને હાસ્ય ઊપજ્યું. આંખ મીંચી કંઈ ચિંતન કરતા હોય તેમ ક્ષણ-ભર તેઓ વિચારમાં પડયા અને તરત જ બોલી ઊઠયા, "વત્સ, ચાલો, અત્યારે જ આપણે ત્યાં જવું જોઈએ."

એ સંતત્રિપુટી ત્યાં આવી. ગુરુ–આજ્ઞા થતાં શિષ્યોએ ડાળી સાથે બાંધેલી એ વસ્તુને નીચે ઉતારી અને તેના ઉપર વીંટાળેલું વસ્ત્ર કાઢી નાંખ્યું. જુએ તો એક સ્ત્રીનું શબ !"

"અર...ર...ર ! ગુરુજી ! આ તો કોઇ સ્ત્રીનું મડદું છે ! આવી ટાઢમાં ઊલટું અમારે સ્નાન કરી શુદ્ધ થવું પડશે. પાછા પધારો ગુરુદેવ, આપને નાહક તકલીફ પડી."

"ભૂલો છો, વત્સ ! શબને રઝળતું રાખીને આપણાથી અહીંથી એક ડગ પણ ન ભરાય."

"પરંતુ, એ શબનાં સગાંવહાલાં એને આમ છોડી ગયાં તો આપણને તે એવી શી પડી છે ?"

"સાધુતાનો ખરો રંગ તમને હજી નથી લાગ્યો, બેટા ! જગ-તના જીવ માત્ર આપણાં સગાં સહોદર થાય છે એવી વૃત્તિ કેળવાય તો જ આ ભગવાં પહેર્યાં સાર્થક ગણાય."

શિષ્યો શરમાઈ ગયા. વધારે ડહાપણ કરવામાં કંઇ સાર ન જોયો.

એ સંતત્રિપુટીએ શબ ઉપર માયા ભરી નજર ફેંકી. મનમાં જ

તેમણે પ્રભુનું સ્મરણ કર્યું. એકાએક તેમના મુખમાંથી શબ્દો નીકળી પડચા. "ઊઠ, બેઠી થા! પ્રભુ તારું કલ્યાણ કરશે!"

અને કંઈ ચમત્કાર થતો હોય તેમ એ શબમાં પ્રાણનો સંચાર થયો. સ્ત્રી એકાએક બેઠી થઈ ગઈ અને મહાત્માઓના ચરણે પડી.

"કલ્યાણ થાઓ, બેટી! રાત્રી ખૂબ વીતી છે. જા, તારે ઘેર પહોંચી જા; આ શિષ્યો તને ગામના ઝાંપા સુધી મૂકી જશે."

પુનઃ એ સંતોને પ્રણામ કરીને એ બાઇ પોતાને ઘેર આવી.

સગાંસંબંધીઓ એને જોતાં જ ભડક્યા. પોતાના પાપનું ફળ આપવા એ બાઈ ભૂત બનીને તો નહીં આવી હોય? આખું ફળિયું ભયત્રસ્ત બન્યું, અને એ સોનારણને હાંકી કાઢવા સહુ અધીરા બન્યા.

બાઇએ સમયસૂચકતા વાપરીને બધો ખુલાસો કરી નાંખ્યો ન હોત તો મારથી પીટાઈ ને એ પુનઃ રામશરણ થઈ જાત, પરંતુ વયોવૃદ્ધ ડાહ્યા પુરુષોને લાગ્યું કે એની વાતમાં કંઈ ઊંડું રહસ્ય છે. એને સજીવન કરનાર કોઇ મહાપુરુષ હોવા જોઈએ એમ માની લઈ દિવસ ઊગતાં જ એ વાતનો તાગ લેવાનો તેમણે નિશ્ચય કર્યો.

વા વાતને લઈ જાય એમ દિવસ ઊગતાં જ આખા ગઢીયા ગામમાં વાત ફેલાણી કે ગામના પાદરમાં જે સંતત્રિપુટી આવી છે તેણે સ્મશાનમાં સોનારણને સજીવન કરી. પછી તો પૂછવું જ શું! લોકના થોક એ મહાત્માઓના દર્શને ઊલટયાં.

ધીરે ધીરે વાત છેક દરબારગઢ સુધી પહોંચી. રાજ સુરતાનસિંહજીએ એ ચમત્કારિક પુરુષોની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. તદ્દન સાદાં વસ્ત્રોમાં સાધારણ ગામડીયાની માફક ગામલોકોના ટોળાના ભેગાં ભળી જઇ ને તે એ સાધુપુરુષો પાસે આવ્યા. અસંખ્ય માણસોની મેદનીમાંથી પણ એ સાધુઓએ તેમને ઓળખી કાઢ્યા, અને રાજસાહેબને આ જ્ઞાની પુરુષો તરફ પૂજ્યબુદ્ધિ પેદા થઈ. એના આગ્રહથી એ સંત ત્રિપુટીએ રાજસાહેબને પોતાના સહવાસનો લાભ આપ્યો.

કોઈ ભૂમિ ઉપર જ્યારે પુનિત પગલાં પડે છે ત્યારે એ ભૂમિનો પણ ઉદ્ધાર થાય છે. આ સંત ત્રિપુટીના આગમન પછી ગામમાં લોકોની વસ્તી ખૂબ વધવા લાગી. પરિણામે ત્યાંના તળાવનું પાણી પણ પૂરું પડી ન શક્યું. ફકીર શાહબાબાની સલાહથી રાજસાહેબે મચ્છુ નદી તથા પતાળીયા નામના વોંકળાની વચ્ચે યથાવિધિ **વાં**કાનેર નામનું નવીન શહેર વિ. સં. ૧૬૬૧ માં વસાવ્યું, અને પોતાને માટે ત્યાં દરબારગઢ પણ બંધાવ્યો. એના તરફ મમતા ધરાવનાર અનેક મનુષ્યો પરહદમાંથી આવીને **વાં**કાનેરમાં વસ્યા અને વખત જતાં **વાં**કાનેર વધુ ને વધુ આબાદ બનવા લાગ્યું.

આ બધા વૈભવ એ સંત ત્રિપુટીના શુભાશીર્વાદનું જ ફળ છે એવી શ્રદ્ધાવાળા રાજસાહેબે ફકીર **મ**હમદશાહને **અ**રણીટીંબા નામના ગામમાં, રામનંદી સાધુ **વ**નમાળીદાસને **ખી**જડીયામાં, અને ગોંસાઇ **હ**રજનપરીને બીજા સ્થળે યોગ્ય ગરાસ આપ્યો. સંસારથી અલિપ્ત રહેનાર એ સંતત્રિપુટી પોતાનું લોકકલ્યાણનું કર્તવ્ય સાધતી જીવન-યાત્રાએ નીકળી પડી.

**રીસામણાં-મનામણાં !**

" બા, બા, આમ અકળાયે કંઇ દહાડો વળવાનો છે ? "

" ત્યારે શું કરું ફુલી ! રોજ રાહ જોઇ જોઇને ધીરજનો પણ હવે તો અંત આવ્યો છે. કોણ જાણે પેલી જાડેજીએ શાં કામણ કર્યાં છે કે રાજસાહેબ એને જોઇને જાણે આંધળાભીંત થઇ ગયા છે. અને મારા રંગમહેલે પધારતા જ નથી ! આમ અણમાનીતી દશામાં રીબાવા કરતાં તો જાણે જીભ કરડીને મરી જાઉં એવું થાય છે ! "

અને ખરેખર જાણે જીભ કરડીને હમણાં જ રાણી આત્મવિ-સર્જન કરશે એવી ભીતિ ફુલીને લાગી.

" હં, હં, પ્રાણકુંવરબા ! રખે એવું સાહસ કરતાં ! " ફુલી

ઉશ્કેરાયેલી રાણીને સાંત્વન આપવા લાગી, 'તમે તો રજપુતાણી! ખરી ક્ષત્રિયાણીને એમ હતાશ બનવું પાલવે ?"

"ત્યારે આ સ્થિતિમાં બીજું શું થાય ?" પ્રાણકુંવરબા ઓશિયાળા મોઢે ફુલી સામે જોઈ રહી.

ફુલી પણ વિચારમાં ઊતરી પડી.

એકાએક તે તાળી પાડી ઊઠી, "બા મારું કહ્યું માનો તો... અને રખેને કોઈ સાંભળી જાય એ ભીતિથી ચોમેર નજર ફેરવતાં ફુલીએ પ્રાણકુંવરબાના કાનમાં કંઈક કહી નાંખ્યું.

રાણીનો વિષાદ ઊડી ગયો. ફુલીનો વાંસો થાબડતાં તે બોલી ઊઠી, " રંગ છે રે ફુલી તારી અક્કલને! બ્રહ્માએ તને પુરુષ ઘડી હોત તો એકાદ મોટા રજવાડાની કારભારી બની જાત !"

બીજા દિવસનો પ્રાતઃકાળ થતાં વાંકાનેરવાસીઓએ જાણ્યું કે રાઠોડરાણી પ્રાણકુંવરબા રિસાઈને પોતાના પિયરના પંથે પરવર્યાં છે!

રાજ સરતાનસિંહજીને બે રાણીઓ હતી—એક જામનગરના જામ જસાજીની કુંવરી અને બીજી ઈડરના રાઠોડ વીરમદેવજીની પુત્રી. જસાજીની કુંવરી–જાડેજી ઉપર રાજસાહેબને ખૂબ પ્રીતિ હતી. પરિણામે ઈડરની કુંવરીની અવગણના થવા લાગી અને અકળાએલી એ રાણી ઈડર પહોંચી.

વાતવાતમાં ત્રણ વર્ષ વીતી ગયાં, છતાં રાઠોડરાણી પાછાં ન આવ્યાં એ જોઈ પ્રજાજનોમાં એના કારણ વિષે ચર્ચા જાગી. સહુ કોઈ જાણતા હતા કે રાજસાહેબનો જામનગરવાળી રાણી ઉપર વિશેષ પ્રેમ છે; પરંતુ ઈડરવાળી રાઠોડરાણી પ્રાણકુંવરબાની આટલી બધી અવગણના થતી હશે એ તો કોઈના જાણવામાં ન હતું. એ રાઠોડરાણી ત્રણ ત્રણ વર્ષ સુધી પાછાં ન ફરે એમાં લોકોને કંઈ રહસ્ય લાગ્યું, અને જનતાની જિજ્ઞાસુવૃત્તિથી એ વાત જુદી જુદી કલ્પ-

નાના રંગે રંગાવા માંડી.

ચતુર રાજવીના લક્ષ બહાર આ વાત કેમ રહે? પોતાની અપકીર્તિ અટકાવવા માટે તેમણે પોતાના અંગત વિશ્વાસુ માણસો સાથે એક ટાપરીઆ ગઢવીને ઈડર મનામણે મોકલ્યો.

રાજકુટુંબના કલેશકંકાસ કે રીસામણામનામણાંના પ્રસંગે પતાવટ કરવામાં ચારણ ગઢવીનો ઉપયોગ સદાકાળ થતો આવ્યો છે. રાજપૂતો ચારણોને દેવાંશી તરીકે પુજનીય ગણે છે, એમનામાં વિશ્વાસ મૂકે છે, અને એ જે કરશે તે જોઈ વિચારી કરશે એવી શ્રદ્ધા રાખે છે. રાજપૂતોના ઈતિહાસમાં ચારણ ગઢવી અગત્યનો ભાગ ભજવે છે.

ગઢવી ઈડર આવ્યો અને ઈડરનરેશને મળ્યો. તેમને સર્વ હકીકત સમજાવી. રાજસાહેબને શત્રુઓનો સામનો કરવાની, પોતાની સત્તા ટકાવી રાખવાની, ભાઈઓની તકરારમાં ટક્કર ઝીલવાની, અને રાજકારભારની અનેક અટપટી ગુંચો ઉકેલવાની ઉપાધિ છે, તેમાં ગૃહક્લેશની આ ચિંતાનો ઉમેરો થાય તે કોઈપણ રીતે ઈચ્છવાયોગ્ય નથી એમ સમજાવ્યું. દીકરી તો સાસરીયે જ શોભે અને પુત્રીને એ જ પંથે વાળવાનો પિયરીયાનો પરમ ધર્મ છે એ કર્તવ્યનું ભાન પણ કરાવ્યું એટલું જ નહીં, પરંતુ ઈડરનરેશની સંમતિથી ત્યાંની રાણીને ગળે પણ એ વાત ઉતારી દીધી.

ઈડરના રાજા અને રાણીને એટલું જ જોઈતું હતું. સન્માન પૂરેપૂરું સચવાય એવો પ્રબંધ કરવાની તેમણે ગઢવીને સૂચના આપી દીધી, જમાઈ એ તો પુત્રને ઠેકાણે છે એમ જણાવી એક વખત રાજસાહેબ પોતાને ત્યાં પધારે તો તેમનો ઉપાધિઓથી ભરેલો માર્ગ નિષ્કંટક કરી દેવા માટે પોતે બધી શક્તિથી મદદ કરવા તત્પર છે એવું સૂર્યની શાખે વચન આપ્યું. અને ગઢવીને પોરસ ચઢ્યો. તેમની ઇચ્છા પ્રમાણે ગોઠવણ કરવાનું વચન આપીને રાજસાહેબની ખાતરી માટે ઈડરનરેશનો પત્ર મેળવીને તે વાંકાનેર પાછો આવી ગયો.

જોઈ લઈશું !

"અન્નદાતા ! શક્તિદેવીની કૃપાથી મારું કાર્ય સાંગોપાંગ પાર ઊતર્યું છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવાની હવે જરૂર નથી. ઘણા દિવસ થયા હળવદ સર કરવાની ઈચ્છા છે, એ આપનો મનોરથ જો ઈડરનરેશ તરફથી સૈન્યની પૂરતી સહાય મળે તો તાત્કાળિક સફળ થઈ જશે. આ તો એક પંથ ને દો કાજ જેવું છે. રાણીશ્રી પ્રાણકુંવરબાનું મન મનાવી શકાશે અને સાથે સાથે આપની સત્તાના પાયા મજબૂત કરી શકાશે. આ રંક ગઢવીનું માનો તો જરા પણ વખત વીતાવ્યા સિવાય શુભ મુહૂર્ત જોવડાવી સાબદા થઈ જાવ !"

રાજસાહેબ સમજી ગયા, તાત્કાલિક મુહૂર્ત આવતું હોવાથી મોટા રસાલા સાથે ગામમાંથી રવાના થઈ ગામથી થોડે દૂર પ્રસ્થાન કરી ત્યાં પડાવ નાખ્યો. પોતાના કાર્યને હવે જરૂર યશ મળશે એ વિચારથી ગઢવીની છાતી ગજ ગજ ઊછળવા લાગી.

મનુષ્ય ધારે છે કંઈ ને ઈશ્વર કરે છે કંઈ ! સારા કામમાં સો વિઘ્ન એ કહેવત પ્રમાણે એ પડાવમાં જ એક અણધાર્યો પ્રસંગ બની ગયો.

"**ના**કા, એઈ **ના**કા ! હજી સુધી રામરસ કેમ આપતો નથી ?"

**ના**કાના હોશકોશ ઊડી ગયા. બાઘાની માફક એ તંબૂમાં ચોમેર ફાંફાં મારવા લાગ્યો.

લથડતી જીભે તેણે જવાબ આપ્યો,

"દારૂ સાથે લાવવાનું તો હું ભૂલી ગયો, અન્નદાતા !"

મોટા માણસો દારૂને રામરસનું માનભર્યું નામ આપવામાં મોજ સમજે છે !

'ભૂલી ગયો ? મુરખના જામ ! રામરસ લાવતાં ભૂલી ગયો ?

તને એટલું પણ ભાન ન રહ્યું કે એ વસ્તુ તો જ્યાં જઈએ ત્યાં સાથે જ જોઈએ !"

"મારી ભૂલ થઈ, રાજસાહેબ !"

"ખાતાં કેમ ભૂલતો નથી, મુરખા ! કંઈ નહીં ને આજ ચીજ ભૂલી જવાનું કેમ સુઝયું ?"

પોતાને મૂર્ખશિરોમણીમાં ગણી કાઢનાર આ રાજસાહેબ તરફ નાકાને અણગમો ઉપજ્યો; તેની સાથે ગમે તેવી છૂટ લેનાર જાડી બુદ્ધિના નાકાને આ ઠપકો વધારે પડતો લાગ્યો. મોંનો તોબરો ચઢાવીને બેપરવાઈથી તેણે કહ્યું: "તે એમાં શું થઈ ગયું ? મને યાદ ન રહ્યું. અબઘડી જઈને લઈ આવું છું. દારૂ જરા વહેલોમોડો પીવાય તો એમાં શું બગડી જવાનું છે ?"

રાજસાહેબનો મીજાજ ગયો. પોતાની તહેનાતમાં રહેનાર બે બદામનો નોકર પોતાની સામે આમ ઉદ્ધતાઈથી બોલે તે તેમનાથી ન સહેવાયું. તંબૂના એક ખૂણે ટાંગેલો ઘોડાને હાંકવાનો કોરડો ઉપાડીને તેમણે નાકાને ખૂબ ફટકાવ્યો.

નાકાની બુમરાણથી અમીર–ઉમરાવો ત્યાં દોડી આવ્યા.

"ક્ષમા કરો, મહારાજા સાહેબ, એની ભૂલ થઈ, હમણાં જ બીજા માણસને મોકલીએ છીએ. તે મારતે ઘોડે વાંકાનેર જઈને દારૂ લઈ આવશે.'

"નહી, એ તો એ જ લાગનો છે ! એની ફરજ છે, અને એણે જ જવું જોઈએ !"

મારથી અકળાયલો નાકો નીચી મુંડીએ બન્ને હાથ જોડીને તંબૂમાંથી બહાર નીકળ્યો.

"કૃપાનિધાન ! આ બહુ ખોટું થયું. અત્યારે એની આંખ ફરેલી છે. ક્રોધનો માર્યો એ કારડીયો રજપૂત કંઈનું કંઈ કરી બેસશે. કૃપા કરી એને પાછો બોલાવવાની આજ્ઞા આપો."

"એ મગતરું એના મનમાં શું સમજે છે! આંખ ફરી હોય તો ય શું? એ મને શું કરી નાખવાનો છે? એ તો એ જ લાગનો! એક વખત આમ ટીચાશે–અફળાશે એટલે એની મેળે એની શુધ સાન ઠેકાણે રહેશે!"

અનેક સંકલ્પવિકલ્પ કરતા અમીર ઉમરાવોએ જોયું કે **નાકો** પાણીદાર ઘોડી ઉપર સવાર થઈને પડાવથી દૂર દૂર નીકળી ગયો છે!

કલાક, બે કલાક અને જ્યાં ત્રીજો કલાક વીત્યો ત્યાં રાજસાહેબ પણ અધીરા બન્યા. **નાકો** હજી કેમ ન આવ્યો તેની તેમણે તપાસ કરાવી.

"અમને તો એની આંખ ફરેલી જોઈને એ વખતે જ શંકા થયેલી હતી, કૃપાનિધાન! એ કારડીયા રજપૂતને આપ ઓછો ન જાણશો. અમને તો ભીતિ રહે છે કે હવે એ આપની હજુરમાં પાછો આવશે જ નહીં, અને આવશે તો પોતાની સાથે કંઈ જુદા જ પ્રકારનો દારૂ લેતો આવશે—ખુન્નસે ભરાયલો એ રજપૂત કંઈક જુદો જ રંગ બતાવશે."

રાજસાહેબનો ગુસ્સો હવે ઊતરી ગયો હતો. શાંત રીતે વિચાર કરતાં તેમને બધું દીવા જેવું સમજાઈ ગયું. છતાં ય વજ્ર હૈયાના એ રાજવી જરાએ ભયભીત ન બન્યા. દઢતાપૂર્વક તે બોલી ઊઠ્યા, "ઠીક છે, વખત આવ્યે જોઈ લઈશું. જેવો દારૂ લાવશે તેવો ભરી પીશું! જેવો રંગ જામશે તેવો સામો જમાવી લઈશું!"

**લાભની વાત !**

**હ**ળવદના પાદરમાં એક અસવાર પુરવેગે આગળ ને **આગળ** વધી રહ્યો હતો. એની પાણીપંથી ઘોડીને પાંખ આવી હોય તેમ જાણે ઊડી રહી હતી. ઘોડી અને અસવાર બંનેનાં અંગ ઉપર ધરતીમાંથી ઊડતી રજના થર જામ્યા હતા. ઘોડી પરસેવાથી રેબઝેબ થઈ ગઈ હતી. એના મોંઢામાંથી ફીણના ગોટેગોટા ઊડતા હતા, છતાં ય

માલિકને માટે મરનાર એ નિમકહલાલ પ્રાણી પોતાના માલિકના ઇશારાને અનુસરીને આગળ ને આગળ દોડયા કરતું હતું.

એ અસવાર છેક હળવદના રાજમહેલના મુખદ્વાર આગળ આવીને જ અટકયો. એણે હળવદના રાજસાહેબ અમરસિંહજીની મુલાકાત માંગી.

રાજ અમરસિંહજીએ જોયું કે એ અસવારનો શ્વાસ માતો ન હતો, એની છાતી ધમણની માફક ફૂલતી હતી. લાંબો પંથ કાપીને મારતે ઘોડે એ આવ્યો હોય એમ તેમણે અનુમાન કરી લીધું.

એ અસવારે એ ખંડમાં ઊભેલા બે ત્રણ રાજસેવકો તરફ નજર કરી હળવદનરેશને ઇશારો કર્યો.

રાજ અમરસિંહજી સમજી ગયા કે આ પરદેશી એકાંતમાં કંઈ કહેવા માગે છે. સેવકોને ત્યાંથી ચાલ્યા જવાની તેમણે આજ્ઞા આપી.

"રાજસાહેબ, આકડે મધ જેવી અનુકૂળતા ઊભી થઈ છે. આપની સત્તા ઉપર તરાપ મારવા ઇચ્છનાર આપની જ સત્તાના સાણસામાં સપડાય એવો સુયોગ પ્રાપ્ત કરાવી આપનાર આ સેવક આપની સેવામાં હાજર થયો છે."

"ભાઈ, એમ ગોળ ગોળ વાત કર્યે કંઈ વડાં ન થાય. તમારે જે કહેવું હોય તે સ્પષ્ટ કહી નાખો!"

"આપ જાણો છો તો ખરા કે વાંકાનેરના રાજ સુરતાન-સિંહજીને આપની સાથે મનદુઃખ છે. લાગ આવે તો હળવદ ઉપર હાથ ઉગામવા તે ટાંપી રહ્યા છે. ઇડરનરેશની કુમક લેવા એમણે પ્રયાણ કર્યું છે. એક વખત ઇડરના સૈન્યનો એમને સાથ મળ્યો તો તમારું હળવદ ભાંગીને ભૂક્કો થઈ જશે!"

રાજ અમરસિંહજીની આંખ ફરી. આ જુવાનની જીભ ઉપર લગામ ચડાવવાનું તેને મન થઇ આવ્યું.

"અજાણ્યા યુવાન, તું અત્યારે મારો મહેમાન છે, છતાં ય તું ઝાલાશિરોમણી સમક્ષ બોલે છે એ વાત ન ભૂલતો. જે કહેવું હોય તે સ્પષ્ટ તથા સભ્યતાપૂર્વક કહે!"

"અવિવેક માટે ક્ષમા, નામદાર સાહેબ, પરંતુ હું તો આપના હિતની વાત કરવા આવ્યો છું. વાંકાનેરનરેશ ઇડરની સહાય મેળવીને આપને દબાવવા માંગે છે. ઇડરનરેશે એમને વચન આપીને આમંત્રણ પણ આપી દીધું છે. સુરતાનસિંહજી એ મદદ મેળવવા માટે વાંકાનેરથી રવાના થઈ ચૂક્યા છે. એક વખત ઈડરનું સૈન્ય હળવદ સુધી પહોંચી ગયું તો પછી એને પાછું હઠાવવું ભારે થઈ પડશે, અન્નદાતા!"

"પણ તું આ બધું સાચું કહે છે એની શી ખાતરી!"

"આપની ખાતરી માટે આ રહ્યો કાગળ! એ વાંચો અને આપને સર્વ વસ્તુ દીવા જેવી દેખાઇ આવશે."

રાજ અમરસિંહજીએ એ પત્ર લીધો; ફરી ફરીને વાંચ્યો. ઈડરની રાજમુદ્રા પણ એના ઉપર અંકિત થયેલી બરાબર જોઈ લીધી અને ક્ષણભર તો એ ચમકી ઊઠયા. પરંતુ એમણે આવા અનેક પ્રસંગો જોયા હતા. રાજખટપટના અનેક પાસા એમણે ફેંક્યા હતા ને બીજા તરફથી ફેંકાતા અનુભવ્યા હતા. એટલે આ વસ્તુનો ઊંડો તાગ કાઢ્યા વિના પોતે આ અજાણ્યા મુસાફરને પોતાની વાત જણાવી દે એ કેવળ અસંભવીત હતું. તેમણે એ આગંતુકને તાવી જોવાનો પ્રયાસ કર્યો.

"શાબાશ! વીર પુરુષ! મારા હિતના આ સમાચાર સવેળા પહોંચાડવા માટે તારો ઋણી છું. પરંતુ આ વાતમાં તારું પોતાનું શું હિત સમાયું છે તે જણાવીશ?"

"બીજું કાંઇ જ નહી, પરંતુ કેવળ આત્મસંતોષ—મારી વેરવૃત્તિનું સાંત્વન." અને એ સવારે વાંકાનેરનરેશે નજીવા કારણસર પોતાનું કેવી ભયંકર રીતે અપમાન કર્યું હતું, એ આખોયે પ્રસંગ તેણે ઉશ્કેરાયલા હૃદયે કહી બતાવ્યો.

રાજ અમરસિંહજી ક્ષણભર વિચારમાં પડયા. પલક માત્રમાં નિશ્ચય કરી લીધો હોય તેમ ગંભીરતાપૂર્વક તે બોલ્યા: "ભલે, તારી ઇચ્છા પ્રમાણે હું હમણાં જ તૈયારી કરું છું, પરંતુ એક વાત બરાબર લક્ષમાં રાખજે. જ્યાં સુધી અમારા બન્ને ય પક્ષના વિજય–પરાજયનો નિર્ણય ન થાય ત્યાં સુધી તારે મારી સાથે જ રહેવું પડશે. છટકવાનો જરા પણ યત્ન કર્યો તો મુવો જ જાણજે!"

"ઘણી ખુશીથી, રાજસાહેબ! હું કહું છું એમાં આપને લેશ-માત્ર ફેરફાર જણાય તો મારું માથું અને આપનો જોડો, પછી છે કંઈ?"

રાજ અમરસિંહજીએ જોયું કે દૈવયોગે–અનાયાસે આ અલભ્ય લાભ સાંપડયો છે. તત્કાળ તેમણે ફોજ તૈયાર કરી અને વાંકાનેર તરફ રવાના થયા.

**રંગમાં ભંગ**

**બા**બરા ભૂતને વશ કરનાર, ઝાલાકુળની ગાદી સ્થાપનાર નરવીર **હ**રપાળદેવના વંશમાં તેમનાથી ૨૭મો પુરુષ રાજ**ચં**દ્રસિંહજી, દિલ્હીના દરબારમાં પોતાનો હાથ બતાવનાર શૂરવીર રાજ **રા**યસિંહજીના મૃત્યુ પછી ઈ. સ. ૧૫૮૪ માં **હ**ળવદની ગાદીએ બેઠો. **જો**ધપુરવાળી રાણી **સ**ત્યભામાની ખટપટના પરિણામે **ચં**દ્રસિંહજીના પાટવી કુમાર **પૃ**થ્વીરાજજી રીસાઇને વઢવાણ ચાલ્યા ગયા અને ત્યાં પોતાની સત્તા જમાવી. પરંતુ **શી**યાણીના **અ**દાજીને હેરાન કરતાં મળેલા સતીના શાપના પરિણામે **પૃ**થ્વીરાજજી અમદાવાદના સૂબાના દગાના ભોગ થઈ પડયા અને તેમની રાણી જાડેજી ભયની મારી પોતાના કુમાર **સુ**રતાનસિંહજી, **રા**જાજી, **અ**લુજી તથા **ઉ**દયભાણજીને લઇને પોતાના પીયર **જાં**બુડાગામે આવી. **સુ**રતાનસિંહજીએ ભાગ્યબળ અને પોતાના પરાક્રમના પ્રતાપે ગઢીઆ ઉપર વસતા બાબરીઆ અને મહીઆ લોકોને હરાવી ગઢીઆ

કબજે કર્યું. અને પછી પાછળથી વાંકાનેર વસાવ્યું. ચંદ્રસિંહજીના બીજા પુત્રો પૈકી અમરસિંહજી હળવદની ગાદીએ આવ્યા હતા. આમ મૂળ એક જ વડીલનાં સંતાનો—એક જ વૃક્ષની ડાળો, ઝાલા વંશના કુળદીપકો, એક જ મગની બે ફાડ સમા ભાઇઓ હોવા છતાં ધરતી અને સત્તા માટે એકબીજાના શત્રુ બની રહ્યા હતા. ‘જર, જમીન અને જોરુ એ ત્રણે કજિયાનાં છોરું’ એ કહેવત કંઈ ખોટી નથી!

સુરતાનસિંહજી હળવદની ગાદી હાથ કરવા અધીરા બન્યા હતા. અમરસિંહજી વાંકાનેરની સત્તા ન વધે એમ કરવા આતુર હતા!

યુદ્ધમાં પોતે જ પહેલ કરે તેને બદલે શત્રુ સામે આવે એ વધારે અનુકૂળ લાગવાથી સુરતાનસિંહજી પોતાના સૈન્ય ઉપર આક્રમણ કરે એવો માર્ગ ગ્રહણ કરવાની અમરસિંહજીએ યુક્તિ વાપરી.

વાંકાનેરની હદમાં આવતાં જ ભીમગુડા નામના ગામનાં ઢોર તેમણે વાળ્યાં અને એ ગામમાં ઘાસની ગંજીઓ હતી તે બધીયને આગ લગાડી સળગાવી દીધી.

બળતા ઘાસના ભડકા આકાશમાં ઊંચે ઊંચે ચડવા લાગ્યા અને પાદરમાં પડાવ નાખીને પડેલા સુરતાનસિંહનું એ તરફ લક્ષ દોરાયું. તેણે આ આગનું શું કારણ છે તેની તપાસ કરવા પોતાના ઘોડેસવારોને આજ્ઞા આપી, પરંતુ તેઓ તપાસ કરીને આવે તે પહેલાં તો ગામડીઆઓનાં ટોળેટોળાં દોડતાં આવીને ધા નાખવા લાગ્યાં.

“મારી નાખ્યા, માબાપ! આ હળવદના માણસોએ તો કાળો કેર વર્તાવ્યો. ગરીબ બિચારા અબોલ પ્રાણીના મોંમાંથી તરણાં ખૂંચવી લીધાં.”

એટલામાં ગોવાળિયાનું એક ધાડું ધસમસ્યું ત્યાં આવ્યું.

“અરે, તમારા ઢોરનું તો ઘાસ ગયું પણ અમારા તો સાબદાં ઢોર જ વાળી ગયા! હવે અમે પેટગુજારો શેના ઉપર કરીશું?”

સુરતાનસિંહજીની આંખ ફાટી. પોતાની રૈયતને રંજાડનાર એ તોફાની જીવડા પોતાના મનમાં શું સમજે છે? હાલ ને હાલ તેમની સાન ઠેકાણે લાવવા તે અધીરા બન્યા.

રંગમાં ભંગ પડયો. રસાલાના માણસોને લગ્નમાં વિઘ્ન સમો આ પ્રસંગ ન રૂચ્યો. તેમણે સુરતાનસિંહજીને સમજાવી લેવાનો પ્રયત્ન કર્યો.

" મહારાજ, અત્યારે આપણે જે કામે નીકળ્યા છીએ તે કામ પ્રથમ પાર પાડવું જોઈએ. ચોરની માફક આવીને શત્રુઓ થોડાં ઢોર વાળી જાય એમાં તે એની શી વડાઈ? અને ઈડરથી આવ્યા પછી એમની આ હુડમતનો બદલો વ્યાજ સાથે વાળવા માટે આપણાં કાંડાં તો સાબૂત જ છે!"

" એવી સ્વાર્થપટુ નીતિ આપણને ન છાજે, ભાઈઓ! આપણે રાજપૂત ગૌ-બ્રાહ્મણ-પ્રતિપાળ ગણાવાવાળા, અને આપણા નજીવા સ્વાર્થ માટે અબોલ પશુઓની મુક્તિ તરફ આંખમીચામણાં કરીએ એ આપણને કેમ શોભે?"

પોતાના માણસોની અનેક સમજાવટ છતાં સુરતાનસિંહજીએ પોતાનો નિશ્ચય ન જ ફેરવ્યો.

ઈડર જવાનું હતું એટલે સૌ કોઈ સુંદર વસ્ત્રાભુષણમાં સજ્જ થયા હતા. યુદ્ધને અનુકૂળ સામગ્રી સાથે નહોતી, છતાં પોતાના માલિકને માટે માથું આપનારા વાંકાનેરના રાજસેવકો શત્રુનો સામનો કરવા માટે પોતાના માલિક સાથે નીકળી પડયા.

## ભાવતું હતું અને વૈદે બતાવ્યું

એક મગની બે ફાડ સમા ઝાલાવંશજ હોવાનું ગૌરવ ધરાવતા અમરસિંહજી અને સુરતાનસિંહજી બન્ને શત્રુરૂપે એક બીજાની સામે લડવા લાગ્યા. વાંકાનેરનાં માણસો ઓછા હોવા છતાં ઉત્સાહના તાનમાં હોવાથી તેમણે મૃત્યુ પર્યંત ટક્કર ઝીલી અને પોતાના માલિકને માટે

માથું આપ્યું. હળવદના સૈનિકો તેમના અડગ ટેક આગળ ઢીલા પડ્યા અને યુદ્ધભૂમિમાંથી પાછા ડગ ભરવા લાગ્યા. હળવદના અનેક સૈનિકોનો કચ્ચરઘાણ વળી ગયો, તેમાં સાથે સાથે મુળીના પરમાર મેપજી પણ લ્હાણમાં આવી ગયા, અને શત્રુની સમશેરથી તેઓ ધારાશાયી બન્યા. દુશ્મનોને પાછળ હટાવતાં હટાવતાં છેક માથક સુધી હાંકી કાઢ્યા ત્યારે જ વાંકાનેરના સૈનિકોને જંપ વળ્યો.

પોતાની બાજી અવળી પડતાં હતાશ બનેલા અમરસિંહજી માથકથી હળવદના માર્ગે જતા હતા, તેવામાં તેમણે જોયું કે સામેથી ૫૦૦ જેટલાં ઘોડાં પોતાની સામે પુરપાટ ધસ્યાં આવે છે! "આજે તે આ શું બનવા બેઠાં છે?" મનમાં જ તે બબડ્યા, "વળી સામેથી પણ કોઇ શત્રુ ચડી આવે છે કે શું?" પોતાના માણસોને સાવધ રહેવા તેણે સૂચના આપી.

એ ઘોડેસવારોના આગેવાને અશ્વ ઉપર બેઠાં બેઠાં દૂરથી જ અમરસિંહજીને રામ રામ કર્યા.

"રામ રામ! કોણ સતાજી પરમાર? અત્યારે આમ ક્યાંથી?"

"અમારો તો એવો જ ધંધો છે, બાપલા. પરંતુ તમે અત્યારે આમ કઇ તરફથી?"

"ગયા'તા તો વાંકાનેર તરફ વિજય વરવા માટે, પરંતુ એકાએક ધીંગાણું થતાં માર ખાવાનો વખત આવ્યો: તમારા કાકા મેપજી પણ એ ધીંગાણામાં કામ આવ્યા."

"અરર...ર...ર! મેપજી કાકા મૃત્યુ પામ્યા અને તમે આમ વીલે મોઢે પાછા જાવ છો! આ તે કંઈ રાજલક્ષણ છે? આમ હારી ગયે કંઈ દહાડો વળવાનો છે? ચાલો, પાછા વળો. મારું બધું ય કામ છોડીને મારા આ પાંચસો માણસો સાથે હું તમારી સાથે આવું છું. એ સુરતાનસિંહજીનું શું ગજું છે કે આપણી સામે ટક્કર ઝીલી શકે?"

**અમરસિંહજી**ને તો ભાવતું હતું ને વૈદ્યે બતાવ્યું એના જેવું થયું. તરત જ એ **સતાજી** સાથે પાછા ફર્યા.

**રંગ રજપૂત !**

**સુરતાનસિંહજી** અને તેમના સેવકોનો આનંદ માતો નહોતો. **વાંકાનેર**માંથી પ્રયાણ કર્યા પછી પ્રારંભમાં જ આમ વિજય મળેલો જોઈ તેમને લાગ્યું કે ઈડરનો ફેરો જરૂર સફળ થશે. સૌ કોઇ યુદ્ધના પરિશ્રમને નીવારવા આરામ લેતા નિશ્ચિંત મનથી આનંદ મનાવતા **માટેલ** નામના ગામમાં રાત્રી ગાળવા રોકાયા હતા. તેવામાં એકાએક નગારા ઉપર દાંડીનો ઘાવ પડયો, અને સૌ ચમકી ઊઠયા. યુદ્ધના ભણકારા હજી તો શમ્યા નહોતા ત્યાં વળી આ ઉત્પાત શાનો? ગળથુથીમાંથી જ વીરશ્રીને વરેલા રજપુતો આરામને અળગો કરી એકદમ ઊઠયા, અને જે કાંઈ શસ્ત્રસામગ્રી હાથ લાગી તે લઇ બહાર નીકળી પડયા. તેમણે જોયું કે આ તો દુશ્મનો જ પાછા આવે છે, પરંતુ અગાઉની માફક ગણ્યાગાંઠયા માણસોને બદલે મોટી ફોજ તેમની સાથે છે!

શૂરાઓ સંખ્યાનો હિસાબ ગણવા બેસતા નથી. એક વખત યુદ્ધે ચડયા એટલે મારવું કે મરવું એ જ રજપુતનું રટણ થઇ પડે છે. તેમણે સામે ધસી આવતા સૈન્યને પોતાની તીખી તલવારોથી વધાવી લીધું.

ધીંગાણામાં માર ખાતાં લાગેલો હૃદયનો ડંખ, જગતમાં થનાર પોતાની હાંસી અને પોતાની પડખે પાંચસો ઘોડેસ્વારની હુંફ એ બધાનો વિચાર આવતાં હળવદના સૈન્યને પણ અજબ શૌર્ય છુટયું. 'જય શકિત'ની ગગનભેદી ગર્જના સાથે તેઓ સામા પક્ષ ઉપર તૂટી પડયા અને પછી તો સરખે સરખાની હોડ જામી. મારવું કે મરવું એ છેલ્લા નિશ્ચય સાથે સૌ કોઈ પોતાના પરાક્રમનું 'પારખું' બતાવવા લાગ્યા. સમરાંગણમાં રણચંડીનું ભીષણ નૃત્ય જામ્યું હોય તેમ તલવારની

તાળીઓ પડવા લાગી અને રણુશૂરા રજપૂતોની ચમકતી તલવારો દેવી કાલિકાની જીભ લપકારા મારી રહી હોય એવી ભ્રાંતિ પેદા કરવા લાગી.

શૌર્ય અને નિશ્ચય ઉપર જેટલો વિજયનો આધાર રહે છે, તેટલો જ અને કોઇ વખતે તેથી પણ વધારે સૈનિકોની સંખ્યા અને સામગ્રીની વિપુલતા ઉપર પણ રહે છે. પરમાર સતાજીની સહાયના પરિણામે હળવદનો પક્ષ વધારે સબળ બન્યો, અને સુરતાનસિંહજીના માણસો એક પછી એક ટપોટપ યુદ્ધભૂમિ ઉપર પડવા લાગ્યા. ક્ષુધાતુર કાલિકા લોહીનાં ખપ્પરો ભરી ભરી પીવા ખૂબ તૃષાતુર થઈ હોય તેમ સમરાંગણ ઉપર લોહીની નીકો વહેવા લાગી.

વાંકાનેરનો ગઢવી ઈડર જવા માટે સાથે જ નીકળ્યો હતો. એ જેટલો દૂતકાર્યમાં કુશળ હતો તેટલો જ યુદ્ધકળામાં પણ પ્રવીણ હતો. સુરતાનસિંહની પડખે પોતાનો ઘોડો રાખીને 'રંગ સુરતાન, વાહ સુરતાન! રંગ રજપૂત, ધન્ય રજપૂત!' એમ હાકલા પડકારા કરી પોતાના રાજાને અને રાજસેવકોને ઉત્તેજન આપવા સાથે પોતાની તલવારને પણ તે ચોમેર ઘુમાવી રહયો હતો!

"ગઢવી! બાપલા! હવે હદ થઇ. તમારા શરીર તરફ જુઓ! ઠેકઠેકાણે ઘા ખાઇને એ ચારણી જેવું બની ગયું છે. કૃપા કરીને અહીંથી નાસી છૂટો, નાહક મને ચારણહત્યાથી મહાપાપી ન બનાવો."

"શું હું નાસું? અત્યારે? મારા અન્નદાતા જ્યારે મૃત્યુના મુખમાં હોમાતા હોય ત્યારે? તો તો મારી જનેતા જ લાજી મરે ને! અને જગતમાં એક વખત મરવાનું તો છે જ ને? તો પછી મારા માલિકને ખાતર સમરાંગણમાં મારો દેહ પડે તેના કરતાં શું રૂડું?"

"પરંતુ તમે—તમે તો ચારણદેવ! તમારી રક્ષા માટે અમારે—રજપૂતોએ પ્રાણ પાથરવા જોઇએ. દેવ! કૃપા કરી અહીંથી નીકળી જાઓ—તમારો જીવ બચાવો!"

"એમ કાયર બનીને જીવ બચાવે તે જુદા! જીતશું તો આપણે બધા ય વિજયભર્યા ગૌરવશાળી બનીને, નહીં તો કર્તવ્યપાલનના યજ્ઞમાં બધા ય સાથે આહુતિ આપીશું. તમે નિશ્ચિંત બનીને રણ-રંગ ખેલ્યા કરો મારા નાથ! હમ મારો બાપો! વીણી વીણીને દુશ્મનોને ઠાર કરો, રજપૂતાણીનું દૂધ દીપાવો! વાહ રજપૂત! રંગ રજપૂત!"

કર્તવ્યપાલનના એક જ રંગે રંગાયલા રજપૂતો કાયાની માયા છોડીને શત્રુઓ સાથે હિસાબ ચુકવી લેવામાં લીન બન્યા હતા. તેમને રંગ આપતો, પૂર્વજોના પરાક્રમોના ગુણગાનથી બિરદાવતો. પોતાના પક્ષને ઉત્તેજિત બનાવતો એ ગઢવી પહાડમાંથી ઝરણાં ઝરે તેમ શરીરમાંથી ઠેકઠેકાણે લાગેલા ઘામાંથી છૂટતી લોહીની ધાર જોઇ સુરતાનસિંહજીને 'વાહ રજપૂત! રંગ રજપૂત!' ના ઉચ્ચારથી બીરદાવી ધન્યવાદ આપતો તેમની પડખે રહીને જ પોતાની તલવાર ચોમેર ઘુમાવવા લાગ્યો.

અને ગઢવીની શક્તિ પણ હવે ક્ષીણ થવા લાગી. એના અંગ-માંથી પણ લોહીના ધોધ વહેતા હતા. એનું શરીર ઘોડા ઉપરથી પડું પડું થઈ રહ્યું હતું, છતાં એના મુખમાંથી 'વાહ રજપૂત! રંગ રજપૂત!' ના ઉચ્ચાર ચાલુ જ હતા!

"આ ગઢવો તો ગજબ કરે છે, ગંભીરસીંહ. મરણકાંઠે આ-વેલો આ માનવી મરતાં મરતાં પણ આપણા અનેક માણસોનું મોત નીપજાવતો જશે!" આશ્ચર્યચકિત બનેલા રાજ અમરસિંહે પોતાના એક યુવાન સૈનિકને ઈશારો કર્યો.

"તો એને પૂરો કરવાનું કામ આપણું!"

જીભાજોડ કરતાં નાતા ઘાએ કામ પાર પાડવામાં વધારે શ્રદ્ધા-વાળો એ યુવાન રજપૂત, કમાનમાંથી તીર છૂટે તેમ શત્રુના દળ સોંસરવો ગઢવીની લગોલગ પહોંચી ગયો અને એ ચેતે—સાવધ

બને તે પહેલાં તો પાછળથી તલવારનો ઘા કરી તેનું માથું ધડથી જુદું પાડયું.

ધડથી છૂટું થયેલું મસ્તક ધરતી ઉપર ઢળતાં પણ 'વાહ રજ-પૂત, રંગ રજપૂત 'ની બિરદાવલી પોકારી ઊઠયું.

રણરંગ ખૂબ જામ્યો. બંને પક્ષનાં માણસો રણભૂમિ ઉપર પડી સ્વર્ગની અપ્સરાને ભેટવાના સંતોષ સાથે પ્રાણત્યાગ કરી ગયા.

સુરતાનસિંહજીએ જોયું કે સામા પક્ષની જબરી સંખ્યા સાથે પોતાના મૂઠીભર માણસોથી વિજય વરવાનું કાર્ય અશક્ય થઈ પડયું છે, છતાં રણે ચડેલો રજપૂત રણભૂમિમાંથી ભાગે તો તો એની જનની લાજે, એ માન્યતાથી પોતાના માણસો દેહની દરકાર વિના સામી છાતીએ ટક્કર ઝીલે છે એ જોઇ તેમનો અંતરાત્મા પ્રસન્ન થયો. અસંખ્ય ઘાથી ચેતનહીન બનેલો એમનો દેહ અશ્વ ઉપરથી નીચે ધરતી ઉપર ઢળી પડયો.

છતાં ય યુદ્ધ તો ચાલુ જ રહયું.

આ યુદ્ધનો નિર્માતા—પેલો નાકો નામનો કારડીયો રજપૂત વાંકાનેર પક્ષના પરાજયથી મનમાં ને મનમાં ખૂબ મલકાતો હતો. એની નજર પોતાનું હડહડતું અપમાન કરનાર સુરતાનસિંહજી ઉપર જ ચોંટી હતી. એ રાજવીના દેહને ધરતી ઉપર ઢળતાં તેણે જોયો અને વેરવૃત્તિથી સળગતું એનું હૈયું થનગની ઊઠયું.

વેરવૃત્તિ મનુષ્ય માત્રને વિવેકભ્રષ્ટ બનાવી મૂકે છે. એ નાકાને કેવળ સુરતાનસિંહજીના પરાજયથી જ તૃપ્તિ ન થઇ. વેરની ભભૂકતી જ્વાળાએ એના મગજમાં એક અધમ વિચાર સ્ફુરાવ્યો અને કોઇ ન જાણવા પામે તેમ જાણે પોતે સામાન્ય સિપાઇની માફક યુદ્ધ ખેલી રહયો હોય તેમ લડતાં લડતાં સુરતાનસિંહજીના શરીરને તે શોધવા લાગ્યો.

અને અશક્તિની તંદ્રામાં પડેલા સુરતાનસિંહજીને જોઇને એ

હર્ષપ્રફુલ્લ બન્યો. પોતાની તલવારને એના લોહીથી રંગીને પોતાની વેરવૃત્તિ સંતોષવાની તેને તમન્ના જાગી, અને ખુલ્લી તલવાર સાથે તે પોતાના એક વખતના માલિક સામે ધસ્યો.

સુરતાનસિંહજીની આંખ સહેજ ઊઘડી અને એક વખતના પોતાના તાબેદાર સેવક પરંતુ અત્યારે બનેલા પોતાના કાળને તેમણે જોયો. એક ક્ષણ વધારે અને એ કારડિયો રજપૂત એમનું મોત બગાડી નાખત. પરંતુ એમણે સમયસૂચકતા વાપરી અને ધરતી ઉપર ઢળી પડતાં પોતાના હાથમાં જ રહેલી—પોતાની જીવનસંગાથી તલવારનો બરાબર તાકીને ઘા કર્યો. પોતાનું મસ્તક છેદવા આવનાર એ નિમકહરામ નોકરના કમરમાંથી જ બે ટુકડા થઈ ગયા !

મરતાં મરતાં એ સ્વામીદ્રોહી સેવકના મુખમાંથી અરેરાટી સિવાય એક શબ્દ પણ નીકળી શક્યો નહીં.

"કમજાત કુત્તા !" ક્રોધથી કંપતા સુરતાનસિંહજીના મુખમાંથી ફિટકારના શબ્દ નીકળ્યા. અશક્તિનું મોજું પુનઃ એમની આખી કાયા ઉપર ફરી વળ્યું.

'સર્વનાશ ! મનની બધી જ મનમાં રહી ગઈ, અપમાનની નાની શી વાતમાંથી રજનું ગજ થઈ ગયું, અને હળવદની ગાદી લેવા જતાં વાંકાનેર તો શું પરંતુ મારા જીવનની આખી સ્વપ્નસૃષ્ટિ હાથમાંથી સરી પડી. ભાવીના ભેદ કોણ ઉકેલી શક્યું છે ?' મૃત્યુની સમીપ જતાં સુરતાનસિંહજીના બહેર મારના જતા મગજમાં આ વિચારો આવ્યા અને નિરાશાભર્યો નિશ્વાસ એમના અંતરમાંથી નીકળ્યો.

પરંતુ બીજી જ ક્ષણે એમને રજપૂતાઈનો ખ્યાલ આવ્યો. ધડથી છૂટું પડેલું ગઢવીનું મસ્તક હજી પણ જાણે 'વાહ રજપૂત, રંગ રજપૂત !'ની બિરદાવાલી ગાઈ રહ્યું હોય એવા ભણકારા એમને લાગવા માંડયા અને પુનઃ રજપૂતશૌર્ય એમના આખા શરીરમાં છવાઈ ગયું.

વિજય કે પરાજય એ તો ભાગ્યને આધીન છે, પરંતુ પોતાની પ્રજાને રંજાડનાર શત્રુનો સામનો કરતાં—સામી છાતીએ લડતા મર્દની માફક સમરાંગણમાં આત્મવિસર્જન કરવું પડે એ રજપૂતને માટે ઓછા આત્મસંતોષનો વિષય નથી, એ ભવ્ય કલ્પનાએ તેમને પરમ શાંતિ અર્પી. એ આત્મસંતોષ સાથે એમનું પ્રાણપંખીડું ઊડી ગયું.

વાંકાનેરના સૈનિકોના અલંકારો વગેરે લૂંટ મળતાં લૂંટફાટ ઉપર જીવનની નાવ ચલાવનાર પરમાર સતોજીને પોતે લીધેલા શ્રમનું સાર્થક થયેલું લાગ્યું.

સુરતાનસિંહજી જેવા સબળ શત્રુના મૃત્યુથી પોતાનો માર્ગ સદાને માટે નિષ્કંટક થયેલો જોતાં રાજ અમરસિંહજીને ગર્વસંતોષ થયો. 'જયશક્તિ'ની વિજયગર્જના સાથે તેઓ યુદ્ધભૂમિનો ત્યાગ કરી ગયા. જતાં જતાં પણ સુરતાનસિંહજી અને તેમના સૈનિકોને છેવટની ઘડી સુધી પોતાની બિરદાવલીથી પાનો ચઢાવનાર પેલા ગઢવીના ભણકારા તેમના કાનમાં અથડાતા હતા :

'વાહ રજપૂત ! રંગ રજપૂત !'





# રજપૂતાણી

## [ ૭ ]

"શું કરું? જઉં? જઈનેયે હવે શી મોથ મારવાની હતી? હતું તે તો બધું ગયું! પ્રાણ, પ્રતિષ્ઠા, પરાક્રમ બધું ગયું–બધું ય ગયું! રહ્યો માત્ર સર્વનાશ! અને એ સર્વનાશના સમાચાર આપવા જનાર આ હતભાગી જીવ!"

આખા અંગે પ્રસ્વેદથી રેબઝેબ થયેલી ચોટીલાની પંકાયલી ઘોડી ઉપર બેઠેલા એક અસ્વારના મનમાં આવી ગડમથલ થયા કરતી હતી. એનું મગજ વિચારતરંગોમાં તણાતું હતું–કાયા ઘોડીના વેગ સાથે ખેંચાતી હતી. બંને અસ્થિર હતા–મગજ થોડી જ પળો પહેલાં

બનેલા ભયંકર બનાવને લીધે, અને કાયા થાકેલા શરીરમાં શક્તિ ન હોવા છતાં આગળ વધવાના ફાંફાં મારતી થાકેલી ઘોડીનાં અનિયમિત પગલાને લીધે.

"પરંતુ આ મને શું સૂઝયું?" તેની વિચારમાળાના વધુ મણકા ફરવા લાગ્યા, "હું ત્યાંથી નાસી ન આવ્યો હોત તો?"

"તો...તો..." પોતાના ડંખતા અંતઃકરણને દિલાસો આપવાનો કોઈ ઉપાય શોધતો હોય તેમ તેણે પોતાના થાકયાપાકયા મગજને કસવા માંડયું.

"હા, બરાબર, તો પછી આ ખબર **વાં**કાનેર કોણ પહોંચાડત? અને મારી મા–એ વાત્સલ્યભરી જનેતા મારા વિના ઝૂરીઝૂરીને મરી જાત તેનું શું?"

પોતાના કાર્યની વાસ્તવિકતાના તેણે એકને બદલે બે કારણો શોધી કાઢયાં, અને પોતે જે કર્યું છે તે યોગ્ય જ કર્યું છે એમ માની લઇ મનને મનાવી લીધું.

પરંતુ કોઈ છૂપું પાપ તેના હૃદયને કોરી રહ્યું હોય એમ એ વધુ ને વધુ અસ્વસ્થ બનતો ગયો.

"પણ આમ આ સંઘ કાશીએ શી રીતે પહોંચશે? રગશિયા ગાડાની માફક ચાલતી આ 'મનુડી' **વાં**કાનેરનાં ઝાડવાં કયારે બતાવશે? ચાલ હમણાં તો એને કેરાળા ભેગી કરી દઉં. રજકો ને રાતબ એને તાજીમાજી કરે એટલામાં હું પણ બે ઘડી વિશ્રાંતિ લઈ લઉં."

અને 'મનુડી'ના લાડીલા નામથી સંબોધાતી એ ઘોડીની એણે પીઠ થાબડી, એની લગામ ખેંચી, અને કેરાળાની દિશામાં એને વાળી.

**દૂધ લજવ્યું!**

ઘરનું આકર્ષણ–મનુષ્ય કે પશુપંખી સુદ્ધાંને–અજબ હોય છે! 'મનુડી' ને કેરાળાના માર્ગે વાળી અને એના અંગમાં ઉત્સાહનાં

પૂર ઉલટયાં. એને લાગ્યું કે હવે પગવાળીને બેસવાનો વખત નજીક આવી લાગ્યો !

પરંતુ એની પીઠ ઉપર બેઠેલો સવાર તો હતોત્સાહ બની ગયો હતો. બની ગયેલા બનાવોએ એને આભો બનાવી દીધો હતો. ભાવિ વિચારોના વમળમાં એ અટવાયો હતો. પોતાના નિવાસસ્થાન કેરાળાના પાદરમાં પગ મૂકતાં જ 'મનુડી' હર્ષની મારી હણહણી ત્યારે જ એ ઘોડેસવારની તંદ્રા ઊડી. જરા સ્વસ્થ બની ગામના ઝાંપામાં પ્રવેશતાં તેણે પોતાનાં વસ્ત્રો ઉપર ચોંટેલી ધૂળ ખંખેરી, અને 'મનુડી' પોતાના મેળે ઘરના આંગણામાં જઇને ઊભી રહી ત્યાં સુધીમાં વાંકાનેર કયારે જવું અને ત્યાં જઈ શું કરવું તેના કંઈ કંઈ સંકલ્પ વિકલ્પ કરી નાખ્યા.

જર્જરિત થઈ ગયેલા હીરના ભરતકામવાળા ચાકળા–ચંદરવાને રફુ કરતી રજપૂતાણીએ ઘોડીના હણહણાટથી હાથમાં લીધેલું હીરનું આંટણીયું એક કોર મૂકી દીધું અને ડેલી તરફ આવતા પુત્રને તરત તેણે પ્રશ્ન કર્યો, "કેમ બેટા, સિંહ કે શિયાળ ?"

પરંતુ પ્રશ્નનો સીધો ઉત્તર ન મળ્યો.

"માડી, બારણાં ઉઘાડોને !" યુવાનના સ્વરમાં આર્જવતા ભરી હતી.

અજવાળા માટે મૂકવામાં આવેલી ભીંતબારીમાંથી પીઢ અવસ્થાવાળી એ રજપૂતાણીએ ડોકિયું કર્યું. પુત્રનું પડી ગએલું મોં જોઈ એના અંતરમાં ફાળ પડી.

એકાએક એનાથી પૂછી જવાયું, "ભાઈ, ધણી તો કુશળ છે ને ?"

મોં સીવી લીધું હોય તેમ એ યુવાન નિરુત્તર રહ્યો.

"કેમ ? ધીરુ ? જવાબ કેમ દેતો નથી ?" રજપૂતાણી અધીરી બની.

"ધણી તો કામ આવ્યા, માડી!" ગદગદ કંઠે ધીરસિંહે માઠા સમાચાર સંભળાવ્યા.

"શું કહ્યું? રાજસાહેબ કામ આવ્યા? ક્યાં? શી રીતે?" પ્રશ્નોમાં તીવ્ર આતુરતા ભરી હતી.

"મોટેલ પાસે હળવદ અને વાંકાનેરના માણસો બાટક્યા. વાંકાનેર પક્ષનો પરાજય થયો અને રાજસાહેબ સુરતાનસિંહજી લડતા લડતા સ્વર્ગે સંચર્યા." ધીરસિંહે ખુલાસો કર્યો.

પોતાની માતા ક્યારે કમાડ ઉઘાડે અને ક્યારે પોતે વિશ્રાંતિ લેવા પામે એવી તાલાવેલી તેના અંતરમાં જાગી હતી, પરંતુ એના ભાગ્યમાં આરામ લેવાનું નિર્માણ થયું નહોતું.

"માલિક મૃત્યુ પામ્યા—લડતાં લડતાં! એને જીવનના મોહ કરતાં કીર્તિ વધારે કીમતી લાગી! અને તું? તું તેનો સેવક—એના અન્ન-પાણીથી પોષાયલો—તું એનો સંરક્ષક—તું અહીં જીવ લઇને નાસી આવ્યો?" રજપૂતાણી ક્રોધથી કંપવા માંડી. તેનો સાદ ધીરેધીરે ફાટતો ગયો.

એની આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા. એ રજપૂતાણીએ ધીરેધીરે રૌદ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું.

"તું નિમકહરામ નોકર નીવડયો, તેં ધણીનું લૂણ હરામ કર્યું! તારા જેવા બીકણ બાયલા પુત્રને બદલે મારા પેટે પત્થર પાકયો હત તો શું ખોટું હતું? અરેરે, તેં રજપૂત થઇને પીઠ બતાવી! તું સમરાંગણમાંથી છટકી આવ્યો! અરે, તેં તો મારું—રજપૂતાણીનું દૂધ લજવ્યું! જા, ચાલ્યો જા, તારું કાળું મુખ મને ન બતાવીશ!"

ધીરસિંહે પોતાની માતાનું ઉગ્ર સ્વરૂપ જોયું અને તેના હાંજા ગગડી ગયા. એને ખાતરી થઈ ગઈ કે પોતાની જનેતા હવે પોતાને ઘરમાં પગ મુકવા દેનાર નથી!

**જાતવંત વછેરી !**

પોતાની લાચાર સ્થિતિ જનેતાને સમજાવવાનો તેણે પ્રયાસ કર્યો.

'માડી ! મને એવો કાયર રખે માનતી. તું કહેતી હોય તો હજી શત્રુની પાછળ પડીને મારી તલવારનું પાણી બતાવી દઉં ! પરંતુ શું કરું ? આ 'મનુડી' એટલી બધી થાકી ગઈ છે કે હવે તો એક ડગલું ય ન ભરે !"

"એ બહાનાં જવા દે, ધીરુ ! મનુડી થાકી ગઈ હોય તો વીજળી તૈયાર છે. લે, હું તેના ઉપર સામાન સજી આપું."

અને ધીરુની સંમતિ કે ઉત્તરની રાહ જોયા વિના એની માતા વીજળી નામની એક વછેરી ઉપર સામાન કસીને તેની પાસે લઈ આવી.

"જા, રજપૂત બચ્ચાને શોભે તેવું પરાક્રમ કરી બતાવ, રજપૂતાણીનું દૂધ ઉજ્જવળ બનાવ !" રજપૂતાણીએ પોતાના પુત્રને આદેશ આપ્યો.

ધીરસિંહ ક્ષણભર એ વછેરી સામે જોઈ રહ્યો.

"માડી, આ તો વછેરી છે. એ મને શી રીતે ત્યાં પહોંચાડશે ?"

"એ છે તો વછેરી પણ જાતવંત છે ! જાતનાં ફરજંદ કદી પણ કજાત નીકળતાં નથી. એ તો વીજળી ! જેવું એનું નામ એવાં જ એનાં કામ છે. જા, હું ખાતરીથી કહું છું કે આ વછેરી તને દુશ્મન ભેગો કરી દેશે !"

ધીરસિંહ પોતાની માતાનાં દ્વિઅર્થી વચનો સમજ્યો. એ વછેરી જ્યારે પોતાની જાતને ન લજવે તો પછી પોતે માણસ જેવો માણસ થઈને પોતાની રજપૂતાઈને લજવે એ કેમ પોસાય ?

એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના પોતાની માતાને પ્રણામ કરીને

તે વીજળી ઉપર સવાર થઈ ધાર્યું કામ સિદ્ધ કરવાને ત્યાંથી ચાલી નીકળ્યો.

## વેર વસૂલ !

એ જાતવંત વછેરી પોતાના વીજળી નામનું સાર્થક કરતી હોય તેમ વાયુવેગે ઊપડી. એ વછેરીમાં આટલું પાણી હશે એનો ધીરસિંહને પણ ખ્યાલ નહોતો. એનો વેગ જોતાં આને તે આજે પાંખો આવી છે કે શું એવું તેને આશ્ચર્ય ઊપજ્યું.

શત્રુસેના ક્યારની મોરબીથી હળવદ તરફ રવાના થઈ ગઈ હશે, હવે તો રાત પડવા આવી, આવા અંધારામાં માર્ગ કાપવાનો હોવાથી આ બિચારી વછેરી દુશ્મનનાં ઘોડાંને શી રીતે આંબી જશે આવા વિચારઝૂલે ઝૂલ્યા કરતો ધીરસિંહ હળવદ તરફ વીજળીને પૂરપાટ દોડાવી રહ્યો હતો. હળવદ ભાગ્યે જ એકાદ ગાઉ દૂર રહ્યું હશે, એટલામાં તેની નજર વિજય મેળવીને પાછી ફરતી હળવદની સેના ઉપર પડી અને એના હર્ષનો પાર ન રહ્યો.

પોતાની માતાની આજ્ઞા અમલમાં મુકવાનો અવસર આમ મળી ગયો એથી રૂડું શું !

હર્ષના આવેશમાં તેણે વીજળીની ગરદન થાબડી અને ધન્યવાદ આપ્યો, " શાબાશ વીજળી, આજે તો તેં રંગ રાખ્યો ! "

પોતાના માલિકના ઉદ્ગારો સમજી ગઈ હોય તેમ વીજળીએ પોતાની કાનસુરી ઊંચી કરીને આવેશભરી હણહણાટીથી વાતાવરણ ગજવી મૂક્યું.

" ધીરે, બેટા, ધીરે, ખરી કસોટી તો હજી હવે થવાની છે ! "

વીજળીને તેણે ચેતવી અને કમાનમાંથી તીર છૂટે તેમ વીજળી હરિણી શી ફાળ ભરીને શત્રુના સૈન્યમાં ઘુસી ગઈ.

રાત્રીના અંધકારે ધીરસિંહને ખરી યારી આપી. હળવદના સૈનિકોએ એમ જ માની લીધું કે આ કોઇ પોતાના પક્ષનો જ ઘોડેસવાર છે!

બરાબર સેનાના મધ્યભાગે આવતાં તેણે આડીઅવળી નજર ફેરવી. પોતાના ધણી–વાંકાનેરના રાજવી સુરતાનસિંહજીને મારનાર હળવદ નરેશ રાજ અમરસિંહજીનો પ્રાણ લઇને વેર વસૂલ કરવા તે અધીરો બન્યો. પરંતુ અંધારામાં એ રાજસાહેબને ઓળખી કાઢવા શી રીતે?

પોતાની પડખે ચાલતા સવારોને સહજ જ પૂછતો હોય તેમ તેણે પ્રશ્ન કર્યો, "ભાઇ! આપણા રાજસાહેબ ક્યાં?"

રાજસાહેબના એક સૈનિકને શંકા પડી. આમ પૂછવાનું અત્યારે કંઇ કારણ નહોતું: રખેને પ્રશ્નની જૂદી જ નેમ હોય એવી તેને શંકા થઇ, અને બીજા કોઈ જવાબ આપે તે પહેલાં જ તેણે એક ઘોડેસવાર તરફ આંગળી ચીંધીને કહ્યું, "આ રહ્યા રાજ અમરસિંહજી!"

થયું. ધીરસિંહને એટલું જ જોઇતું હતું–કોઈ ચેતે, ચમકે કે જાણવા પામે તે પહેલાં તેણે વીજળીને પેલા ઘોડેસવાર તરફ કુદાવી અને મ્યાનમાંથી તલવાર કાઢી તેના એક જ ઘાએ બે ટુકડા કરી નાખ્યા.

"ઓહ! રામ!" પેલા ઘોડેસવારના મુખમાંથી ફક્ત એક જ મરણચીસ નીકળવા પામી.

અને આખા સૈન્યમાં હાહાકાર મચી ગયો.

## ધન્ય પુત્ર!

"દગો! દગો!" કરતા ઘોડેસવારો એ તરફ ધસી આવ્યા.

એક સાથે અસંખ્ય ઉઘાડી તલવારો ધીરસીંહના અંગ ઉપર ઊતરી. પરંતુ માતાના મહેણાથી ઉત્તેજિત બનેલો ધીરસિંહ જરા પણ



પેલા ઘોડેસવારના મુખમાંથી ફક્ત એક જ મરણચીસ
નીકળવા પામી. પૃષ્ઠ ૧૨૪

ન ડગ્યો. પોતાની તલવાર સામી ઝીકીને તેણે શત્રુઓની તલવારોનો જવાબ વાળ્યો.

અને એ હથિયાર વાપરવાની પોતાની પ્રવીણતા બતાવતો હોય તેમ **ધીરસિંહ** પોતાની તલવાર સમણતો શત્રુઓને સપાટામાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ અનેકની સામે એ એકલો કયાં સુધી ટકે? લોહીલુહાણ બનેલું એનું શરીર લથડવા લાગ્યું.

"બોલ, દગાબાજ, તું કોણ છે? તું શું એમ માને છે કે અમારા **અન્નદાતા** રાજ **અમરસિંહજી** તારી તલવારનો ભોગ બન્યા? અરે તારા જેવા કેટલાયને હાથતાળી આપતાં અમને આવડે છે, નાહક સામાન્ય સૈનિકનો તેં જીવ લીધો, હાહાહાહા!" અને **ધીરસિંહ**ને પોતે આબાદ બનાવી કાઢ્યાના ગર્વસંતોષથી રાજસાહેબને બદલે મામુલી સૈનિક ચીંધનાર પેલો ઘોડેસવાર અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

મૃત્યુના મુખમાં પ્રવેશતાં **ધીરસિંહે*** જોયું કે જેને મારવા પોતે મથી રહ્યો હતો એ અમરસિંહ તો આબાદ સલામત રહેવા પામ્યા છે! પરંતુ બીજું કંઈ થઈ શકે તેમ નહોતું. કંઈ નહિ તો પણ પોતાના માલિકને માટે પ્રાણ પાથરનાર **વાં**કાનેરનો સૈનિક કંઈક કરી બતાવી શકે છે એટલો પરચો પોતે આપ્યો હતો—પોતાની માતાની આજ્ઞાનું પરિપાલન કર્યું હતું એ આત્મસંતોષ સાથે એનો આત્મા દેહપિંજરમાંથી ઊડી ગયો.

અને જ્યારે એ વાંકાનેરપક્ષનો સૈનિક છે એમ હળવદની સેના અને રાજસાહેબના જાણવામાં આવ્યું ત્યારે એકલા પંડે આવી મોટી શત્રુસેનામાં પ્રવેશી ધાર્યું કરવાની હિમ્મત કરનાર એ રજપૂતના શૌર્યની મુક્તકંઠે પ્રશંસા કરીને તેમણે તેને માનભરી અંજલિ અર્પી, અને

---

* એ કારડીઓ રજપૂત હતો અને તેનું નામ નાકો હતું એમ પણ કહેવાય છે.

તેની કીર્તિને અમર બનાવવા માટે તે મુઓ ત્યાં જ તેની ખાંભી ખોડી. આજે પણ હળવદથી એક ગાઉ દૂર એ પાળીયો નજરે પડે છે.

ફેરાળામાં પોતાના પુત્રની વાટ જોતી રજપૂતાણીએ જ્યારે આ હકીકત જાણી ત્યારે પોતાના પુત્રે કર્તવ્યપાલનમાં પોતાના પ્રાણની આહુતિ આપી એ વિચારથી તે હર્ષઘેલી બની. તેનું અંતર પોકારી ઊઠયું, 'ધન્ય પુત્ર ! સાચા રજપૂતને એ જ શોભે ! તું ભલે મુઓ, પરંતુ મરતાં મરતાં પણ તેં રજપૂતાણીનું દૂધ ઉજ્જવળ કરી બતાવ્યું. મારે મન તું મુએલો છતાં જીવતો જ છે. ધન્ય રજપૂત !'



# માડીજાયો ભાઈ!

[ ૮ ]

" ઇઓ તો ઘણા જોયા, પરંતુ તમારા જેવા ભાઈઘેલા તો ક્યાં ય નહિ હોય!"

"જેમ તારા જેવી વરઘેલી બીજી કોઈ નહીં હોય તેમ, કાં?"

"તમને તો દરેક વાતને હસવામાં જ કાઢી નાખવાની ટેવ પડી છે. તમને સમજાવવા પણ શી રીતે?"

"પણ આમાં અજુગતું શું છે જે? ગમે તેમ પણ એ મારો માડીજાયો ભાઈ જ છે ને?"

"એ વાતની કોણ ના પાડે છે? પરંતુ બધું ય શોભતું હોય તેમ શોભે! અત્યારથી એને બહુ માથે ચડાવી મૂકશો તો ભવિષ્યમાં ભારે પડી જશે."

"ગાંડી રે ગાંડી! પિતાજી હોત તો આથી પણ વધારે ધામધૂમ એ કરત. અને અત્યારે તો એના શિરછત્રના ઠેકાણે આપણે જ છીએ ને?"

"પરંતુ આ કંઇ વાણિયાબ્રાહ્મણની વાતો નથી. અહીં તો રજવાડાના રંગ છે. એને એક વખત સત્તાનો શોખ લાગ્યો તો પછી તમને અને મને બંનેને ભોં ભારે પડી જશે!"

"સ્ત્રીનું હૃદય વૃથા શંકાશીલ રહ્યા કરે છે. ગમે તેમ તો પણ પોચી જાત ને!"

"ક્ષમા કરજો સ્વામીનાથ! એ શિરપાવ ક્ષત્રિયાણી તો નહીં જ સાંખી શકે. પારખું લેવું હોય તો અબઘડી બતાવી દઉં કે રજપૂતાણી કેવી વીરાંગના હોય છે!" અને બોલતાં બોલતાં એ વીરાંગનાએ ભીંતે લટકતી તરવાર ઉતારી મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. પુરુષે મધૂરું હાસ્ય કર્યું.

"રહેવા દે, રહેવા દે, રજપૂતાણી, તું તો વાક્યુદ્ધ ઉપરથી રણસંગ્રામમાં ઊતરી પડી! પણ અહીં લડાઇની વાત જ ક્યાં છે? એવો પ્રસંગ આવે ત્યારે આ તલવારનો ખુશીથી ઉપયોગ કરજે."

"એવા વખતે તો તમે ના પાડશો તોપણ હું અટકવાની નથી, પરંતુ તમને ફરીથી ચેતવું છું કે એને રાજવૈભવનો બહુ મોહ ન લગાડો. તમને પોતાને એ બહુ ભારે પડી જશે!"

**પાટડીનો પૃથુરાજજી** વિચારમાં ઊતરી પડ્યો. રાજરાણીનાં વચનો ફેંક નાંખી દેવા જેવા નહોતાં, પરંતુ એવી કુશંકાઓ કરવાનું કારણ જ ક્યાં હતું?

આમાં તો નાનાભાઇને લાડ લડાવવા કરતા રાજ્યની કીર્તિ



એ વીરાંગનાએ [illegible] તલવાર ઉતારી મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. પૃ. ૧૩૦

વધારવાનો પ્રશ્ન હતો. એ તરફ દુર્લક્ષ કેમ આપી શકાય ? એમણે રાણીને સમજાવી લીધી.

**લગ્નની ધામધુમ**

બાબરા ભૂતને વશ કરનાર રાજા હરપાળદેવજીએ રાજસત્તા સ્થાપીને પાટડીને પોતાની ગાદી બનાવી હતી. વિ. સં. ૧૧૮૬માં તેમણે પોતાના પુત્ર સોઢાજીનો એ ગાદી ઉપર રાજ્યાભિષેક કર્યો. સોઢાજી પછી અનુક્રમે ૧૨૧૬માં દુર્જનસાલજી, ૧૨૪૧માં ઝાલણદેવજી, ૧૨૬૬માં અર્જુનસિંહજી, ૧૨૯૬માં દેવરાજજી, ૧૩૨૧માં દુદાજી, ૧૩૩૬માં સુરસિંહજી, ૧૩૬૧માં સાંતલજી, ૧૩૮૦માં વિજયપાલજી, ૧૩૮૧માં મધુપાલજી, ૧૩૮૭માં પદ્મસિંહજી, ૧૩૯૬માં ઉદયસિંહજી અને ૧૪૦૮માં પૃથુરાજજી પાટડીની ગાદીએ આવ્યા.

ઉદયસિંહજી પોતાની પાછળ બે પુત્રો મૂકી ગયા હતા, પૃથુરાજજી અને વેગડજી. બંને ભાઇઓ સંપસંપીને રહેતા. રજવાડાંમાં સામાન્ય રીતે પ્રવર્તતા ભાઇભાઇ વચ્ચેના અસંતાપનું અહીં નામનિશાન નહોતું. વેગડજી વડીલ બંધુ તરફ પૂજ્યબુદ્ધિ રાખતો. પૃથુરાજજી નાના ભાઈ તરફ વાત્સલ્યભરી ભાવના સેવતો. પૃથુરાજજી ગાદીવારસ અને વેગડજી ફટાયો હોવા છતાં નાનપણથી જ બંને ભાઈઓ એક બીજા તરફ નિસ્વાર્થ સ્નેહસાંકળે જકડાયલા રહેતા, અને પૃથુરાજજી રાજા બન્યો તો પણ એણે પોતાના નાના ભાઈને જરા પણ ઓછું ન આવે એવી વ્યવસ્થા અને વર્તન જાળવવાની કાળજી રાખી. લોકો કહેતા કે પૃથુસિંહજીના પગમાં પદ્મનું ચિન્હ હતું અને એ ખરા ભાગ્યશાળી તેમજ પુણ્યશાળી જીવ હતા. તેમના વંશજ આમ સંપસંપીને રહે એ તેમના પુણ્યનો પ્રતાપ ! પાટડીના પ્રજાજનોને પૃથુરાજ અને વેગડજી રામલક્ષ્મણની જોડી જેવા લાગતા.

પાટડીમાં હમણા ખૂબ ધામધૂમ જામી પડી હતી. કારીગરો અને વેપારીઓને રળી ખાવાનો ખરો વખત આવ્યો હતો. રાજકુટુંબમાં લગ્ન નીકળ્યાં હતાં. આવા પ્રસંગે કારીગરો અને વેપારીઓ આખી જિંદગીની

કમાણી રળી લેતા. પ્રજાજનોને આવા પ્રસંગે ખટાવીને રાજ્યાશ્રય આપવાનો એ સમયના રાજવીઓ પોતાનો ધર્મ માનતા. એ રીતે દેશનો પૈસો દેશમાં જ રહેતો, હુન્નરઉદ્યોગ અને કારીગીરી પોષાતી, અને પ્રજા સુખસંપત ભોગવતી.

પાટડીનરેશના નાના ભાઈ **વેગડજી**નાં લગ્ન લીધાં હતાં. જાન જવાની હતી **ચિ**તોડ. **ચિ**તોડના સાસોદિયાકુળભૂષણ રાણા **લા**ખાજીની કન્યાનું પાણિગ્રહણ કરવાનું સદ્‌ભાગ્ય **વે**ગડજીને સાંપડયું હતું. કુળ અને કીર્તિનો એ પ્રશ્ન હતો. સમોવડિયાને ત્યાં જ કન્યા જવી જોઈએ એવો કુળાચાર હતો અને ઝાલાવંશ સાથે સંબંધ બાંધવામાં આબરૂની વૃદ્ધિ થવાની હતી. **લા**ખાજીએ **ઝા**લાકુળમાં કન્યા આપીને પોતાનો ચિંતાભાર ઓછો કર્યો હતો.

લગ્ન લેવાયાં, લગ્નપત્રિકા આવી, અને **વે**ગડજી હાથેવાળે પરણવા જવાના હોવાથી પોતાના મોભાને છાજે તેવી તૈયારી **પૃ**થુરાજજીએ કરાવી.

વિજયકૂચ થતી હોય તેમ ભારે ભપકા અને ઉત્સાહભેર જાન નીકળી. સોનારૂપાના દાગીનાથી દીપતા હાથી ઉપર સોનાની અંબાડી શોભતી હતી. અવનવાં આભૂષણોથી ઓપતા ઘોડાઓના થનગનાટ માતો નહોતો. મૂલ્યવાન કિનખાબથી મઢેલા રથ માથે સોનાના કળશ સૂર્યતેજમાં ઝગારા મારી રહ્યા હતા. રથનાં પૈડામાં પરોવેલા કાંસાનાં ચકરડાં રથ ચાલે ત્યારે મધૂરો રણકાર પેદા કરતાં. પાલખી, મ્યાના, ડંકાનિશાન અને અન્ય રાજવંશી અસબાબ સાથે રંગબેરંગી મૂલ્યવાન વસ્ત્રોમાં સજ્જ થયેલ અમીર ઉમરાવો, ભાયાતો, અમલદારો, મહાજનો વગેરે માનવસમૂહ જાનનું ગૌરવ ગજાવી રહ્યો હતો.

**કેટલી બધી કાળજી !**

જાન **ચિ**તોડને પાદર પહોંચી અને રાણા **લા**ખાજીએ સન્માનપૂર્વક સામૈયું કર્યું. **ચિ**તોડવાસીઓએ ઘેરઘેર સાથીઆ પૂર્યા, બારણે બારણે તોરણ બાંધ્યાં, બજારે બજારે ધામધૂમ મચાવી, ઠેરઠેર દીપમાળ પ્રગટી.

આખા ચિતોડે આજે ઉત્સવ ઉજવ્યો. કારણ, આજે તો તેમનાં રાજ-કુંવરી ચંદ્રકુંવરબાના શુભ લગ્નનો માંગલિક પ્રસંગ હતો!

ભારે ધામધૂમ સાથે વરકન્યાનો હસ્તમેળાપ થયો, રંગેચંગે લગ્ન થઇ ગયાં, બંને પક્ષે આનંદ પ્રમોદની રસલહાણ લૂંટી.

જાનૈયાના સ્વાગત માટે બીજા દિવસે ડાયરો જામ્યો. કસુંબાની રમઝટ બોલી અને હદાગ્રહ કરીને એકબીજાને કસુંબાની અંજલિ અપાઈ.

પછી તો અલકમલકની વાતો નીકળી. એકબીજાના રાજ્યની ઉપજ, વ્યવસ્થા, કાર્યપ્રણાલિકા વગેરે વિષયો પણ ચર્ચાયા. લાખા રાણાને આ બધી વાતમાં રસ પડતો નહોતો, જાણે કંઈ રહસ્ય જાણવા પોતે અતિ આતુર હોય તેમ તેનું લક્ષ આ વિષયોમાં ખૂંચતું જ નહોતું.

પોતાની અધીરાઇનો અંત લાવવા માટે અંતે એણે વાત છેડી, "ભલા ઉદયસિંહના બંને કુંવરોમાં મોટું કોણ ?"

વીજળીનો કડાકો થતાં જેમ મનુષ્ય ચોંકી ઉઠે તેમ જાનૈયા આ પ્રશ્નથી ચમકી ઊઠયા. કોઇ અજાણ્યાએ આ પ્રશ્ન પૂછ્યો હોત તો તો ઠીક હતું, પરંતુ આ તો ખુદ ચિતોડનરેશ—જેણે પોતાની પુત્રીનું વેવીશાળ ઉદયસિંહના પુત્ર સાથે કર્યું હતું તે આમ પૂછે એ તે કેવી વાત!

હોય, રજવાડાના રંગ છે, ઊંચા કુળની ખોજમાં કદાચ વધુ તપાસ કરવા અવકાશ ન પણ રહ્યો હોય, એમ મનને મનાવી લઇને જાનમાં આવેલા એક પીઢ ભાયાતે ઉત્તર આપ્યો: "એમના મોટા-પુત્ર પૃથુરાજજી—જે અત્યારે રાજસિંહાસન શોભાવે છે."

"ઠીક, ઠીક, બહુ રૂડું." રાણાએ પ્રયાસપૂર્વક હસતા ચહેરે જવાબ આપ્યો. કસુંબાની ધૂનમાં ન હોત તો જાનૈયા જોઈ શકત કે રાણાના ચહેરા ઉપરના ભાવ પળેપળે બદલાયા કરે છે.

જાન વળાવવાનો વખત આવ્યો. જાન ગામની બહાર નીકળી

અને જાનૈયાએ જોયું કે પાંચેક હજાર જેટલા શસ્ત્રસજ્જ સૈનિકો, લશ્કરી સરંજામ સાથે તેમની સાથે આવે છે!

"આ બધી ધમાલની કંઇ જ જરૂર નથી. અમારું રક્ષણ કરવા અમે સમર્થ છીએ." જાનના આગેવાને વિવેક કર્યો.

"એમાં વિશેષ શું છે! વેગડજી હવે તો મારા પુત્ર જેવા. તેમની સલામતી માટે બંદોબસ્ત કરવો એ મારું કર્તવ્ય. કોને ખબર છે, રસ્તામાં કોઇ દુશ્મન જાગે અને જાનને લૂંટવાનો પ્રયાસ કરે તો આપણી આબરૂના કાંકરા થઇ જાય. જાન પાટડીના પાદર સુધી સહીસલામત પહોંચી જાય એટલે ગંગા નહાયા!"

નિર્દોષભાવે પ્રૌઢતાપૂર્વક ઉચ્ચારાયેલાં આ વચનોની અવગણના કરવાનું જાનૈયાઓએ ઉચિત ન માન્યું. રાણાએ રક્ષા માટે મોકલેલા પાંચ હજાર સવારો સહિત જાન પાટડીના પંથે પડી.

વેગડજી મનમાં ને મનમાં મલકાવા લાગ્યો: 'સસરાજી મારા માટે કેટલી બધી કાળજી રાખે છે!'

## આ શું?

પાટડીની પ્રજા પોતાના રાજકુંવરને પરણીને આવેલા જોવા ઉત્સુક બની રહી હતી. તેવામાં ડંકાનિશાનના ધ્વનિ તેમને કાને પડ્યા અને આખું પાટડી એ નવા પરિણીત દંપતિને મોતીડે વધાવવા તત્પર બન્યું. ચિતોડનો મુખ્ય કર્મચારી જાનના મુખી પાસે આવ્યો: "આપ પૃથુરાજજીને રાણાજીનો સંદેશો પહોંચાડશો?"

"જરૂર, એમાં તે શી મોટી વાત છે?"

"એમને જરા કહેવરાવોને કે રાણાજીએ ખાસ એવી ઇચ્છા પ્રદર્શિત કરી છે કે જો ઝાલારાણા પૃથુરાજજી જાતે પધારીને સામૈયું કરશે તો તેથી ચિતોડની રાજકન્યાની યોગ્ય કદર થયેલી ગણાશે અને સીસોદિયા રાણાનું ગૌરવ વધશે."

આ સંદેશામાં ઝાલા કર્મચારીને કંઇ અજુક્તું ન લાગ્યું. તેણે જાતે જઇને પૃથુરાજજીને એ સંદેશો પહોંચાડ્યો.

પૃથુરાજે એ સંદેશો સાંભળ્યો અને ભાઈ પ્રત્યેનું હેત ઉભરાઈ આવ્યું. એથી તો વેગડજી તરફની પોતાની મમતા જાહેરમાં પ્રદર્શિત કરવાનો મોકો મળશે એ ખ્યાલે તે પોતે ધામધૂમ સાથે ગાજતેવાજતે સામૈયું કરવા નીકળ્યો.

પૃથુરાજજી પાટડીના ગઢ બહાર નીકળ્યો કે તરત ચિતોડના કર્મચારીઓએ તેનું સ્વાગત કર્યું અને રાણાએ મોકલેલા પોષાક, ઝવેરાત અને સોનામહોરોનું નજરાણું ભેટ ધર્યું. પૃથુરાજના આનંદની અવધી થઈ.

પરંતુ આ શું ? રાણાના માણસો સાથે વાતચીતમાં મશગુલ બનેલા પૃથુરાજજીને રાણાના ઘોડેસવારો વ્યૂહરચના જેવું કંઇક કરતા હોય તેવો ભાસ થયો.

પરંતુ એ ચમકે—ચેતે તે પહેલાં તો રાણાના ઘોડેસવારોએ તેને ઘેરી લઇ કેદ કર્યા, અને જાનૈયા તેમને છોડાવવાનો યત્ન કરે તે પહેલાં તો તેમને દૂરદૂર કોઈ અજ્ઞાત સ્થળે લઇ ગયા.

જાનૈયા પણ એ પાંચ હજાર સવારો વચ્ચે ઘેરાયા. તેઓ સત્ય વસ્તુસ્થિતિ જાણી શકે તે પહેલાં તો એ સવારોએ જાન અને રસાલા સાથે નગરમાં પ્રવેશ કર્યો, રાજમહેલનાં દ્વાર ખખડાવ્યાં, અને પાટડીના સિંહાસન ઉપર વેગડજીનો રાજ્યાભિષેક કર્યો. [વિ. સ. ૧૪૧૧.]

જાણે કંઇ અણધાર્યો ચમત્કાર જ બની ગયો. આ બધું શું થયું અને કેમ થયું તેની કોઇને શુધબૂધ ન રહી.

જેનું આખું જીવન રાજ્યના ફટાયા તરીકે વ્યતીત થવા નીમાયું હતું તે વેગડજીના માથે રાજમુગટ શોભવા લાગ્યો. જે સીસોદિયાણી ચંદ્રકુંવરબા કેવળ રાજવધુ બની અંતઃપુરની દિવાલ પાછળ ગોંધાઈ રહેવાની હતી તે પલક માત્રમાં રાજરાણી બની બેઠી. આનું નામ તે વિધિના ખેલ !

રણચંડી

“ બા ! બા ! ગજબ થયો !”

“ શું છે, ચંપા ! આમ હાંફળી ફાંફળી કાં ?”

“ ગજબ થયો બા ! મારા અન્નદાતાનો પત્તો નથી. કુંવર વેગડજીનો રાજ્યાભિષેક થયો. પેલી હમણાં જ ચાલી આવતી ચંદ્રકુંવર રાજરાણી બની.”

“ કંઈ ભાંગ બાંગ પીધી છે કે શું ? મારા સૌભાગ્યમણિ તો જાનનું સામૈયું કરવા ગયા હતા ને ?”

“ ગયા હતા જરૂર, પરંતુ પાછા નથી આવ્યા. આપનો સત્તાસૂર્ય આથમી ગયો. જે વખત જાય છે તેમાં આપને પણ પાંજરે પુરાવાનો વખત આવશે. માટે નાસો–અહીંથી ભાગી છૂટો !”

“ ભાગી છૂટું ? મારી માતાનું દૂધ લજવું ? એ કદી નહી બને !”

ક્ષણભર તે વિચારમાં પડી. એ પ્રસંગ તેના સ્મરણમાં આવ્યો, જ્યારે તેણે પોતાના પતિ પાસે વીરાંગનાનું પારખું આપવાની તત્પરતા બતાવી હતી. આજે કસોટીનો એ સમય આવી લાગ્યો હતો.

તેણે ઝડપ મારીને પોતાના પલંગ નીચે છૂપાવેલી કટારી લીધી અને અંબોડામાં છૂપાવી. ભીંતે લટકતા મ્યાનમાંથી રત્નજડિત મૂઠવાળી તલવાર ખેંચીને હાથમાં બરાબર તાળી જોઈ અને સપાટાબંધ તે આરામગૃહમાંથી બહાર નીકળી પડી. “ બા ! બા !” ચંપા એબાકળી બનીને તેની પાછળ દોડી.

“ વેવલી ન થા ! તમારાં જેવાં ગોલાં એ વાતમાં ન સમજે !”

ચંપાની જીભ સીવાઇ ગઇ. એને આજે પોતાની રાણી રણે ચડેલી કો રણચંડી જેવી લાગી.

“ ક્યાં છે ? ક્યાં છે ? બંધુદ્રોહી ઝાલાકુળકલંક વેગડજી ક્યાં છે ?”

આખો રાજદરબાર એ વીરાંગનાની ગર્જનાથી ગાજી ઊઠયો.

" કોણ, ભાભીસાહેબ? તમે? અહીં?" વેગડજી સિંહાસન ઉપર એકાએક ઊભો થઈ ગયો.

" કોણ પાટડીનાં એક વખતના રાણી? પધારો, જેવાં આવ્યાં તેવાં આબરૂભેર પાછાં પધારો! હવે તો અમારાં કુંવરીસાહેબ અને આજથી પાટડીનાં રાજરાણી ચંદ્રકુંવરબાના પગ ચાંપવાની તમારા માટે વેળા આવી છે!" ચિતાડના કર્મચારીએ કટાક્ષભર્યા વેણ ઉચ્ચાર્યાં.

" ખબરદાર! જો વધારે બોલશો તો તમારી જીભ જ ખેંચી કાઢીશ!"

રણચંડીના આ પડકારથી ચિતાડવાસીઓ ક્ષણભર સ્તબ્ધ બન્યા.

" કહો, દિયરજી, આ બધી શી ધમાલ છે? તમારા ભાઇ કયાં છે?"

વેગડજીને પોતાનો માડીજાયો ભાઈ સાંભર્યા, એ ભાઇ અને આ પોતાની આંખો સામે ઊભેલી ભાભીએ પોતાને આજ સુધી લડાવેલાં લાડ સાંભર્યાં, અને એનો ભ્રાતૃભાવ જાગ્રત થયો. સિંહાસન ઉપરથી ઊતરીને એ દોડયો અને દોડીને ભાભીના પગમાં પડયો.

" ભાભીસાહેબ! ક્ષમા કરો! મને પોતાને પણ આમાં કંઇ સૂઝ પડતી નથી.'

" મારે બીજું કંઇ સાંભળવું નથી. મને જોઈએ છીએ તમારા વડીલબંધુ—મારા સૌભાગ્યમણિ!"

વેગડજીએ ચિતાડના મુખ્ય સરદાર તરફ જેયું. એની નજરમાં એનો પ્રશ્ન સાફસાફ વંચાતો હતો.

" ઝાલાશિરોમણી! આપના મોટાભાઇ જ્યાં છે ત્યાં સલામત છે! રાણા લાખાજીની આજ્ઞા છે કે તેઓ પાટડીમાં પુનઃપ્રવેશ કરવા ન પામે એવો બંદોબસ્ત અમારે જીવના જોખમે પણ જાળવવો."

"રાણાજીને આ શું સૂઝયું? આ તો બહુ ભૂંડી કરી! મને રાજ્યની તૃષ્ણા નથી. આ મુગટ જેનો છે તેના માટે જ રહેવા દો." અને વેગડજીએ પોતાના મસ્તકે બીરાજતો હીરામોતીથી મઢેલો રાજમુગટ પોતાના મસ્તકેથી ઉતારી રાણીના ચરણે ધર્યો.

"રહેવા દો, રહેવા દો, વેગડજી, એ સ્થાનભ્રષ્ટ મુગટ હવે તમારા ભાઈ માટે કામનો રહ્યો નથી. એ હવે તમને જ મુબારક! મને તો મારા મુકુટ–પતિની જરૂર છે!"

"અને એ ન મળે તો?" વિજયના ઉન્માદમાં ચિતોડી સરદારે ગંભીર પ્રશ્ન કર્યો.

"તો હું તમારું–તમારા આ સાસોદીયાઓનું લોહી રેડીશ. મારા શરીરમાં જરાપણ ચેતન હશે ત્યાં સુધી એક એક સીસોદિયાને વીણી વીણીને મારીશ અને છેવટ ઝાલાકુળની કીર્તિ માટે મારો દેહ પાડીશ."

"અને તમે એમ માનો છો કે જેને ખાતર તમે આ બધી ધમાલ મચાવો છો તે રાજ પૃથુરાજ જીવતા રહેવા પામશે?"

એક અજબ ઝણઝણાટી રાણીના હૃદયમાં પેદા થઈ ગઈ. 'રાજ્યલોભ અને રાજસત્તાના ભૂખ્યા આ સાસોદીયાઓ વેરની ધૂનમાં કદાચ પોતાના સ્વામિના દેહ સાથે રમત રમે તો? તો...તો... ઓહ પ્રભુ!'

એના માટે એક અજબ અને દુઃખદ સમસ્યા ઊભી થઈ. શું પસંદ કરવું? રાજસત્તા કે અખંડ સૌભાગ્ય? અને જે કોઈ પણ સમજુ અને શાણી સ્ત્રી–પછી તે ગરીબ હોય કે તવંગર-પસંદ કરે એ જ આ રાણીએ પણ પસંદ કર્યું. સૌભાગ્ય એ સ્ત્રી માત્રની મહામોંઘી અને પ્રિય વસ્તુ છે. એ સૌભાગ્ય પાસે રાણીને સત્તા તદ્દન તુચ્છ વસ્તુ લાગી. શત્રુઓ કંઇ આડુંઅવળું કરે તે પહેલાં જ તેણે યુક્તિપૂર્વક પાણી પહેલાં પાળ બાંધી.

"ઉઠો, મારા વીરા, થવાનું હતું તે થઈ ગયું. આ રાજ્યવૈભવ

તમારા લલાટે જ લખાયો હશે. તમે તે ખુશીથી ભોગવો. આ રાજપાટ, આ મુગટ, આ સિંહાસન અમને હવે ન ખપે. એ તમારાં થઈ ચૂક્યાં. પાટડીનું પાણી પણ હવે અમને શિવનિર્માલ્ય છે. તમારા ભાઈની સેવામાં પહોંચી જવા હું અધીરી બની છું. એટલો બંદોબસ્ત કરી શકશો ?" ચિતોડી સરદારોને આટલી વાત પણ રૂચતી નહોતી, પરંતુ જ્યારે વેગડજીએ હઠ પકડી ત્યારે એ ઇચ્છાને માન આપ્યા વિના છૂટકો ન થયો.

**બહારવટે**

"પ્રિયે! તેં તે દિવસે સત્ય જ કહ્યું હતું. હું ભાઇઘેલો હતો, પરંતુ ભાઇને મારા એ વાત્સલ્યની કદર ન જ થઈ. એને તો સિંહાસન અને સત્તાનો શોખ હતોઃ બંધુદ્રોહ કરીને તેણે એ શોખ સંતોષી લીધો. મને એજ સમજાતું નથી કે નિષ્કપટી અને સરળ દેખાતો વેગડજી આવો પ્રપંચી શી રીતે બન્યો ?" પૃથુરાજજીએ પોતાના ભોળપણ માટેના પશ્ચાતાપ સાથે આશ્ચર્ય પ્રદર્શિત કર્યું.

"મને તો આમાં વેગડજીનો વાંક દેખાતો નથી. એ તો સીસોદીયા સરદારોના હાથનું રમકડું બની ગયો છે! આ બધી ચાલબાજી રાણા લાખાજીની લાગે છે. પોતાના જમાઇને પાટડીના સિંહાસને બેઠેલો અને પોતાની પુત્રીને રાજરાણી બનેલી જોવાની હોંશમાં તેણે આ કુટુંબક્લેશ ઊભો કર્યો છે. ભોળો બિચારો વેગડજી! એણે તો જ્યારે પાંચહજાર ઘોડેસવારોને વળાવવા અને રક્ષણ કરવાના બહાને મોકલ્યા ત્યારે જ ચેતી જવાની જરૂર હતી."

"તું પણ મારા કરતાં વધારે ભોળી છે! એ શું કરવા ચેતે? એનો તો એમાં સ્વાર્થ હતો!" પૃથુએ કટુ કટાક્ષ કર્યો.

"હું એ નથી માની શકતી. એના અંતરનું દુઃખ હું જોઈ શકી છું. એ તો અત્યારે પણ રાજપાટનો ત્યાગ કરવા તૈયાર છે, પરંતુ

સ્થિતિ સંજોગો વિપરીત છે. સીસોદિયા સૈનિકોએ પાટડી ઉપર પોતાનો પંજો પ્રસાર્યો છે. મેં પોતે એ રાજમુગટ અને સિંહાસન વેગડજીને મુબારક હો એવાં વેણ ઉચ્ચાર્યાં છે, અને પાટડીનું પાણી પણ હરામ કર્યું છે!"

"વાહ, ત્યારે તો તું મારા કરતાં પણ ઉદારતામાં ચડી! કહે. હવે જોઉં, કોણ ચડે? ભાઇઘેલો હું કે દિયરઘેલી તું?"

"પ્રભુ! મારી ઉદારતા કરતાં ય એમાં મારા સૌભાગ્યનો મોટો પ્રશ્ન હતો. તે દિવસે સ્ત્રીશક્તિનું પારખું કરાવવાની વાત મેં કરી હતી તે મુજબ હું ગઈ હતી તો મારવા કે મરવાના ઇરાદે, પરંતુ આપના દીર્ઘાયુષ્યની અભિલાષાએ—આપના દર્શનની પિપાસાએ મારે આ માર્ગ લેવો પડ્યો."

પૃથુરાજજી ક્ષણભર વિચારમાં પડી ગયો. એણે દાંત કચકચાવ્યા, બેઠક ઉપર મુઠ્ઠી પછાડી, અને અંગારઝરતા ક્રોધપૂર્ણ સ્વરે તે બોલ્યો: "ત્યારે તો હવે મારે એ સત્તાલોભી લાખારાણા સાથે હિસાબ ચૂકવી લેવો પડશે, એની સામે બહારવટું ખેડવું પડશે, અને સિંહની બોડમાં હાથ નાખવો સહેલો નથી તે બતાવી આપવું પડશે!"

*

અને પૃથુરાજજીએ ચિતોડ રાજ્યના પ્રદેશમાં એવું તો આકરું બહારવટું ખેડવા માંડયું કે લાખારાણાની પ્રજા ધા નાખતી હમેશાં એના રાજમહેલના ઉંબરા ઘસવા લાગી. રાણાએ પૃથુરાજને પકડવા બહુ બહુ બંદોબસ્ત કર્યો, પરંતુ એમાં એ ન જ ફાવ્યો. અંતે થાકીને તેણે પોતાના જમાઈનો આશ્રય લીધો અને તેના ભાઈના મનનું સમાધાન કરી લેવા વેગડજીને વિનવ્યો.

વેગડજીએ પોતાના વડીલ બંધુને ખૂબ ખૂબ વિનવ્યા, રાણાની પ્રજાને ખાતર નહીં તોપણ એક માડીજાયા ભાઈની વિનવણીને ખાતર

બહારવટું બંધ કરવા આજીજી કરી, અને તે એમને સન્માનપૂર્વક **પાટડી** તરફ લઈ આવ્યો.

પણ **પૃથુરાજને** હવે **પાટડીનાં** રાજપાટ ગમતાં નહોતાં.

તેઓ રાજવંશી ઠાઠથી રહી શકે તે માટે **વેગડજીએ** ૧૨૦ ગામ અર્થાત 'થળા' નો પ્રદેશ સ્વામિત્વ અને કુલ સત્તા સાથે **પૃથુરાજજીને** સોંપી દીધો, અને ભાઈભાભીના આશીર્વાદ મેળવ્યા.

થળા પ્રદેશના ભોગવનાર **પૃથુરાજજીના** વંશજો 'થળેચા ઝાલા' તરીકે ઓળખાવા લાગ્યા.



## સાધના અને સિદ્ધિ

[ ૯ ]

“ 

તમારા બાપને કંઈ કહો તો ઠીક!” ગૃહિણીએ મોં મચકોડયું.

“કેમ વળી પાછું આજ પારાયણ માંડ્યું છે કે શું!” પતિરાજે પ્રશ્ન કર્યો.

“તમે તમારે હાંસીમાં જ વાત ઉડાવી દોને! તમારે ક્યાં અમારી વાત કે વિગત સાંભળવી છે જે?” સ્ત્રીએ છણકો કર્યો અને રૂસણું લીધું હોય તેમ પીઠ વાળીને ઊભી રહી.

પુરુષ જ્યારે મોહાસક્ત બને છે ત્યારે એની મર્દાનગીને ક્ષણભર ભૂલી જાય છે. રખેને સ્ત્રીનું રૂસણું પોતાનાં સુખ, સગવડ અને આનંદ ઉલ્લાસ હરી લે એવી એના અંતરમાં ફડક જાગે છે અને એ ગભરાઇ જાય છે. એ ગભરામણમાં એ પોતાની આત્મશ્રદ્ધા ગુમાવી બેસે છે, અને માનુનીને યેનકેન પ્રકારે મનાવી લેવા ઉત્સુક બને છે.

આખું બગસરા ગામ આ રામગર બાવાને સામી નજરે તો માન આપતું, પરંતુ તેની પીઠ પાછળ ધીરેધીરે ગણગણાટ થતો કે 'ભાઇસાહેબ બહાર વાઘ જેવા જણાય છે, પણ ઘરમાં તો મીયાંની મીંદડી જેવા બની જાય છે.'

અને એ લોકવાયકા ખોટી નહોતી. એક કંકાસીયણ કર્કશા સાથે એનું પાનું પડ્યું હતું. કવાડછીબી એ કર્કશાના ક્લેશકંકાસના અનેક કડવા ઘુંટડા એને ગળી જવા પડતા, અને બહાર તો જાણે ઘરમાં બધું આનંદમંગળ હોય તેવો દેખાવ કરવો પડતો.

એને લાગ્યું કે એ ચંડિકાનો કોપાગ્નિ હમણાં ભભૂકી ઊઠશે, એટલે મીઠી મશ્કરી રૂપી ઠંડુ પાણી રેડીને એ અગ્નિને શાંત કરવાનો તેણે પ્રયત્ન કરી જોયો.

પરંતુ એ મશ્કરીએ તો બળતામાં ઘી હોમ્યું.

"ત્યારે તો એમ જ કહોને કે તમે જ ભાઇસાહેબને મોંએ ચડાવો છો. એને શું છે? મહેનત-મજૂરી કરવી નહિ, લાકડાં નમાવવાં નહિ, મફતીયું ખાવું, તૈયાર ભાણા ઉપર તાગડધીન્ના કરવા! જરાક કાંઈ કરવાનું કહીએ ત્યાં તો ટાઢીઓ તાવ ચડે. આપણા રામને આ પાલવતું નથી. હું તો તમને સાફ કહી દઉં છું કે કાં તો એ જીવણીઓ આ ઘરમાં નહિ અને કાં તો હું નહિ!"

રામગર મુંગે મોંઢે સાંભળી રહ્યો. તે વિચારમાં પડ્યો. 'માજણ્યા ભાઈને અને તે પણ બારતેર વરસની ઉંમરના નાના ભાઇને કાઢી શી રીતે મૂકાય?'

જીવણીઓ ફળિયામાં ઊભો ઊભો આ સાંભળી રહ્યો હતો. મંદ પગલે તે ઘરમાં આવ્યો અને વિચારવ્યાકુળ બનેલા ભાઇને કહ્યું; " મોટાભાઈ, મારાં ભાભી સાચું જ કહે છે. મારે મારો માર્ગ કરી જ લેવો જોઈએ. "

રામગર ચકિત બન્યો. નિંભર જેવો લાગતો પોતાનો નાનો ભાઈ આ શું બોલી રહ્યો છે ! તેણે વાતને હસી કાઢીઃ " તારી ભાભીને તો બોલવાની એવી ટેવ છે, ભાઈ ! "

પરંતુ બીજા દિવસે જ્યારે ગામમાં વાત ફેલાણી કે જીવણીઓ ક્યાંક નાસી ગયો છે ત્યારે લોકોએ કંઈ કંઈ તર્કવિતર્ક કરી નાખ્યા. અનેક જાતના ગપગોળા ઊડયા, અને આખું ય બગસરા જીવણીઆની વાતને જ હિલોળે ચડ્યું.

**ભાગ્યોદય**

જીવણીઆનું ખરું નામ તો જીવનગર. પરંતુ નાનપણમાં માબાપે લાડ કરતાં એને જીવણીઆ તરીકે સંબોધ્યો એટલે એ ટૂંકું અને તોછડું નામ છપાઇ ગયું. જીવનગરને આશા હતી કે કંઈ નહિ તો કડવી ભાભી તો પોતાને ' જીવનગરભાઈ 'ના મીઠા અને માનભર્યા નામથી સંબોધશે જ, પરંતુ એની એ ધારણા ધૂળમાં મળી ગઈ. કડવી ભાભીના મગજમાંથી જીવણીઆ કરતાં વધારે તોછડું નામ ન નીકળી આવ્યું એ જ એનું સદ્ભાગ્ય !

નાનપણમાં માબાપ વગરનો થઇ ગયેલો જીવનગર મોટા ભાઇની માયામમતાભરી છત્રછાયામાં ઊછરતો હતો, તેવામાં કોઇ અભાગી પળે કડવી એના માર્ગમાં આવી. રામગર સંસારી બન્યો. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય તેમ કડવીએ ઘરમાં પગ મુકતાં જ પોતાનું પોત પ્રકાશવા માંડ્યું. બિચારો સુખીયો જીવ જીવણીઓ દુઃખમાં આવી પડ્યો.

'કુડવી' નામ રામગરને પસંદ તો નહોતું જ, પરંતુ તેણે 'એ તો એનું નામ પાડનાર ફોઈનો વાંક; એમાં કુડવીનો શો વાંક?' એમ માની મન મનાવી લીધું, પરંતુ અનુભવે એને શીખવ્યું કે 'નહિ નહિ, કુડવીની ફોઇ તો માનસશાસ્ત્રની જબરી જાણકાર હોવી જોઇએ, નહિ તો 'યથા ગુણા તથા નામાઃ'—જેવા ગુણ તેવું નામ પાડવાનું ભાવિ તેને ક્યાંથી સૂઝી આવે?

પણ હવે તો પડ્યું પાનું નિભાવી લેવા સિવાય બીજું શું થાય? રૂઆબ, દમદાટી, મારઝૂડ એ એકે ઉપાય અહીં કામ લાગે તેવું નહોતું. એ કર્કશાને રાજી રાખવી અને નાનાભાઈને સંભાળી લેવો એ બેવડી ફરજ બજાવવાનું એના માટે વસમું થઈ પડ્યું.

જીવણીઓ આ સમજી ગયો. ભાભીના ટપલા ખાઈને ઓશિયાળું જીવન ગાળવું તેને બદલે જાતમહેનતથી જે મળે તેનાથી સુખ, સંતોષ અને આનંદ મેળવવો એ માર્ગ તેને વધારે રુચ્યો. અને ભાઈની મમતાભરી લાગણી પોતાને આ કારાગારમાં વધારે વખત સુધી રોકી રાખે તે પહેલાં જ—તેને જણાવ્યા વગર જ તે, જગત જ્યારે ભર નિદ્રામાં પડ્યું હતું ત્યારે, બગસરા છોડી ચાલી નીકળ્યો.

ક્યાં જવું કે શું કરવું તેનો તેણે કંઈ નિશ્ચય કર્યો નહોતો. અતીત બાવાની જાત એટલે યાચકવૃત્તિ સેવવામાં વાંધો આવે તેમ નહોતું. ગામડે ગામડે ફરીને મંદિરોમાં મુકામ કરીને દિવસો નિર્ગમન કરતો તે બગસરાથી વધારે દૂર ને દૂર નીકળી ગયો; રખેને લોકલાજનો માર્યો મોટો ભાઈ પોતાને પાછો એ નરકાગારમાં ઘસડી ન જાય!

એવામાં યાત્રાળુના એક સંઘનો એને ભેટો થઈ ગયો. સંઘમાં ખાવાપીવાનો કંઈ હિસાબ નહોતો. દૂધઘીની છાકમછોળ ઊડતી હતી. દ્રવ્યનો પણ છૂટથી વ્યય થયા કરતો. જીવણીઆ જેવો મહેનતુ, ઉત્સાહી અને આનંદી છોકરો સાથે રાખવો ભારે નહીં પડે એમ સંઘપતિને લાગ્યું.

જીવણીઓ તો જાતજાતના માણસોના પરિચયમાં અવાશે, ગામે-ગામનાં પાણી પીવાશે અને ભાતભાતના અનુભવો મળશે એ વિચારે રાજીરાજી થઇ ગયો. સંઘ ઉજ્જયની આવ્યો અને જીવણીઆના ભાગ્યોદયને સાથે ખેંચી લાવ્યો. પોતાની હાજરજવાબી અને કાર્યકુશળતાથી જીવણીઓ સંઘમાં સૌ કોઇને પ્રિય થઈ પડયો.

કોઇ સુભાગી પળે એક જતિની એના ઉપર નજર પડી. માનસશાસ્ત્રના અભ્યાસીએ એનું લલાટ વાંચ્યું. આ કોઈ પ્રભાવશાળી પુરુષ થવા સર્જાયો છે, એવું એના અંતરાત્મામાં ઊગી આવ્યું. એણે સંઘ પાસેથી જીવણીઆને માગી લીધો. જતિનું વચન ઠેલવાની સંઘપતિની હિંમત ન ચાલી.

જીવણીઆના બેફીકરા અને મસ્ત સ્વભાવને તો જ્યાં જાય ત્યાં અડે દારકાં જેવું જ લાગતું. સંઘનો સાથ છોડવામાં પોતાને લાભ છે કે હાનિ તેનો વિચાર સુદ્ધાં તેને આવ્યો નહીં.

## મૂર્તિ મળી !

જીવણીઆ માટેનો જતિનો પક્ષપાત દિવસે દિવસે ખૂબ વધતો ગયો. કહ્યાગરો શિષ્ય માત્ર કામકાજથી સંતાપ આપતો હતો, એટલું જ નહિ, પણ પોતે તેને જે શીખવતો તે તરત જ ગ્રાહ્ય કરી લેતો. જતિએ જોયું કે એનામાં બુદ્ધિ સારા પ્રમાણમાં છે, માત્ર એ બુદ્ધિને વિકસાવવાનો પ્રયાસ આજ પર્યંત થયો નથી.

જતિએ એને જ્યોતિષશાસ્ત્રમાં કુશળ બનાવી દીધો, યોગવિદ્યાનું જ્ઞાન આપ્યું, જંત્રમંત્ર અને ત્રાટકવિદ્યાની પણ દીક્ષા આપી, અને પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તેનો શકય તેટલો લાભ પોતાના એ લાડીલા શિષ્યને આપ્યો.

જીવણીઆને અહીં આ જ્ઞાનની પ્રાપ્તિ થઈ, એટલું જ નહીં, પરંતુ એની રહેણીકરણી પણ બદલાઈ ગઈ. જતિનાં જેવી વસ્ત્રોની ટાપ-

ટીપ, મઘમઘતા તેલફુલેલનો ઉપયોગ અને એકંદરે તેનો ફક્કડ દેખાવઃ આ સર્વનું અનુકરણ કરવાની તેને ટેવ પડી. બગસરાનો જીવણીઓ કોઈ નવી સૃષ્ટિનો જીવનગર બની ગયો.

ગુરુ અને શિષ્ય એક વખત સાથે ફરતા ફરતા એક પુરાતન ખંડિયેર પાસે આવી ચડયા. જૂની મૂર્તિઓ, મંદિરના ભગ્ન અવશેષો અને પ્રાચીન વસ્તુઓના નમૂનારૂપ ભાંગીતૂટી સંખ્યાબંધ નાની મોટી વસ્તુઓના ઢગ ઉપર નજર ફેરવતાં એક આરસપ્રતિમા તેમની નજરે ચડી.

જીવનગરે કાળજીપૂર્વક તેને ઢાંકી રહેલા ધૂળનો થર દૂર કર્યો.

"તું બડો ભાગ્યશાળી, જીવનગર ! આ તો ગણપતિની મૂર્તિ અને તે પણ જમણી સૂંઢવાળા ગણપતિની ! જીવનગર, એ મૂર્તિ તારી થઈ ચૂકી ! તું અતીત છે એટલે એની સેવાપૂજા બરાબર કરી શકશે. વત્સ, એને પ્રાણસાટે જાળવજે ! અને જો, તને ચેતવી મૂકું. જમણી સૂંઢવાળા ગણપતિની પૂરાતન મૂર્તિ દુષ્પ્રાપ્ય છે. એને સાચવવા પણ આકરા છે. જમણી સૂંઢવાળા ગણપતી રીઝે તો નિહાલ કરી દે, ખીજે તો બેહાનમેદાન થઈ જાય. એના પૂજનઅર્ચનમાં ખૂબ સાવધાની રાખજે, રજ ભાર અપવિત્રતા કે મલિન વિચાર પણ એ નહિ ચાલવા દે. એવો અનિચ્છનીય પ્રસંગ બન્યો તો તાબડતોબ પ્રત્યક્ષ પારખું કરાવી દેશે તે યાદ રાખજે !"

"આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. ગુરુજી !" જીવનગરને એ મૂર્તિ મળતાં કોઈ અણમૂલ રત્નની પ્રાપ્તિ થઈ હોય તેટલો સંતોષ થયો.

"અને જા, તું ઘણા દિવસો થયાં તારા ભાઈને મળવા આતુર બન્યો છે, તારી જન્મભૂમિના સાદના તને ભણકાર વાગ્યા કરે છે એમ તું કહે છે; તો ખુશીથી જા ! આ ગણપતિની ત્યાં સ્થાપના કરજે અને એની સેવામાં જીવન તન્મય કરી દેજે. તને મારી શુભાશિષ છે."

જતિના આશીર્વાદ મેળવીને મૂર્તિનું જતન કરતો જીવનગર બગસરા આવી પહોંચ્યો.

**પુનર્મિલન !**

રામગીરે પોતાના ભાઈની બની શકે તેટલી તપાસ કરાવી હતી, પરંતુ અઢારમા સૈકાના મધ્યકાળમાં આજના જેવાં જાહેરાતનાં ઝડપી સાધનો નહોતાં, અને દૂરના પ્રદેશ સાથે સંસર્ગ પણ ઓછો રહેતો. એટલે એ તપાસનું ક્ષેત્ર માત્ર કાઠિયાવાડમાં જ સમાઈ ગયું, અને જીવણીઆનો પત્તો ન મળ્યો. 'પ્રભુ ઇચ્છા' એમ કહીને રામગીરે મન મનાવી લીધું, 'બલા ગઈ' એમ માનીને કડવી મનમાં જ રાચી. 'ભાઈ ભાભીનાં રાજ્ય થયાં એટલે બિચારો માબાપ વિનાનો જીવણીયો રઝળી જ પડે ને !' એવી નિંદા કરીને ગામલોકોએ સંતોષ મેળવી લીધો.

પરંતુ રામગીરને મોટાભાઈ અને કડવીને ભાભી કહેનાર કોઈ ન રહ્યું. એ ન્યૂનતા તેમને સાલવા લાગી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ રામગીરને નાનાભાઈને મળવાની અને કડવીને દિયરને લાડ લડાવવાના કોડ પૂરા કરવાની તમન્ના જાગી, અને 'ભગવાન એક વખત એનો ભેટો કરાવી દે, પછી તો જીવનપર્યંત એને અળગો નહિ કરીએ !' એવી પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યાં.

અને પ્રભુએ એમની પ્રાર્થના સાંભળી. સૂર્યદેવ પોતાનાં તેજસ્વી કિરણોનો અભિષેક કરી રહ્યા હતા ત્યારે બગસરાની બજારમાં કોઈ પરમ સિદ્ધ પુરુષનાં પગલાં પડી રહ્યાં હોય એવો પ્રજાજનોને ભાસ થયો. એ કોણ છે અને ક્યાં જાય છે એ જાણવાની સૌ કોઈને જિજ્ઞાસા જાગી, અને એ સિદ્ધને રામગરના ઘર તરફ જતો જોઈને તો પાડોશણો કડવી પાસે પહોંચી ગઈ.

"કડવી, તારાં ધનભાગ્ય. કોઈ સિદ્ધપુરુષ બીજે ક્યાંય નહિ અને તારું આંગણું પાવન કરવા આવે છે !"

" કૂવામાં પડે એવા ભગતડા ! મૂઆ ખરા સિદ્ધ હોય તો મારા દિયરની ભાળ ન બતાવે ?" કડવીએ કંટાળો બતાવ્યો અને એ કંટાળો તેની સાથે ગેલ કરતી વાછરડી ઉપર ઉતરતો હોય તેમ તેણે પોતાના હાથમાંની સાવરણી એને ઝૂડી.

કડવીના એ અન્યાય સામે પોકાર કરતી હોય અથવા પોતાના વહાલા બાળક તરફ પક્ષપાત અને સહાનુભૂતિ બતાવતી હોય તેમ ગાય ભાંભરવા લાગી.

એ જમાનામાં ગૌપાલનનું મહત્વ હજી જળવાઈ રહ્યું હતું. ઘેર ઘેર ગાય પળાતી, અને એનાં મધુરાં દૂધ, દહીં, માખણ, ને ઘીથી ગરીબશ્રીમંત સૌ કોઇ પોષાતાં.

કડવીના અણગમાની દરકાર કર્યા વિના એ સિદ્ધ પુરુષ તો એના આંગણામાં આવીને ઊભો.

" ભાભી ! "

કડવીના કાનમાં એ મમતાભર્યો રણકાર ગુંજી રહ્યો.

વાસીદું વાળતો કડવીના હાથ થંભી ગયા.

" કોણ જીવનગરભાઇ ! " એના હાથમાંથી સાવરણી સરકી પડી.

કડવીના મોઢામાંથી જીવણીઆને બદલે જીવનગર નામ અનાયાસે જ નીકળી પડયું.

" હા ભાભી ! " જીવનગરે માતા સમી વડીલ ભાભીને પ્રણામ કર્યાં.

અને પછી તો કડવી વાતે ઉખળી. કામ કામને ઠેકાણે રહ્યું.

કડવી અને રામગીરના ક્લેશમય સંસારને પોતાના કુતૂહલને સંતોષવાની મધુરી સામગ્રી માનનારી કેટલીક પાડોશણો, ઘરે આવતો રામગર સાંભળે તેમ અંદર અંદર વાતો કરવા લાગી. " અલી, જોયું કે ?



"ભાભી!"........મમતાભર્યો રણકાર ગુંજી રહ્યો પૃ. ૧૪૯

કેવો ફક્કડ સાધુ છે! પેલી કડવી તો એને જોતાં જ આંધળી ભીત બની ગઈ લાગે છે!"

રામગીરે આ સાંભળ્યું, અને એના પગમાં ગતિ આવી. 'આ જો સાચું હોય તો......તો......'શાં...ને મોખરી જ કરી નાખું.' તે મનમાં બબડયો.



" કોણ જીવનગરભાઈ!" એના હાથમાંથી સાવરણી સરકી પડી. પૃ. ૧૪૯

ડેલી આગળ આવતાં એણે જોયું કે કડવી કોઈ ફક્કડ પુરુષ સાથે હસીહસીને હર્ષાવેશમાં આવી જઈને વાતો કરી રહી છે! ધુંવાફુંવા થતો તે આવેશભર્યો અંદર આવ્યો.

" લો, આ તમારા મોટાભાઈ આવ્યા ! " કડવીએ રામગર તરફ આંગળી ચીંધી.

કડવી આ શું બોલે છે? પોતાના કાન અને આંખ દગો તો નથી દેતાં ને! રામગર વિચારમાં પડયો.

જીવનગરે મોટાભાઈને જોતાં જ હડી કાઢી અને તેના ચરણ પકડી લીધા.

ક્ષણભર તો રામગર સ્તબ્ધ બન્યો. ક્યાં પોતાનો મલીન તર્ક અને ક્યાં આ સત્ય ? કાપ્યો હોય તો પણ લોહી ન નીકળે એમ ક્ષણભર તેનું લોહી થીજી ગયું.

પરંતુ બીજી જ ક્ષણે તે સાવધ બન્યો. પગે પડેલા જીવનગરને એણે બંને હાથે ઊંચકી ઊભો કર્યો, અને તેને બાથમાં લઈ ભેટી પડ્યો. મા જણ્યા બે ભાઇઓ લાંબા કાળે અને તે પણ પુનર્મિલનની જરા ય આશા ન હોય ત્યારે મળે એ વખતે જે અવર્ણનીય આનંદ થાય છે એ તો જેને અનુભવ હોય તે જ જાણે.

**માયામૂડી**

રામગરની આંખમાંથી નીકળેલાં હર્ષનાં આંસુઓએ જીવનગર ઉપર વાત્સલ્યભર્યો અભિષેક કર્યો. જીવનગરને પણ આજે પોતાના જીવનની ધન્ય પળ લાગી.

ભાઈઓએ ધરાઈ ધરાઇને વાતો કરી. ભાભી તો દિયર શી કમાણી કરી લાવ્યા છે તે જોવા તલપાપડ થવા લાગી.

તેની ધીરજે માઝા મૂકી. ' જીવનગર ભાઈ, કંઈ માયામૂડી હોય તો લાવો પટારામાં મૂકી દઉં. લોકો તમને મળવા ટોળે વળશે. કોને ખબર છે કોઇ નજર ચુકવીને ધાપ મારી જાય તો કરી કમાણી ધૂળમાં મળી જાય ને ?"

"આ રહી મારી માયામૂડી !" જીવનગરે પોતાની સાથેના સરસામાનમાંથી સાચવીને ગણપતિની મૂર્તિ કાઢી અને ભાઇભાભી તરફ ધરી.

"બસ ! અંતે આ જ ને ! પૂજા કરીને પેટ ભરવાનું તો

આપણા લલાટે લખાયું જ છે ને ભાઇલા ! મેં તો જાણ્યું કે પરદેશથી સોનારૂપાના લોટા લાવ્યા હશે મારા લાડકા દિયરજી ! ”

રાતદિવસ કડવાં વેણ કાઢનારી ભાભીમાં આટલું હેત ક્યાંથી ઉભરાઇ નીકળ્યું એ જીવનગરને મન સમસ્યા થઈ પડી.

પરંતુ રામગરની નજર મૂર્તિ ઉપર જડાઈ ગઈ હતી. મૂર્તિ પુરાણી હતી અને તે પણ દુષ્પ્રાપ્ય જમણી સૂંઢના ગણપતિ ભગવાનની !

“ ખરેખર ભાઇ ! આ મોંઘી મૂડી છે. એને તું જાળવી શકે તો આપણાં અહો ભાગ્ય ! બાકી આ તારી ભાભીને તો તું સોનારૂપે મઢાવી દે તોયે એને લાગે કે તું ઓછી કમાણી કરી આવ્યો. કેમ ખરું કે નહિ ? ”

કડવીનાં મુખ ઉપર શરમના શેરડા પડયા.

જીવનગરના પગલાંથી કડવી અને રામગર એ દંપતિનું જીવન પલટાઇ ગયું. જ્યાં અહોનીશ ક્લેશકંકાસ પ્રવર્તતો ત્યાં આનંદ અને ઉલ્લાસનાં પગરણ મંડાયાં. પોતાની ઉત્તરાવસ્થાનો નાનોભાઈ પોતાના જીવનનો ખરો આરામ થઈ પડશે એમ રામગરને લાગ્યું અને મનમાં ને મનમાં તેણે પરમકૃપાળુ પરમાત્માનો પાડ માન્યો.

બગસરામાં જીવનગર માનીતી વ્યક્તિ થઈ પડી.

**‘ સાન ઠેકાણે લાવો ! ’**

જીવનગરે વિધિપૂર્વક ગણપતિની સ્થાપના કરી, અને એની સેવાપૂજા, પ્રભુસ્મરણ અને શાસ્ત્રના અધ્યયનમાં સમય વિતાડવા લાગ્યો. બ્રહ્મચર્યપાલને એની કાયાને અજબ કાંતિ અર્પી હતી, એને જોતાં જ સૌ કોઈ એના તરફ આકર્ષાતા. એનું બ્રહ્મચર્યનું તેજ એને જોનારની આંખને આંજી દેતું અને જોનારનું મસ્તક એના ચરણે નમી પડતું.

એ એકાસનનો નિયમ પાળતો. સાંજે ભિક્ષાવૃત્તિ માટે નિકળે

એ સિવાય બાકીના વખતમાં એનો પગ મંદિરની બહાર પડતો નહોતો, અર્થાત એ કોઈને ત્યાં જતો આવતો નહોતો.

પરંતુ એના જ્ઞાને એની કીર્તિને છેક દરબારગઢમાં પણ ફેલાવી દીધી. અતિત અભ્યાગતને રણવાસમાં જવાનો પ્રતિબંધ નહોતો તેમાં વળી આ તો જ્યોતિષનો જબરો જાણકાર! રાજરાણી ચાલુ પ્રશ્નો ઉપર અભિપ્રાય મેળવવા અને ભાવિ પરિણામ જાણી લેવા ઉત્સૂક રહેતાં, અને જીવનગર મૂંઝવણના સમયમાં એમનો સાચો માર્ગદર્શક થઈ પડતો.

'તેજોદ્વેષ' એ તો જગતમાં સર્વકાળે સર્વવ્યાપી બની રહ્યો છે. કોઈનો ઉદય જોઈને અનેક પ્રર્ષાળુ એની સામે ટમટમી રહે છે, અને એનાં છિદ્રો શોધી એને હલકો પાડવાનાં અધમ ચક્રો ગતિમાન થાય છે.

જીવનગર આ તેજોદ્વેષથી ક્યાંથી મુક્ત રહેવા પામે? રણવાસની અંદર અંદરની ખટપટે હજુરીયાઓને ખોરાક મળી ગયો.

તેમણે તક જોઈને બગસરાના રાજવી–દરબાર સાહેબના કાન ભંભેરવા માંડ્યા, "અન્નદાતા! આ સાધુડો આજકાલ દરબારગઢ તરફ બહુ હળ્યો છે. એનાં લક્ષણ કંઈ સારાં દેખાતાં નથી."

"કેમ? લોકો તો એનાં બહુ વખાણ કરે છે." દરબારે હોકો ગગડાવતાં સાદો ને સરળ પ્રશ્ન કર્યો.

"ગામ તો ગાડરિયો પ્રવાહ છે. જેમ વાળો તેમ વળે. એકે વખાણ કર્યાં એટલે બધાય વખાણ કરવા માંડે!"

"પણ વખાણ તે કંઈ અમથાં થતાં હશે? એનામાં દૈવત હશે ત્યારેજને!"

"મહારાજ! દૈવત છે કે નહિં એનું તો વખત આવ્યે પારખું થશે. બાકી તો મારો બેટો ફક્કડભાઈની માફક ફરે છે. એની ટાપટીપ જોવાજેવી છે! જાણે વરણાગીઓ! અને એનો વૈભવ! અધધધ!

કહેવાય ત્યારે અતીત બાવો અને મઘમઘતાં તેલફૂલેલ તો એવાં ઊંચાં વાપરે છે કે એની ગંધથી નાક પણ ઘમઘમી ઊઠે !" અને જાણે પોતાનું નાક ખરેખર એ સુગંધથી કંટાળી જતું હોય તેમ તેણે નાકનાં નસકોરાં આંગળાથી દાબ્યાં.

દરબાર હસી પડચા. "મા...બા, તું પણ વેવલો લાગ છ! ખાખરાની ખીસકોલીને સાકરના સ્વાદની શી ખબર !"

"એ તો જે હોય તે, પણ બાપુ, માયલા ગુણ તો મહાદેવજી જાણે. આપ માનતા ન હો તો પૂછો આ ટપુડાને."

ટપુડો લળીલળીને સલામ કરતો દરબાર પાસે આવ્યો અને ટાપસી પૂરી, "એ જીવણીયાને તો હું નાનપણથી ઓળખું છું. જબરો ખેપાની! તેમાં તો વળી એ ક્યાંકથી એવો તો જંતરમંતર શીખી આવ્યો છે કે એ ધારે તેને આંધળાભીંત કરી નાખે."

"એમ ? ત્યારે તો કોક દિ' એ આપણુને પણ ભારે પડે." દરબાર વિચારમાં પડચા.

"આપણુને શું ભારે પડતો 'તો ?" અફીણના ઝોકે ચડી ગયેલો ત્રીજો હજુરીઓ ચમકીને બોલી ઊઠચો, "આપ હુકમ કરો એટલી જ વાર. એને તો ઘડીના છઠ્ઠા ભાગમાં સીધો દોર કરી દઈએ."

"હા, અને આપ રૂબરૂમાં એને ના કહો અને પછી એ ઉપરવટ થઈને રણુવાસમાં જાય તો એનો ટાંટીયો જ તોડી નાખું !" પહેલા હજુરીયાને જોર ચડયું.

બીજું બધું તો ઠીક પણ જ્યાં પોતાના ઉપર વાત આવે અને એમાં પણ 'આબરૂ'ની વાત આવે ત્યાં માણસ એકદમ સાવધાન થઈ જાય છે. દરબારને એકાએક ધુન ચડી.

"બરાબર છે. એ જોગટાની સાન ઠેકાણે લાવવી જોઈએ. જાઓ, અત્યારે જ એને બોલાવી લાવો."

દરબારનો હુકમ છૂટયો અને હજુરિયા એક ક્ષણના પણ વિલંબ વિના તીરની માફક છૂટયા—આજ્ઞાનો તાત્કાલિક અમલ કરવાની ટેવથી નહિં, પણ એ જોગટા ઉપર પોતાનો સીક્કો પાડવાની અભિલાષાથી.

**સિદ્ધિનો પ્રભાવ**

" ચાલો, દરબાર સાહેબ અબી ને અબી જ તમને બોલાવે છે. " સિપાઈભાષાનું સંમિશ્રણ કરતા હજુરીઆઓએ આજ્ઞા ફરમાવી.

પૂજનઅર્ચન કરતા જીવનગરનો હાથ સ્થંભી ગયો.

" દરબારશ્રીને કહેજો કે હાલ પૂજામાં છું. તેમાંથી પરવારીને પછી આવીશ. " ઉત્તરમાં સાત્વિકતા અને શાંતિ હતી.

"નહિં, અબઘડી જ આવવું પડશે!" હજુરિયાઓએ રોફ બતાવ્યો.

"એ નહિ બને. મારા દેવનો દરબાર હમણાં મારાથી નહીં જ છોડી શકાય."

" કેમ મિજાજ બહુ ફાટયો છે! સીધો સીધો ચાલ, નહિ તો ધક્કા મારીને લઇ જવો પડશે." હજુરિયા છેલ્લે પાટલે બેઠા.

" એક વખત કહ્યું ને કે પૂજા પૂરી થયા વિના નહિજ અવાય!"

જીવનગરે સાફ જવાબ સંભળાવી દીધો, અને વધુ ચર્ચામાં ન ઊતરતાં પૂજનવિધિમાં ચિત્ત પરોવ્યું.

મંદિરમાં પ્રવેશ કરવાની હજુરિયાઓની હિંમત ન ચાલી. હતાશ થઈને તેઓ પાછા ફર્યા. મીઠું મરચું ભભરાવીને તેમણે દરબારને ઉશ્કેર્યા: " અન્નદાતા! અમે નહોતું કહ્યું કે એને એની સાધનાનો ગો* આવ્યો છે? એ તો ફાટયું ફાટયું બોલે છે! કહે છે કે દરબાર જેવા તો ઘણા ય દીઠા! એ મને શું કરી નાખવાના છે?"

દરબારને હાડોહાડ લાગી ગઈ. ક્રોધથી એની કાયા સળગી ઊઠી.

*ગુમાન.

એણે પોતાના વિશ્વાસુ મકરાણીઓને બોલાવ્યા.

"જાઓ. એ જોગટાએ બહુ ઉપાડો લીધો છે. બીજાઓને એ ગાંઠે તેમ નથી લાગતું, તેથી જ તમને મોકલવા પડે છે. એ જ્યાં બેઠો હોય ત્યાંથી એની કાનબૂટ પકડીને એને મારી પાસે હાજર કરો."

"જેવો હુકમ, મારા માલિક!" ઓછાબોલા અને 'કહેવા કરતાં કરવું ભલું' એ સૂત્રમાં માનનારા મકરાણીઓ ભરેલી બંદૂકો સાથે ઊપડયા.

રામગરે મકરાણીઓને જોયા અને એના હોશ ઊડી ગયા.

"ભાઈ, મામલો વિફર્યો લાગે છે. દરબાર હઠે ચડયા લાગે છે. તું એક વખત જઈને એમના મનનું સમાધાન કરી આવ."

પોતાના નિયમનો ભંગ કરતાં જીવનગરને મરવા જેવું લાગ્યું; છતાં મોટા ભાઈની આજ્ઞામાં પણ કંઈક રહસ્ય છે એમ સમજીને તેણે તૈયારી કરી. જતાંજતાં કૈં યાદ આવ્યું હોય તેમ તેણે એક કટારી કાઢી અને પોતાની ભેટમાં ભરાવી દીધી.

દરબાર મોરપૂતળી અને ઘુઘરાની આકૃતિઓથી શોભતી સાંકળાથી ઝૂલતી હિંડોળાખાટે ઝૂલી રહ્યા હતા. દરબારના મોંમાંથી પડયો બોલ ઝીલી લેવા ખડે પગે ઊભા રહેલા પાસવાનો એ જોગટો જીવનગર દરબારનો વૈભવ જોઈ ને જ હેબતાઈ જશે—દરબારના એક જ શબ્દે એના ટાંટીયા થરથરી જશે, એમ માની મનમાં મલકાઈ રહ્યા હતા.

પરંતુ એમની મનની મનમાં જ રહી ગઈ. જીવનગર આવ્યો, શાંતિ અને સ્વસ્થતાપૂર્વક અદબ વાળીને ઊભો રહ્યો. ન એણે દરબારનો વૈભવ જોવા નજર ફેરવી કે ન એણે દરબાર શુંનું શું કરી નાખશે એવી ભયભીતતા બતાવી.

"કેમ રે લંગોટિયા, આજકાલ બહુ ફાટયો ફરે છે? નહોતું આવવું ને હવે કેમ જખ મારીને આવ્યો?"



" ક્યાંક પડેલી મૂર્તિ ઉપાડી લાવ્યો, એમાં તે આટલો શાનો



ફૂલ્યો ફરે છે ? બોલ, તું દરબારગઢમાં કેમ આવે છે. પૃ. ૧૬૦

"જખ મારીને નથી આવ્યો, દરબાર, હું તો મારા પ્રભુની સેવા પડતી મૂકીને આવ્યો છું."

"હવે જોયા તારા પ્રભુ! ક્યાંક પડેલી મૂર્તિ ઉપાડી લાવ્યો એમાં તે આટલો શાનો ફૂલ્યો ફરે છે? બોલ, તું દરબારગઢમાં કેમ આવે છે?"

"જેમ આખા ગામમાં જાઉં છું તેમ દરબારગઢમાં જાઉં છું, અને તે પણ વણબોલાવ્યો નથી જતો."

"પૂછું એનો જ જવાબ આપ. ઝાઝી તીનપાંચ કરવાનું કારણ નથી, નહિ તો જીભ જ ખેંચી કાઢીશ!" દરબારે દમ ભરાવ્યો.

"નિશદિન પ્રભુસ્મરણ કરનારી જીભ ખેંચવાની તાકાત કોઈનામાં નથી!"

"એમ? તારે જોવું છે? સિપાઈઓ! જોઈ શું રહ્યા છો? પકડો આ ચીબાવલા ઢોંગીને!" દરબારે હુકમ છોડયો.

"નિશદિન પ્રભુસ્મરણ કરનારી જીભને ખેંચવાની તાકાત કોઈનામાં નથી."

"એમ તારે જોવું છે? સિપાઈઓ! જોઈ શું રહ્યા છો? પકડો આ ચીબાવલા ઢોંગીને!" દરબારે હુકમ છોડયો.

પાસવાનો અને મકરાણીઓ તેને પકડવા ધસ્યા પરંતુ અરે આ શું? તેમના પગ થાંભલાની માફક અકડાઈ ગયા! એક ડગલું પણ તેઓ આગળ વધી ન શક્યા.

દરબાર દિગ્મૂઢ બન્યા.

જીવનગરે મંદ હાસ્ય કર્યું. "દરબારશ્રી, એ તો બિચારા જડ ઝાડવાં છે? એમનાથી શું વળવાનું છે? તમે પોતે ઊઠો. એ કામ તો તમારું પોતાનું!"

હિલોળે ચડેલો હીંચકો મંદ પડી ગયો. પોતાના સેવકોને જોઈને એ હીંચકાની માફક જ દરબારનો આવેશ પણ મંદ પડી જવા લાગ્યો, પરંતુ ડામ દેવાતા હોય તેવા જીવનગરના માર્મિક પ્રહારથી એમનું અંતર ખળભળી ઊઠયું. કેસરી ફાળ ભરવા જતો હોય તેમ હીંચકા ઉપરથી જ તેણે છલંગ મારી.

પરંતુ એ છલંગ મારી જ ન શકયો. એ માત્ર ઉછળ્યો અને પાછો પડયો. હિંચકા ઉપર એની કાયા જડાઈ ગઈ હોય એમ એને લાગ્યું.

તેને લાગ્યું કે જીવનગર પ્રફુલ્લિત હાસ્ય સાથે તેની ઠેકડી કરી રહ્યો છે! એની સામે નજરે નજર મિલાવવાની પણ એની હિંમત ન ચાલી. એણે જોયું કે તગતગતા દીવા જેવી જીવનગરની તેજસ્વી આંખો પોતાના ઉપર કંઈ અજબ કામણ કરી રહી છે!

ત્રાટકવિદ્યા વિષે એણે અગાઉ સાંભળ્યું હતું તે યાદ આવ્યું. આ એ તો ન હોય? જીવનગરનું તેજ એનાથી જીરવી ન શકાયું. એણે આંખો બંધ કરી—કહો કે બંધ થઈ ગઈ. એનું આખું અંગ શિથિલ થવા માંડયું.

એનાથી ન રહેવાયું. એ ચીસ પાડી ઊઠયો. 'ક્ષમા, જીવનગરજી ક્ષમા! મારો અપરાધ માફ કરો. હું તમારા શરણે છું."

અને જાણે ચમત્કાર થતો હોય તેમ તેના શરીરમાં સ્ફૂર્તિ ફરી વળી. તે કૂદ્યો, જીવનગરના ચરણે પડયો. તેના સેવકો તો શરીરની જડતા છૂટતાં જ જમીન ઉપર લાંબા થઈ 'ચમત્કાર ત્યાં નમસ્કાર' નો સિદ્ધાંત સ્વીકારતા હોય તેમ દંડવતપ્રણામ કરી રહ્યા હતા!

"ઊઠો, દરબાર, મારા પગે પડીને મને દોષમાં ન પાડો. રાજા દેવનો અંશ ગણાય છે."

"મને દુર્બુદ્ધિ સૂઝી, મહારાજ, મેં આપને નાહક દુભવ્યા."

"હોય, બનવા કાળ મિથ્યા થતા નથી, દરબાર, તમે તો આ ખુશામતીઆઓના રમકડારૂપ બન્યા હતા, તેમાં તમારો શો દોષ? પરંતુ આજથી મારું અહીંનું અન્નજળ ઊઠયું. હવે મને અહીંનું પાણી ન ખપે!"

ચકોર દરબાર સમજી ગયા. 'ગજબ થઈ ગયો!' મનમાં જ તે બડબડયા. પણ હવે શું થાય?

તેણે બહુ વિનવણી કરી. પરન્તુ જીવનગરનો નિશ્ચય ન જ ફર્યો.

**ત્યાગ**

પોતાના ઇષ્ટદેવની મૂર્તિ લઇને જીવનગરે બગસરાનો ત્યાગ કર્યો. ફરતાં ફરતાં એક સ્થળ તેના મનમાં વસી ગયું. ગીરના ઢુંઢી ડુંગરમાંથી ચાંચઈ ગામ આગળ નીકળતી શેત્રુંજી નદીના કાંઠે વસેલા ધારી ગામ ઉપર તેની નજર ઠરી. નદી ઉપરાંત જમીનના પેટાળમાંથી નીકળતું અને અખંડ વહેતું મીઠું પાણી પણ એને ગમી ગયું. અને એણે નદી કાંઠે ગણપતિમંદિરની સ્થાપના કરી.

જીવનગરનું નામ તો ચોમેર જાણીતું થઈ ગયું હતું. એની સાધના શક્તિની પણ લોકોને જાણ થઈ ગઇ હતી. વા વાતને લઇ જાય એ પ્રમાણે એણે બગસરા છોડયું એ વાત પણ જોતજોતામાં ફેલાઈ ગઈ. પોતાના ગામમાં એ આવીને વસે એમ સૌ કોઈ ઇચ્છતા, પરંતુ જીવનગરને તો પોતાને અનુકૂળ વાતાવરણ જોઇતું હતું, અને તે તેણે શોધી લીધું.

દૂરદૂરથી લોકો એ જમણી સૂંઢવાળા ગણપતિના દર્શને આવતા, અને જીવનગરના આશીર્વાદ મેળવી જતા.

જીવનગરે પોતાના ઇષ્ટદેવની પૂજા ઉપરાંત અનેક દુઃખીઓનાં દુઃખ ટાળ્યાં હતાં, રોગીઓના રોગ મટાડયા હતા, નિર્ધનને ધનથી સંતાપ્યા હતા, અને પ્રતિષ્ઠિત પુરુષોને પણ અનેકવાર નાણાંભીડ અને

આબરૂની આફતમાંથી ઉગારી લીધા હતા. એણે જીવ્યા ત્યાં સુધી બ્રહ્મચર્ય અને એકાસન પાળ્યું હતું, તથા પરોપકારી અને પવિત્ર જીવન ગાળ્યું હતું એવી લોકવાયકા હજી પણ ચાલ્યા કરે છે.

૮૪ વર્ષની ઉમરે વિ. સં. ૧૯૨૮ માં એ દેવલોક પામ્યા. એમણે સ્થાપેલું ગણપતિનું મંદિર હજી પણ ધારીના પાદરમાં નદીકાંઠે ઊભું છે, અને એ બડભાગી પ્રતિભાશાળી પુરુષનું નામ અમર બનાવી રહ્યું છે.



# ભડવીર ભાયો

[ ૧૦ ]




“ લા. હું એમ પૂછું છું ભાયા, કે રોજ આટલું ટાંપું કરીને અહીં સુધી આવતાં તને કંટાળો આવતો નથી ?”

“બાપુ, એ તો વાત જ ન પૂછો. તમે મને આ પટાબાજીનો એવો તો નાદ લગાડ્યો છે કે એકાદ દહાડો જો અહીં આવ્યા વગર રહું તો મને પૂરું ખાવું ય ન ભાવે.”

“તે તારા ગામમાં તારો કોઈ સમોવડિયો શોધી કાઢતો હોય તો !”

**ભાયો** ચમક્યો. આજ સુધી પોતાના તરફ જીવજાન મિત્રની માફક વર્તનાર આ રાયજાદા શું બોલી રહ્યા છે ? મારા જેવી હલકી કોમના માણસને નિત નિત પોતાની ડેલીએ આવતો જોઈને એમનું મન ચોરાતું તો નહિ હોય ?

રોજ આનંદ-કિલ્લોલ કરતા **ભા**યાના મુખ ઉપરથી નૂર ઉડી ગયું. ઓશિયાળું મોં કરીને તે બોલ્યો: " **કા**કાભાઈ, આપે મને એ છંદ લગાડયો છે. આપનું મન ભાળીને હું રોજ આપની સાથે પટા ખેલવા આવું છું; પરંતુ એથી આપનું દિલ દુભાતું હોય તો હવે રામરામ. કાલથી હું આપને મૂંઝવણમાં નહિ નાખું."

અને ઓશિયાળે મોઢે એણે ત્યાંથી ચાલ્યા જવા પગ ઉપાડ્યો.

"ઊભો રહે, ઊભો રહે, **ભા**યા, કંઈ ગાંડો થયો છે કે શું? હું તો એમ બોલીને તારી શસ્ત્રપ્રિયતાનાં વખાણ કરતો હતો. ભલભલા રજપૂતોને પણ આંટી દે એવી ચાલાકીભરી તારી હથિયારની રમતો જોઈને હું તો ખૂબ રાચું છું. લે આવ, આજે તો દસબાર જણા તૈયાર કર્યા છે અને ગામની બહાર પડિયાપાટીની રમત ગોઠવી છે."

**ભા**યાના મુખ ઉપરની ગ્લાનિ ઊડી ગઈ. પોતાનું મનમાન્યું રમકડું મળતાં નાનકડા બાળકને જે આનંદ થાય તેથી અધિક આનંદ **કા**કાભાઈના શબ્દો સાંભળીને **ભા**યાને થયો. તરત જ તેણે હથિયાર સજી લીધા અને **કા**કાભાઈ અને તેના માણસોની સાથે ઘોડેસવાર થઈને તે ગામ બહાર નીકળ્યો.

**ભાલાનો ઘા!**

**ભા**યો જાતનો ઢેડ. નાનપણથી જ બાપદાદાનો ધંધો તેને નહોતો ફાવતો. ગામમાં કે બહારમાં કોઈ પણ એની સાથે રમનાર ભેરુ એને મળવો જોઈએ, પછી તો **ભા**યો ખેપટભર્યો દોડ્યો જ જાણવો. કુદરતી રીતે મર્દાનગીભરી રમતોમાં એને ખૂબ રસ પડતો. જવાંમર્દી જુવાનીના જંગ ખેલી રહ્યા હોય ત્યાં એ ધસ્યો જતો. લાગ ફાવે તો એ રમતમાં ભળી જતો, અને નહિ તો દૂર ઊભો ઊભો બધું જોયા કરતો અને ઝીણામાં ઝીણી બાબત લક્ષમાં ઉતારતો.

એ જુવાનીમાં આવ્યો અને ઢાલ તલવાર બાંધવાના એને કોડ

જાગ્યા. વખત એને અનુકૂળ હતો, કારણ કે એ વખતમાં હથિયાર બાંધવાનો ઇજારો માત્ર રજપૂતોને કે અમુક કોઈ લડાયક કોમને જ હોય એવું બંધન નહોતું. હલકામાં હલકી કોમનો માણસ ઢાલ, તલવાર, બંદૂક અને ભાલા સાથે ફરી શકતો અને વખત આવતાં તેનો ઉપયોગ કરતાં પણ પાછો ન પડતો. તેથી જ ભાયો પોતાનો શસ્ત્રવિદ્યાનો શોખ કેળવી શકયો.

એને ઘણીવાર થતું કે ભલભલા તલવારીઆને ભૂલાવી દઉં એવી પટાબાજી હું હાથ કરી લઉં, પરંતુ એ બિચારો રહ્યો જાતે ઢેડ એટલે ઊંચતાનું અભિમાન રાખનારા એને અડતાં અભડાય અને એને દૂર ને દૂર રાખવાનો યત્ન કરે; ત્યાં એને એ બધા હથિયારોની ગત કોણ શીખવે ?

પરંતુ એના સદ્‌ભાગ્યે એના જ ગામધણી કેવદરાના રાજનદા કાકાભાઈનું એક વખત એના તરફ લક્ષ દોરાયું. એણે જોયું કે એ પ્રવીણ યોદ્ધો નિવડે એવી એનામાં કુશળતા છે. એમણે એને અપનાવી લીધો.

ગુણીજન માત્ર ગુણની જ અપેક્ષા રાખે છે. એને જાતભાતની પરવા નથી હોતી. ભાયો ઢેડ છે, હલકી જાતનો છે, અસ્પૃશ્ય છે, એમ જાણવા છતાં ય તેણે એનો ઉદ્ધાર કર્યો. તેને પટાબાજીમાં પ્રવીણ બનાવી દીધો. કયો દાવ કેવી રીતે લેવો, કેટલા હાથ છેટે રહીને દાવ સાધવો, ઘા કેવી રીતે કરવો, એ બધી તાલિમ કાકાભાઈ પાસેથી મેળવવા ભાયો ભાગ્યશાળી બન્યો.

કાકાભાઈ પોતાના સૈનિકોને યુદ્ધની તાલિમ આપતા તે પણ ભાયો ડેલી બહાર ચોકમાં જ્યાં આવી કવાયત થતી ત્યાં બેઠો બેઠો જોયા કરતો. એ જોઈને લક્ષમાં રાખી લેતો, અને પછી પોતાના ગામે જઈને એકલો એકલો એ પ્રમાણે કરતો અને તાલિમ મેળવતો.

આજે દોડતે ઘોડે બાલા મારવાની પરીક્ષા થવાની હતી. કાકા-

ભાઈએ તે માટે યોગ્ય ગોઠવણ અગાઉથી જ કરી રાખી હતી. બધા ય હાથમાં ભાલો લઈ ઘોડેસવાર થઈ ગામ બહાર આવી પહોંચ્યા હતા.

"જોજે હો, **ભાયા**, ગયે વખતે તો તું નિશાન ચૂકી ગયો હતો! આ વખતે ભૂલ ન થાય!"

"હજી તો હું નવો નિશાળીઓ છું ને બાપુ?" **ભાયો** હસ્યો અને એણે હાથની વચલી બે આંગળીઓ ઉપર ભાલો ચક્કર ચક્કર ફેરવવા માંડ્યો.

"ચાલ, હવે મારી મૂક તારો ઘોડો, જોઉં!" **કાકાભાઈ**એ આજ્ઞા કરી અને **ભાયા**એ પોતાનો અશ્વ પૂરપાટ દોડાવ્યો.

થોડે દૂર જતાં એ અશ્વ ઉપર સવાર થયેલો **ભાયો** પેંગડામાં ઊભો થઈ ગયો. એણે ભાલો ચક્કર ચક્કર ફેરવ્યો અને સામે જ ઊભા કરેલા કડબના પૂળાથી બનાવેલ પુતળાંને ભાલાનો ઘા કરી તેણે તરત જ ઘોડાને પાછો વાળ્યો.

ક્ષણમાત્રમાં તો તે મારતે ઘોડે **કાકાભાઈ** પાસે પાછો આવ્યો. "શાબાશ, **ભાયા**, આ વખતે તેં બરાબર નિશાન માર્યું."

"બાપુ, એમ બહુ વખાણ ન કરો, હજી હું તો મારા મનથી સાવ કાચો નિશાળીઓ છું. મને પૂરતી તાલીમ મળે તો પછી કદાચ આપના વખાણને લાયક નીવડું."

"હું પણ એ જ વિચારમાં છું. હું આજે **અનવરમિયાં**ને કહી દઈશ. કાલથી એ તને નિયમિત તાલીમ આપશે."

**કાકાભાઈ**એ પોતાની તહેનાતમાં **અનવરમિયાં** નામનો હથિયાર ચલાવવામાં ચાલાક મુસલમાન હતો તેને આજ્ઞા કરી, અને **ભાયો** પદ્ધતિસર લડાયક તાલિમ મેળવવા લાગ્યો.

**ધણીનું નાક!**

પછી તો **કાકાભાઈ**ને પણ **ભાયા** તરફ મમતા વધી. એના

જેવો દૃઢ હૈયાનો અને હથિયાર ચલાવવામાં એક્કો આદમી પોતાના ગામની શોભારૂપ છે, એટલું જ નહિ, પરંતુ અડાભીડને વખતે ખરો ખપનો છે એવી તેની ખાતરી થઈ ગઈ અને પછી તો રોજ તે તેની ખબર રાખવા લાગ્યા.

**ભાયો** કેવદરા તાબે **મોવાણા** ગામમાં રહેતો. સવાર પડે અને એ **મોવાણામાંથી** ચાલી નીકળે, કેવદરા આવે, કાકાભાઈની ડેલી સામે બેસે અને રમતગમત અને વાતચીતના ઓકાર ચાલે. સાંજ પડે અને એ પાછો પોતાને થાનકે ચાલ્યો જાય. ભોગજોગે એકાદ દિવસ એ કેવદરા આવ્યો ન હોય તો **કાકાભાઈ** એને દિવસમાં દસ વખત યાદ કરે, અને 'આજે **ભાયો** ન આવ્યો. કેમ નહિ આવ્યો હોય ?' એવા ઉદ્ગારો વારંવાર એના મુખમાંથી નીકળી પડે.

આમ **કાકાભાઈને** **ભાયા** માટે પક્ષપાત વધતો જતો હતો, તે સાથે તેની સહૃદયતામાં અને વફાદારીમાં તેમનો વિશ્વાસ પણ વધતો જતો હતો. **ભાયો** પોતાને ખાતર જરૂર પડે તો માથું પણ આપે એવી એમના મનમાં શ્રદ્ધા બંધાઈ ગઈ હતી.

એક દિવસ **કાકાભાઈ**ને અચાનક પોતાના કુટુંબીજનોને મળવા **ચોરવાડ** જવું પડ્યું. તે દિવસે યોગ એવો બન્યો કે **ભાયો** ત્યાં ડોકાયો જ નહિ. એની રાહ જોઈને અંતે **કાકાભાઈએ** પોતાના એક માણસને **મોવાણા** મોકલ્યો અને પોતાની ગેરહાજરીમાં **મોવાણાની** સંભાળ રાખવા **ભાયાને** કહેવરાવ્યું.

**કાકાભાઈ** પાસે આજે પોતે જઈ ન શક્યો તે માટે **ભાયાને** પશ્ચાત્તાપ થયો, છતાં પોતાના ધણીએ **મોવાણાની** ભાળ પોતાને સોંપી છે એવા આત્મસંતોષ સાથે તેણે મન મનાવ્યું.

**શંકનું રતન**

"આજે અત્યાર સુધી હજી ધણી ગામમાં કેમ નહિ આવ્યું

હોય ?" ચોરે બેઠા બેઠા કેટલાક ચોવટીઆ અલકમલકની વાતે ચડ્યા હતા તેમાં વિક્ષેપ નાંખતાં એક માણસે ચિંતા બતાવી.

"મા...ળા, તું તો એવો ને એવો અધીરીઓ જ રહ્યો. એક મડદાલ ગાવડકી રાખી છે, એમાં તો જાણે લંકા લૂંટાઈ ગઈ હોય એમ જીવ શાનો ફફડાવી મારે છે?"

"શું કરું ભાઈ, મારું તો એ રાંકનું રતન, એના ઉપર તો મારી જીવનદોરી!"

અને એ ચર્ચા આગળ વધે એ પહેલાં તો રબારીઓ હડી કાઢતા ચોરા તરફ દોડ્યા આવ્યા.

"દોડો, દોડો, બાપલા ગજબ થઈ ગયો. પેલા મકરાણીઓ ધણ વાળી ગયા!"

"હેં?" બધાની રાડ ફાટી ગઈ. પેલો ગાયનો ધણી તો બિચારો માથે હાથ મૂકીને ધરતી ઉપર બેસી ગયો. એને લાગ્યું કે પોતાનું જીવનસર્વસ્વ લૂંટાઈ ગયું છે.

તરત જ બુંગીઓ ઢોલ વાગ્યો. આખું ગામ ચોરા પાસે એકઠું થઈ ગયું. 'હાય, હાય, હવે શું થશે? કાકાભાઇ તો ચોરવાડ તરફ ગયા છે! એના વિના આપણી ભાળ કોણ લેશે? અને ધણ કોણ પાછું વાળશે?'

જવાબ કોણ આપે? મકરાણીઓ સામે થવાની હામ કોણ ભીડે? બધા એક બીજાનું મોં જોતા નિશ્વાસ નાખવા લાગ્યા.

બુંગીઆ ઢોલનો નાદ ભાયાના કાને પડયો અને એ બેઠો હતો ત્યાંથી ફટકીને ઊભો થઈ ગયો. તરત જ ખીંટીએ ટાંગેલી ઢાલ અને તલવાર તેણે લીધી, પોતાના ઘોડા ઉપર સાજ નાખ્યો અને શ્વાસભર્યો તે ઘર બહાર નીકળ્યો.

મકરાણીઓએ ધણ વાળ્યાના ખબર મળ્યા અને એની આંખો ફાટી. 'અરરર! આ તો મારા ધણીનું નાક કપાવા બેઠું! એમ જો

ધણ વાળી જાય તો તો ધિક છે મારા જીવતરને!' એણે ઘોડો સામમાં મારી મૂકયો.

**રંગ રાખ્યો!**

પોતાના ધણીનો પગ વરતી જનાર ઘોડો પાંખાળો બન્યો, જાણે હમણાં એ આકાશમાં ઊડશે! ભાયાનો ભાલો જાણે સૂર્યમંડળને ભેદવા તત્પર હોય તેમ ઝળક ઝળક થઈ રહ્યો હતો, અને ભાયો જાણે મરણનો મોડ બાંધીને નીકળ્યો હોય એમ એના આખા અંગેઅંગમાં વીરત્વનો સાક્ષાત્કાર થતો હતો.

એણે જોયું કે મકરાણીઓ ગોવાળામાંથી કોઈ પોતાનો ભાવ પૂછે કે પાછળ ચડે એવું નથી એવી ખાતરી હોવાને લીધે રેઢા ઘરના માલ મેળવીને નફકરા બની નિરાંતે ધણ સાથે આગળ ધસ્યે જતા હતા: પાછળ કોઈ આવે છે કે કેમ એ જોવાની પણ તેમને દરકાર નહોતી.

પરંતુ એમની માન્યતા ખોટી પડી. નબળા પોચાની તો છાતી ધડકી ઊઠે એવા ઉગ્રતાભર્યા શબ્દો તેમના કાને પડયા. "ઊભા રહો, ઊભા રહો, બાયલાઓ, એમ માબાપની માફક ગોવાળીઆઓને દમ ભરાવી રેઢો માલ કયાં લઈ ચાલ્યા?"

મકરાણીઓએ પાછળ જોયું. જુએ તો એકલો એક જ ઘોડેસવાર તેમની સામે ચાલ્યો આવે છે! નફફટ હાસ્ય હસીને તેઓ એ આવનારની ઠેકડી કરવા લાગ્યા.

"અલ્યા, તમે એમ માનો છો કે તમને કોઈ પૂછનાર નથી. અરે! આ ગામની પાછળ તો લાંબા દાંતવાળો ધણી બેઠો છે. ભલેને એ બહારગામ ગયો હોય, પણ આ ગામ મને ભળાવતો ગયો છે."

ફરીથી એ જ નફફટ હાસ્ય. "ભલા, તું એકલા પંડે શીદને મરવા આવ્યો છે? આ આખા ગામમાંથી કોઈને ન દાઝયું અને તારું શું લુંટાઈ ગયું કે તું ભાલે ભરાવા આવ્યો? તારી તલવાર

તારી સગી નહિ થાય હો ! માટે ભલો થઈને સમજી જા. જા, આવ્યો એવો પાછો ચાલ્યો જા."

મકરાણીના આગેવાને એને ડરાવવા પોતાનો ઘોડો એની સામે નાખ્યો.

"પાછો ચાલ્યો જાઉં ? હમણાં તો નહિ જ. જઈશ તો યે તમને લાંણમાં લીધા પછી જ. રેઢા ઘરમાંથી કૂતરું રોટલો ઉપાડી જાય ને મનમાં મલકાય તેમ તું મારો ધણી કેવદરામાં નથી એ તક સાધીને મારા ગામનું ધણ વાળીને પોરસ કરછ; પરંતુ તારું પાણી ઉતાર્યા વિના હું પાછો નથી ફરવાનો."

મકરાણીઓએ જોયું કે આ તો ઉછીનો કજીયો વહોરવા આવેલો કોઈ રખડુ લાગે છે ! તેમણે પોતાની શક્તિનો ચમત્કાર બતાવવાનો નિરધાર કર્યો.

મકરાણીનો મુખી **ભા**યા સામે થયો અને અનેક દાવપેચ ખેલવા લાગ્યો; પરંતુ **ભા**યો એવો તો ઉસ્તાદ બની ગયો હતો કે એ કોઈથી લીધો જાય તેવો નહોતો. એક પછી એક બધા મકરાણી **ભા**યા સામે લડતાં થાક્યા ત્યારે અંતે કપટકળાનો આશ્રય લઈને તે સહેજ ગાફલ બન્યો કે તરત તેમણે ચોમેરથી તેને ઘેરી લીધો.

છતાં **ભા**યો એમ નમ્યું આપે તેવો નહોતો. બધા ય શત્રુના ઘા ચૂકવીને લાગ કાવે ત્યારે તેમને પણ તે લહાણમાં લેવા લાગ્યો. મકરાણીઓ **ભા**યા સાથે ધાંધલમાં પડ્યા એટલે ધણ છૂટું થયું, અને એ ધાંધલથી ભડકીને ત્યાંથી ભાગ્યું ને સીધું ગામ તરફ દોડવા લાગ્યું.

મકરાણીઓએ જોયું કે આ તો બાજી બન્ને રીતે બગડતી જાય છે. પરંતુ હવે ભુંરાટું થઈને ભાગેલું ધણ પાછું અંકુશમાં આવી શકે તેમ નથી એવી ખાતરી થતાં તેમણે એ મુશ્કેલી ઊભી કરનાર **ભા**યાને જ ત્યાં ને ત્યાં ધરબી નાંખીને પોતાનું વેર વાળવાનો નિશ્ચય કર્યો.

મદદે

ધણુને સુસવાટાભર્યું ગામમાં આવતું જોઈને જરૂર કોઈ વા'રે ચડ્યું હોવું જોઈએ એમ લોકો ચર્ચા કરવા લાગ્યા. એટલામાં ભુંગીઓ થયો ત્યારથી જ ભાયો હથિયાર બાંધી મારતે ઘોડે ઉપડ્યો છે એવા પાકે પાયે ખબર મળ્યા. પછી તો પૂછવું જ શું? ભાયા જેવો એક ઢેડ પણ જ્યારે ગામનો નાક સાચવવા માટે એકલા પં૦ મકરાણીઓ સામે હાલી નીકળે ત્યારે ધણમાંના ઢોરોની માલિકી ધરાવનારા માણસોથી મુંગા મોઢે ગામમાં કેમ ભરાઈ રહેવાય? તેઓ ભાયાની મદદે ધાયા.

પછી તો આખા ગામમાં દેકારો બોલ્યો. કોઈએ કોદાળી લીધી. કોઈએ રપટો કે રાંપ—જે હાથમાં આવ્યું તે ઉપાડ્યું, કોઈએ હથિયાર બાંધ્યાં અને ગામના કેટલાય જોરૂકા જુવાનીઆ પણ હાકોટા દેતા વગડામાં આવી લાગ્યા. આવીને જુએ ત્યાં તો ભાયો મકરાણીઓ સાથે તલવારની તાળી આપી રહ્યો છે! એનાં અંગે અંગ ઘાથી છેદાયાં છે, આખું શરીર લોહીથી રંગાઈ ગયું છે, મોતની ઘડીઓ ગણતો એ ભડવીર ભાયો સંખ્યાબંધ મકરાણીઓને ડારતો હજી પણ પોતાની રણકુશળતા બતાવી રહ્યો છે!

"રંગ છે ભાયા તારી જનેતાને!" ગામલોકો તેને અભિનંદન આપવા લાગ્યા. તેમની ખાતરી થઈ કે કોડીબંધ મકરાણીઓ ભાયાને હમણાં હતો ન હતો કરી નાંખશે. તેઓ કાળકિકિયારીઓ કરતા મકરાણીઓ ઉપર ધસ્યા.

મકરાણીઓએ એ કિકિયારી સાંભળી, પોતાનો કાળ જ જાણે એ કારમી કિકિયારી કરતો પોતાની સામે આવતો હોય એવી તેમને ભ્રાંતિ થઈ અને મોતના કારમા જડબામાંથી બચી જવા માટે તેઓ ત્યાંથી જીવ લઈને નાઠા.

ભાયાથી હવે ઘડીભર પણ ટકી શકાય તેમ નહોતું. એ જાતનો

ઢેડ હતો એ વિચાર જ બધાના અંતરમાંથી લોપ થઈ ગયો. તેમણે ગામની આબરૂ સાચવનાર એ ભડવીરને ફૂલની માફક ઉપાડી લીધો અને ઝોળીએ નાખીને ગામમાં લઈ આવ્યા.

**ભાચા**નો જીવ બચાવવા માટે આખું ગામ ગીરો મૂકવું પડે તો તેમ પણ કરવા ગામ લોકો અત્યારે તો તૈયાર હતા. એક જ મ્હેચ્છા એમના અંતરમાં અગ્રસ્થાન ભોગવી રહી હતી—કોઈ પણ ઉપાયે **ભા**ચો જીવતો રહે.

ઘા ભાંગનારને ઓલાવી ઘા ભંગાવી પાટાપીંડી કરી **ભાચા**ને પડદે નાખ્યો. એની સારવારનો બધો ખર્ચ ગામે ઉપાડી લીધો. સગા દીકરા માટે જે ન થાય તે **ભાચા** માટે કરવા ગામલોકો ખડેપગે તૈયાર બન્યા.

**કદર કરી**

**કા**કાભાઈ **ચો**રવાડથી પાછા આવ્યા. ગામમાં આવતાં જ તેમને **મો**વાણાનું ધણ લઈ જવાના ખબર મળ્યા અને તે ચમક્યા. 'અરેરે! ત્યારે તો મકરાણીએ મારું નાક કાપી નાખ્યું!'

"એવી ચિંતા કરવાનું કંઈ જ કારણ નથી, અન્નદાતા! આપે **ભા**ચા વીરને ભલામણ કરી હતી, પછી તે ઓછો ઊતરે કે? એણે એકલાએ જ મકરાણીઓને ભગાડી મૂક્યા, પરંતુ એ બિચારો અત્યારે તો પડદે પડ્યો છે."

"શાબાશ, રંગ છે એની જનેતાને. એણે તો મારો નાક સાચવ્યો."

તરત જ **કા**કાભાઈ **ભા**ચાને જેવા **મો**વાણા આવી પહોંચ્યા. પોતાના ગામધણીને આવ્યો જાણી આખું ગામ ચોરે એકઠું થયું; પરંતુ **કા**કાભાઈ તો **ભા**ચાને જેવા અધીરા બન્યા હતા.

"બાપુ! **ભા**ચો આપને જેશે તો એ ઉત્સાહના તાનમાં આવી જશે અને એના માંડ માંડ રૂઝ પર આવેલા ઘા ફરી ઉખળશે. ન

કરે નારાયણ અને એને ચમક ઉપડે તો એના જેવું ઝવેરાત આપણે ગુમાવી બેસીશું. માટે હાલ એને આરામ થવા દો, ત્યાર પછી મળવામાં વાંધો નથી."

"એમ ! ભલે ત્યારે એના માથે પાણી નાખો તે દહાડે મને અગાઉથી જરૂર ખબર આપજો !"

**ભા**યાના ઘા રૂઝાયા અને એના માથે પાણી નાખવાનો દિવસ નક્કી થયો. **કા**કાભાઈ એ અવસર ઉપર આવી પહોંચ્યા.

સામાન્ય રીતે જેનાથી લોકો દૂર ભાગતા અને રખેને ભૂલેચૂકે એને સ્પર્શ થતાં પાપમાં પડાય એમ માનતા તેવા લોકો પણ આજે જાણે કોઈ ઉત્સવ ઉજવાતો હોય તેમ **ભા**યાના ઘર પાસે ટોળે વળ્યા. મોતના મોંમાંથી ઉગરી ગયેલા **ભા**યાને માથે પાણી નાખ્યું, તેને નવરાવ્યો, તેનાં સગાંવહાલાંએ અને સંબંધીઓએ પાઘડી બંધાવી, અને બધાએ એની સેવાની કદર કરીને એનું દીર્ઘાયુષ્ય ઇચ્છયું.

આખું ગામ સાંભળે તેમ **કા**કાભાઇએ તેની પ્રશંસા કરતાં કહ્યું: "**ભા**યા, તેં તો ખરો નાતો સાચવ્યો. તું ન હોત તો મકરાણીઓ જરૂર ગાયો વાળી જાત અને મારું જીવતર ખારું થઈ જાત. તારા પરાક્રમથી પ્રસન્ન થઇને હું તને બે સાંતીની જમીન બક્ષીસ આપું છું. આજથી ગામની ચોકીનો ભાર તારા માથે. તેના બદલામાં **મો**વાળાનો દરેક ખેડૂત તને ખળાં દીઠ માણું દાણા આપશે."

"ખુશીથી ઠાકોર સાહેબ ! એને માટે તો અમે જેટલું કરીએ તેટલું થોડું." લોકોએ પોતાના ગામધણીની ઇચ્છાને પોતાની સંમતિ આપી.

**ભા**યો તો **કા**કાભાઇએ કરેલી પોતાની કદરથી કૃતકૃત્ય બન્યો. એના અંતરમાંથી અવાજ ઊઠયો: 'આવા કદરદાન ગામધણીની ખરી સેવા કરવાનો અવસર ક્યારે સાંપડે ? એને માટે માથું આપવું પડે તો તે પણ વસૂલ ગણાય.'

"વાહ! મારા ધણી! તમે તો મને જિંદગીભર ઉપકારથી બાંધી લીધો!" ભાયો કાકાભાઇના પગમાં પડ્યો અને તેમના આશીર્વાદ મેળવ્યા.

**જાનૈયાની વહારે!**

"લૂંટ્યા, લૂંટ્યા, હવે. એમ તમારા દાતરડાથી ડરી જાય એ બીજા. અમારું વળાવું હોય અને જાન લૂંટાય તો તો પછી થઇ જ રહ્યું ને?"

બન્ને બાજુ ઊંચી ધાર ને ખાડાખૈયાવાળા રસ્તા વચ્ચે આવેલા એક વાંકાચુંકા નેળીઆમાં જાનની વહેલ અને ગાડાં પેઠાં અને જરાક આગળ વધ્યાં ત્યાં તો ઉઘાડી તરવાર સાથે લૂંટારા સામે ફરી વળ્યા. અને ગાડાંને ઊભાં રહેવાના પડકાર કરીને જાનૈયા પાસે જે કંઈ દર-દાગીના હોય તે આપી દેવા માટે જાનના મુખીને ડારવા લાગ્યા.

વયોવૃદ્ધ મુખી આમ એકાએક અને તે પણ નાળિયામાં આવી રીતે લૂંટારા મળતાં ઢેબતાઈ ગયો. ભયનો માર્યો એ ડોસો કંપવા લાગ્યો, પરંતુ જાનની સાથેના વળાવિયા એમ નમતું આપે તેવા નહોતા. તેઓ મ્યાનમાંથી તરવાર કાઢીને લૂંટારાની સામે થઈ ગયા.

અને ક્ષણમાત્રનાં ત્યાં જોવા જેવું થઈ જાત, પરંતુ વળાવિયા પોતાની તલવારો સાથે લૂંટારા સામા ધસ્યા એ જ ક્ષણે ધાર ઉપરથી આજ્ઞાસૂચક અવાજ આવ્યો, "ખબરદાર! જો એક ડગલું પણ આગળ વધ્યા તો, આ બંદૂકોમાંથી ગોળીઓ છૂટી જ સમજી લેજો."

વળાવિયાઓએ ઊંચી નજર કરી જોયું તો ટેકરી ઉપર પત્થરની ઓથ લઇને ત્રણ બંદૂકધારી લૂંટારા બેઠા છે, અને જાણે હમણાં જ જામગરી ચાંપશે એવી તૈયારી કરી રહ્યા છે.

તેમનો ઉત્સાહ ઓસરી ગયો. પોતે પેલા મેર જુવાનો સામે થવા જાય તો જરૂર ટેકરી ઉપર બેઠેલા એમના સાગરીતો બંદૂકો ફોડે

અને ક્ષણમાત્રમાં પોતાના રામ રમી જાય. ભયની પ્રેરણાથી તેમના પગ પાછા પડ્યા. મેર જુવાનોનો લાગ ફાવ્યો. તેમણે ગાડા ઉપર ચડી જઈ પહેલાં તો વરરાજાના ગળામાં શોભતા અલંકારો એક પછી એક ઉતરાવવા માંડ્યા.

પરંતુ આ શું ? આ મોતની કારમી ચીસો શાની ? એ પરિચિત છતાં દર્દભર્યો અવાજ ક્યાંથી ? મેર ચમકી ઊઠ્યા. જાનૈયાઓના ખભા ઉપર મૂકેલા એમના હાથ એમ ને એમ રહી ગયા. ઊંચે નજર કરી તો પોતાના સાગરીતોનાં માથાં તેમણે ધડથી જુદાં થતાં જોયાં, તેમના શરીરને લોહીથી સ્નાન કરતાં જોયાં, અને એક હાથમાં તેમની ત્રણ બંદૂકો લઇને ઊભેલો કોઈ રણશૂરો યોદ્ધો જોયો.

બાજી હાથમાથી ચાલી જાય તેટલામાં ઉતાવળ ઉતાવળમાં જે લૂંટાય તેટલો માલ લૂંટી લેવો એ દાનતથી એ મેર જુવાનીઆ જાનૈયાઓને દમદાટી દઈ દરદાગીના કઢાવવા તત્પર બન્યા. ટેકરી ઉપર ઊભેલા આદમીએ આ જોયું અને તેણે ત્યાં ઊભા ઊભા જ રાડ પાડી. “ ખબરદાર, મુંગા મુંગા ગાડા ઉપરથી ઊતરી જાવ અને તમારે રસ્તે ચાલ્યા જાવ, નહિ તો તમારા ત્રણેય સાથીદારો જેવી જ તમારી વલે થશે. જાનૈયાઓ માટે તમે તૈયાર કરેલી આ બંદૂકો પ્રથમ તમારો જ ભોગ લેશે. ”

આ શબ્દોએ વળાવિયાના અંતરમાં અજબ ચેતન રેડ્યું. પોતાનો પક્ષ લેનાર કોઈ સબળ શૂરો આવી લાગ્યો છે એવું જાણતાં જ તેઓ પેલા મેર ઉપર ખુલ્લી તલવારો સાથે તૂટી પડ્યા.

મેરોએ જોયું કે મામલો વિફરી ગયો છે. પોતાની ધારણા ઊંધી પડેલી જોઈ આજે પોતાની દાઢ ગળી થાય એમ નથી એવી ખાતરી થતાં જીવ બચાવવા માટે તેઓ હાથમાં આવેલો માલ ત્યાં જ ફેંકી દઇને નાઠા અને જોતજોતાંમાં એ નેળિયાના વાંકમાં અદૃશ્ય થઈ ગયા.

**ભાયો** કામપ્રસંગે બીજે ગામ ગયો હતો ત્યાંથી પાછા વળતાં



તેણે તરત પોતાની તલવાર કાઢી....પૃ. ૧૭૮

એ ખરો માર્ગ ભૂલ્યો અને આડે રસ્તે ચડી ગયો. કોઈ ઠેકાણે કેડી જેવું મળે જ નહિ. ખાડાખૈયા અને ટેકરાવાળા રસ્તામાંથી જેમતેમ માર્ગ કરતો તે આગળ વધ્યો, ને આ વાંકી નેળવાળી ભેખડ આગળ આવી લાગ્યો. એ નેળમાં ઊતરી પડે અથવા ટેકરાની ધારે આગળ વધે તે પહેલાં તો તેણે જોયું કે ત્રણ બુકાની બાંધેલા જુવાનીઆઓ હાથમાં ભરેલી બંદૂકો લઈને કોઈ નિશાન તાકવાની તૈયારીમાં હોય તેમ બેઠા હતા.

એક ઝાડની ઓથે લપાઈને તેણે બરાબર નજર કરી તો નેળમાં જાન લૂંટાતી જોઈ, અને એ બંદૂકધારીઓને જાનવાળા માણસોને પડકારતા સાંભળ્યા. ક્ષણમાત્રમાં ભાયો ખરો મામલો સમજી ગયો. તેણે જોયું કે જરા પણ વિલંબ થશે તો આખી જાન રખડી મરશે અને આશાભર્યો વરરાજા પણ રવડી જશે.

તેણે તરત જ પોતાની તલવાર કાઢી, અને 'પાપીઓ પારકો માલ પડાવી લેવાનું ફળ ચાખી લો.' એમ કહેતાં જ લીલું નાળિયેર વધેરે તેમ તેણે એક પછી એક ત્રણેનાં માથાં ઉડાવી દીધાં.

પરંતુ તેણે જોયું કે પેલા નેળમાં ઊભેલા લૂંટારાઓની નજર હજી દરદાગીનામાં ભરાઈ રહી છે. તેણે ચપોચપ પેલા ત્રણે ય લૂંટારાની બંદૂકો ઉપાડી લીધી અને નેળમાં ઊભેલા લૂંટારાઓને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી.

### માઠા સમાચાર

ધાર્યું પરિણામ આવતાં જ ભાયો શ્વાસભર્યો નેળમાં ઊતરી આવ્યો અને ભયથી ફફડતા જાનૈયાઓને આશ્વાસન આપ્યું.

પેલો ડોસો--જાનનો મુખી તો તેને છેટેથી દેખતાં જ આભાર-ભર્યા ભાવે બોલી ઊઠયો, " ભાઇ, તમે તો જાણે આકાશમાંથી કોઇ દેવદૂત અમારી મદદ માટે ઊતરી આવ્યા હો તેમ લાગે છે ! "

આભારના આવેશમાં જાનૈયાઓ એના પગમાં પડવા દોડયા. ભાયો પાછળ હટી ગયો અને એમને વારતાં બોલ્યો, "હં, હં, ભાઈ, હું તો જાતે ઢેડ છું. માર્ગમાં રસ્તા ભૂલ્યો અને આ તરફ આવી ચડયો."

"ભાઈ, તું ઢેડ હોય તો ય શું થઈ ગયું. તારા જેવા પરદુઃખભંજન માણસ તો પૂજાને પાત્ર ગણાય. તેં તો આજે અમને જીવનદાન આપ્યું છે, એટલું જ નહિ, પણ અમારી આબરૂ પણ બચાવી છે. તારા જેવા વીરપુરુષ જે ભૂમિમાં પાકે એ ભૂમિને ધન્ય, અને એ ભૂમિનો રાજા પણ ધન્ય!"

"મારા ગામધણી કુંવદરાના કાકાભાઇ ભાગ્યશાળી છે અને એમના જેવા પ્રજાહિતચિંતક રાજાના પુણ્યનો જ આ પ્રતાપ છે, અદા!" ભાયાએ એ વૃદ્ધ મુખીને માનથી સંબોધતાં પોતાના ગામધણીની ઓળખાણ આપી.

"વાહ! ભાઈ, વાહ! કાકાભાઈની તે શી વાત? એના જેવા વીર નર થોડા જ આ પૃથ્વી ઉપર આવવાના છે! તમે એની વસ્તી એટલે તમને તો કાકાભાઈની ખોટ જણાતી જ હશે, પરંતુ દૂર દૂરનાં ગામડાં પણ એ પરદુઃખભંજન કાકાભાઇની ઉદારતાને યાદ કરી નિશ્વાસ નાખે છે."

ભાયો ચમકયો. આ ડોસો શું બકી રહ્યો છે! કોઇ બીજો વખત હોત અથવા કોઇ ઉછાંછળો જુવાનીઓ આમ બોલત તો તે એને એકાદ ધોલ ચોડી દેત. પરંતુ આવો પીઢ પુરુષ અને તે પણ પોતાના ઉપકાર નીચે દબાએલો ડોસો તો આવું વેણ ન જ કાઢે. તેની ખાતરી થઈ ગઈ કે જરૂર કંઈ નવાજૂની બની છે. જિજ્ઞાસાપૂર્વક તેણે પૂછ્યું: "અદા, શું કાકાભાઇએ ગામતરુ કર્યું? કંઇ મંદવાડ તો જાણ્યો નહોતો!"

"એમના જેવા બળિયા પુરુષથી તો મંદવાડ બાર ગાઉ છેટો

ભાગે. એ તો ખરા મર્દની માફક દાદા ખુમાણ સાથે લડતાં મરાયા છે."

"શું મારા ધણી મરાયા? રામ રામ!" ભાયાના મુખમાંથી કરુણાભરી ચીસ નીકળી. તેણે પોતાની ઢાલ નીચે પછાડી, માથે બાંધેલું ધોતીઉં ફેંકી દીધું, અને માથું પટકતાં ચોધાર આંસુએ રડવા લાગ્યો.

જાનૈયા આભા બની ગયા. એમને લાગ્યું કે આ ઢેડને પોતાના ધણી મુવાના ખબર જ મળ્યા લાગતા નથી! અસ્પૃશ્ય ગણાતી કોમમાં આ શૂરવીર પોતાના ગામધણી માટે આટલી લાગણી ધરાવે એ જોઈ તેમને ભાયા માટે ખૂબ સન્માન ઉપજ્યું અને રખેને કલ્પાંત કરતાં ને માથાં પટકતાં એ અહીં ને અહીં કંઇ નવાજૂની કરી બેસે એવો વિચાર આવતાં તેને અડતાં અભડી જવાશે એવો ખ્યાલ પણ કર્યા વગર તેમણે ભાયાને પકડી લીધો અને ખૂબ આશ્વાસન આપી તેને સ્વસ્થ બનાવ્યો.

"ભાઈ, તારા જેવા શૂરા પુરુષો આમ નાના બાળકની માફક કલ્પાંત કરે એ તે કંઈ શોભે? અને આ તે કાંઈ જેવું તેવું મરણ છે? કાકાભાઈ એ તો પોતાના સમોવડિયા ડેબા મેર ને દાદા ખુમાણને આ દુનિયામાંથી સદાયને માટે વિદાય કરીને હજારો લોકોના આશીર્વાદ મેળવ્યા છે. એવું મૃત્યુ તો અક્ષય કીર્તિ અપાવે અને એવાને માટે તો સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં જ હોય. એમને માટે તે વળી અફસોસ હોય?"

મહામહેનતે ભાયાને શાંત પાડીને જાનૈયાઓએ તેની સેવાની કદર કરવા માટે તેના ચરણ પાસે થોડા દાગીના ને રૂપિયાનો ઢગલો કર્યો.

"લઈ લો, પાછા લઇ લો, અરે! આ શું કરવા માંડયું છે. મારું મોત બગાડવા ધાર્યું છે કે શું? મેં કાંઈ થોડું જ બદલાની આ-

શાએ આ કર્યું હતું? અને માણસ જો પોતાની શૂરવીરતાને આમ વેચે તો તો પછી એની બહાદુરીમાં પણ ધૂળ પડી."

"પણ ભાઈ, આ તો અમારા તરફનું સંભારણું. અમારા મનને સંતોષ થાય."

"એમ? ઠીક તો લો હું આ વરરાજાને મારા તરફથી હાથ-ગરણું આપું છું." ભાયાએ એ દાગીના ને રૂપિયાની ઢગલી ઉપાડી વરરાજા પાસે મૂકી દીધી.

"લો, ચાલો, હવે હું તમને આ નેળમાંથી ધોરી માર્ગ ઉપર મૂકી જાઉં. કદાચ પેલા ખાંટ સવાદીઆ હજી આટલામાં છૂપાઈ રહ્યા હોય!"

અને ભાયો જાનને સલામત રસ્તે મૂકી આવ્યો.

માર્ગમાં એક નાનું પાણીનું ઝરણું આવ્યું ત્યાં ભાયો રોકાયો. એ ઝરણામાં તેણે કાકાભાઈનું સ્નાન કર્યું. અને તેનું સ્મરણ કરતાં કરતાં એકાએક કાંઈ વિચાર થઇ આવ્યો હોય તેમ હાથમાં પાણી લઈને સૂર્ય સામે ઊભા રહીને તેણે પ્રતિજ્ઞા લીધી કે "મારા ધણી, તેં મારા પહેલાં જ ગામતરું કર્યું અને હું તને મળી પણ ન શક્યો. છતાં હું આજે સૂરજની સાખે જળ મૂકું છું કે તને મારનાર દાદા ખુમાણના ભાઇ ભત્રીજા કે ગમે તે એકાદ કુટુંબીને હું જરૂર મારીશ ને તારું વેર વાળીશ. તારા જીવને ગત કરજે."

અને એ પ્રતિજ્ઞાનું જ રટણ કરતો--કાકાભાઈને છેવટ છેવટ મળાયું પણ નહિ તેનો અફસોસ કરતો ભાયો પોતાને ગામ મોવાણા આવી પહોંચ્યો.

### ખાંભીનું પૂજન.

કાકાભાઈનું વેર વાળવાની પ્રતિજ્ઞા લીધાને છ છ વરસનાં વા'ણાં વાયાં છતાં ભાયાને એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો મોકો જ ન

મળ્યો. હવે તો એને પણ બોલેલા બોલ પૂરા કરવાની ચટપટી થવા લાગી.

તેવામાં એક દિવસ એ કામ પ્રસંગે બિલખા ગયો. ત્યાંનું કામ આટોપીને ધીરે ધીરે ચાલતો મેંદરડા આગળ આવી લાગ્યો. બન્ને કાંઠે વહેતી મધુવતી નદી જોતાં જ ત્યાં નાહીધોઇને ટુંગાપાણી કરી લેવાનું તેને મન થયું. સ્નાનાદિથી શુદ્ધ બની, થાક ઉતારી, પોતાના ખડિયામાંથી ડબરો કાઢી તેણે ટીમણ કરી લીધું અને નદીકાંઠે પાણી પીવા લાગ્યો. નિર્મળ જળથી તે પોતાની તૃષા તૃપ્ત કરી રહ્યો હતો એટલામાં ત્યાં પાંચ છ ઘોડેસવારો આવ્યા અને ઘોડાને પાણી પાતાં વાતે વળગ્યા.

"ઉનડ ખુમાણ, પેલા ખરખડીએ વોકળે તારો દાદો મરાયો છે ત ચોખા ઝારવા નથી જવું ? ભલા આ તરફ આવ્યા છીએ તો એટલો તો લહાવો લઇ લે. તારો દાદો ખુમાણ શું જાણશે કે મારો ભત્રીજો મારી પાછળ સંભાળ લે તેવો ભડ છે."

અને એ બોલનાર વ્યંગમાં હસ્યો.

ભાયાના કાન ચમક્યા. દાદો ખુમાણ શો ? તેનો ભત્રીજો શો ? અને વાત શી ? તેણે કાન સરવા કર્યા.

ઉનડ ખુમાણે પોતાના મિત્રને કંઇક કરડાકીમાં ઉત્તર આપ્યો; "ભલા માણસ, એકલા ચોખા ઝારવાથી તે શું પહોંચે ? ચોખાની સાથે તો લીલું નાળિયેર પણ વધેરવું જોઇએ અને સિંદુર પણ ચડાવવું જોઇએ."

"અત્યારે આ વાત ઉચ્ચારે છે ત્યારે ઘરેથી નીકળતી વખતે મોંમાંથી ફાટવું'તું ને ? તો એવી તૈયારી કરીને નીકળત કે દુનિયા પણ બે ઘડી જોઈ રહેત."

ઉનડ ખુમાણનાં દ્વિઅર્થી વચનો ભાયાના અંતરમાં ભાલાની માફક ખુંચ્યાં. એ ઉછાંછળો જુવાનીઓ એમ કહેવા માગતો હતો કે

પહેલેથી તૈયારી કરીને આવ્યા હોત તો દાદા ખુમાણના દુશ્મનોને લડાણમાં લઇ નાખત અને એના લોહીથી ખુમાણની ખાંભીને રંગત. તેની ખાતરી થઈ થઇ કે આ જુવાનીઓ દાદા ખુમાણનો ભત્રીજો હોવો જોઇએ. તેણે વધુ ખાતરી કરવા પ્રયત્ન કર્યો.

"આપા, ક્યાં રહેવું ?"

"અમારે રહેવાં તો પાળિયાદ. તારું કયું ગામ ?"

"મોવાણાનો રહીશ છું. આપા, આમ શીદ ગયા'તા ?"

ઉનડ ખુમાણ ગયો હતો તો કામ પ્રસંગે બિલખે પરંતુ એ જણાવવાની તેની ઇચ્છા નહોતી. વાત ઉડાવવા તેણે બીજો પ્રશ્ન કર્યો.

"જાતે કોણ છો ?"

"ઢેડ છું આપા." ભાયાએ ટૂંકો જવાબ વાળ્યો.

ઉનડ ખુમાણ ચમક્યો. એની આંખો ફાટી. ગામધણીના રૂઆબથી તે ગર્જી ઊઠ્યો, "મા...ળા, ઓલકીના, ઢેડ થઈને હથિયાર બાંધ છ ! તારો બાપો કોઈ માથાનો મળશેને તો ઠોંઠ મારીને આંચકી લેશે."

ભાયાએ સ્મિત કર્યું. "એવો કોઈ મળશે ત્યારે જોઈ લેવાશે. અત્યારે તો એની માએ કોઈ જણ્યો નથી કે મારાં હથિયાર આંચકી લે. તમે ધરપત રાખજો, આપા ! જે માણસ હથિયાર રાખતો હશે તેનામાં હથિયાર સાચવવાની પણ તાકાત હશે. એ તો બધું જાણે ઠીક, પણ તમે પેલી ખાંભીને સિંદુર ચડાવવાની, લીલું નાળિએર વધેરવાની અને ચોખા ઝારવાની વાતો કરતા હતા તે કોની ખાંભીને ?"

ઉનડ તો મનમાં ને મનમાં ક્રોધથી ધુંધવાઈ રહ્યો હતો. એ ઉત્તર પણ શેનો આપે ?

પરંતુ એના ઉછાંછળા મિત્રે તરત જ ખુલાસો કરવા માંડ્યો, "આ ઉનડ ખુમાણના દાદા દાદા ખુમાણ હતા ને—તેને કાકાભાઈએ

માર્યાને આજ ૭ ચોમાસાં વીત્યાં. ૭ ૭ વરસ થયાં તેની ખાંભીને ચોખા ચાર્યા નથી. હું એમને ખૂબ સમજાવું છું પણ તે માનતા જ નથી.''

ઉનડ ખુમાણુના ધુંધવાતા હૃદયમાંથી ક્રોધનો ઉભરો નીકળી આવ્યો. "ધીરો, ભાઈ, જરા ધીરો થા. ચોખા એમ નહિ ચડાય. એ તો લાગ આવશેને ત્યારે કાકાભાઈના ભાઈભત્રીજા અને બાળ બચ્ચાનાં માથાં વાઢી ખાંભી ઉપર ચડાવીશ ને તેના લોહીથી ખાંભીને નવરાવીશ ત્યારેજ મારા જીવને ટાઢક વળશે."

## માલિકને ખાતર!

ભાયાની ધીરજ ખૂટી. પોતાના સદ્‌ગત અન્નદાતાનાં બાળબચ્ચાં સામે આંગળી ચીંધનારની આંગળી વાઢી નાખવાની પોતાની ફરજ ગણાય તો પછી તેના કુટુંબીજનોનો કાળ ઇચ્છનાર આ શત્રુને તે જીવતો કેમ જવા દેવાય?

તે ક્રોધથી બોલી ઊઠયોઃ "અલ્યા, ઉનડ, તું પણ નાને મોઢે મોટી મોટી બડાશો ઠીક હાંકે છે! હજી તો તારા મોંમાં દૂધ ચોંટયું છે ત્યાં તું તે કાકાભાઈનાં બાળબચ્ચાંના માથાં શું વાઢતો'તો? ખબરદાર! જો કાકાભાઈનું જરા પણ ઘસાતું બોલ્યો છે, તો તારી જીભ ખેંચી કાઢીશ."

ઉનડ ગમે તેવો તો પણ ખુમાણ. એ ભાયા જેવા હેડનાં આવાં વસમાં વેણુ શી રીતે સાંખી શકે? એના ક્રોધભર્યા શબ્દો સાંભળતાં જ ઉનડને રોમ રોમ ઝાળ લાગી. તે પોતાના ક્રોધ ઉપર કાબુ રાખી શકયો નહિ. એકદમ મ્યાનમાંથી તરવાર ખેંચીને તે ભાયા તરફ ધસ્યો.

પરંતુ ભાયાએ તો પ્રથમથી જ પરિણામ કલ્પી લીધું હતું. ઉનડ પોતાના ઉપર ઘા કરી શકે તે પહેલાં જ તેણે તલવાર ખેંચી અને સિંહની માફક છલંગ મારીને ઉનડ પાસે પહોંચતાં જ એવો તો જોરથી તરવારનો ઘા કર્યો કે તેનું કાંડું કપાઈ ગયું અને કાંડા સાથે

તરવાર જમીન ઉપર ઊડી પડી.

ઉનડના મુખમાંથી એક કારમી ચીસ નીકળી ગઈ. 'એ ઢેડ પોતાને શું કરી શકે એમ છે' એવી બેદરકારીભરી ખુમારીમાં ઉનડ અસાવધ હતો એટલે ભાયાને ઘા કરતાં કરતાં તો પોતેજ ઘા ખાધો અને તેનો હાથ ઠૂંઠો થઈ ગયો.

કપાયલા હાથમાંથી વહેતું લોહી બંધ કરવા માટે બીજા હાથથી કપાએલું કાંડું દબાવતાં તેણે વેદનાભરી રાડ પાડી, "દોડજો રે બાઇ! દોડજો! આ ઢેડે તો મારું કાંડું કાપી નાખ્યું. એને અહીં જ ધરબી નાખો. જોજો, એ જીવતો જવા ન પામે."

ભાયાએ આવા કેટલાય પ્રસંગો અનુભવ્યા હતા. પોતે જરા પણ વિચાર કરવા રહે કે ક્ષણનો પણ વિલંબ થાય તો પોતે બકરાની માફક રેંસાઈ જાય અને ઉનડને મારવાની હોંશ મનમાં જ રહી જાય. ઉનડના સાગરીદો પોતાની નજીક આવી પહોંચે તે પહેલાં જ તેણે તલવાર હવામાં વીંઝી અને ઉનડ ઉપર એવા તો જોરથી ઉતારી કે એક જ ઝાટકે તેનું માથું ધડથી જુદું કરી નાંખ્યું.

પછી તો પૂછવું જ શું? ઉનડની સાથેના બાકીના ચાર ખુમાણો ભાયા ઉપર તૂટી પડ્યા. ભાયો એ શત્રુઓના હાથે એમ ને એમ કપાઈ જાય એવો નામર્દ નહોતો. ઉનડના મૃત્યુથી વેરની જ્વાળામાં સળગી રહેલા એ ખુમાણો પોતાને જીવતો જવા નહિ દે એમ જાણવા છતાં તેને ત્યાંથી જીવ બચાવીને નાસી છૂટવાનો વિચાર સુદ્ધાં પણ ન આવ્યો, એટલું જ નહિ, પરંતુ ન કરે નારાયણ ને પોતે એ ચાર ખુમાણોના એકત્ર હૂમલા સામે જીવતો રહેવા ન પામે તો પણ મરતાં મરતાં ય ખુમાણો આખી જિંદગી સુધી યાદ કરે એવો પોતાની પટાબાજીનો ચમત્કાર બતાવવાનો દૃઢ નિશ્ચય કરીને ભાયો એ ચારે દુશ્મનોના ઘા ચુકવતો કે ઝીલતો, જે લાગમાં આવે તેના ઉપર છૂટથી તલવાર ઝીકવા લાગ્યો. ભાયાને મદદ કરનાર બીજું એકાદ માણસ

હોત તો પેલા ખુમાણો જરૂર કાયર બનીને ત્યાંથી છટકી જાત, પરંતુ પોતે ચાર અને સામે ભાયો એકલો જ છે એ વિચારની હૂંફે તેઓએ ભાયા ઉપર ઘાનો વરસાદ વરસાવ્યો.

તલવારના ઘાની ઝીક ઝીલતા ભાયાએ જુવાનજોધ મર્દને પણ શરમાવે એવા શૂરાતનથી સામે ટક્કર ઝીલી અને શત્રુઓના મોઢામાંથી પણ "રંગ છે તરવારીઆ!" એવા પ્રશંસાના ઉદ્દગારો કઢાવ્યા!

અંગેઅંગ ચાળણીની માફક છેદાતાં અને તેમાંથી લોહીની ધારાઓ વહેતાં ભાયો મૂર્છિત થઈને ધરતી ઉપર ઢળી પડ્યો.

પેલા ખુમાણોએ જાણ્યું કે ભાયો ભગવાનના દરબારમાં પહોંચી ગયો. રખેને વળી કોઈ આવી ચડે અને નવી લપ ઊભી થાય એ વિચારથી પોતાના સરદારના શબને ઉપાડીને તેઓ રસ્તે પડ્યા.

પરંતુ ભાયો મૃત્યુ પામ્યો નહોતો. અતિશય લોહી વહી જવાથી ને મૂર્છા પામ્યો હતો. ઘાની કળ વળતાં તેનામાં ચેતનનો સંચાર થયો ને તે શુદ્ધિમાં આવ્યો. તેનો હાથ તલવારની મૂઠ ઉપર ગયો, પરંતુ આસપાસ જોતાં જીવતા જાગતા શત્રુઓ કે ખુમાણનું શબ ન જોતાં તેના મનને નિરાંત થઇ, અને પોતાના અન્નદાતા કાકાભાઈને અંજલિ આપતી વખતે પોતે કરેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકાઇ એ આત્મસંતોષથી તેનામાં નવું જોમ આવ્યું.

પોતાની પાઘડીના ચીરા કરીને તેણે શરીરમાં થયેલા બધા ઘા ઉપર પાટા વીંટ્યા અને મહામુશીબતે ઢસડાતો ઢસડાતો નજીકમાં જ સામે દેખાતા ગામ તરફ આગળ વધ્યો. એ ગામમાં તેના સગાઓ રહેતાં હતાં તેમને ખબર પડતાં જ તેઓએ તેને ઝોળીએ કરીને મોવાણા પહોંચાડ્યો.

એનાં સગાંઓએ મોવાણા ગામના લોકોને ભાયાએ એકલાએ ઉનડ ખુમાણને માર્યાની અને ચાર ચાર ખુમાણો સામે ટક્કર ઝીલવાની વાત કહી. એ ભડવીર ભાયાએ નાતો સાચવ્યો એ જોઇને—એ

જાતનો ઢેડ હોવા છતાં પણ સાચા ક્ષત્રિયને છાજે તેવી તેની ટેક જોઇને સૌ કોઇ એના ઉપર પ્રસન્ન થયા.

અને **ભા**યો જીવતો રહ્યો હોત તો એ **મો**વાણા ગામમાં ખુબ પુજાત, પરંતુ જાણે પોતાના પ્રશંસક, ગુરુ, મિત્ર અને કદરદાન ગામધણીનો સાથ કરવા એ આતુર હોય તેમ ભાયાના ઘા ઠર્યા અને તેને ચમક ઉપડી, અને એ અણનમ અંત્યજના દેહમાંથી એનું પ્રાણ-પંખેરું ઊડી ગયું.

પોતાના માલિકની ખાતર આટલો ભોગ આપનાર **ભા**યા ઢેડ તરફ સન્માનવૃત્તિ બતાવવાને ખાતર ગામના અગ્રેસરોએ પણ એની સ્મશાનયાત્રાને દીપાવી અને એની કીર્તિ વધારી. આખા ગામમાં એની નીડરતા, ગામ પ્રત્યેની લાગણી, અને ગામધણી તરફનો નાતો સાચવવાની ટેકનાં વખાણ થવા લાગ્યાં, અને શૂરવીરતાનો ઇજારો અમુક કોમનેજ નથી એવી પ્રતીતિ કરાવતું તેનું નામ ભાટચારણોના મુખે અમર બન્યું.



# પ્રપંચના પાસા

[ ૧૧ ]

**અદના ભેટ !**

" આવો, પધારો, વિજયસિંહ ! આજે તો કંઈ સેવકને યાદ કર્યો ?" બોલવામાં જેટલો વિવેક તેટલો જ કટાક્ષ હતો.

યુવાન રજપુત વિજયસિંહે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું, બોલનારના ચરણે સુવર્ણથાળ ધર્યો, અને એ થાળ ઉપર ઢાંકેલો કિનખાબનો કકડો ઉપાડી લીધો.

આખો ઓરડો રત્નોના પ્રકાશથી ઝળહળી ઊઠ્યો. રેશમી ગાદી-તકિયે અઢેલીને પડેલી અમલદારી તોર બતાવતી કાયા એકાએક ચમકી ઊઠી: " આ શું ?"

" આ સેવક તરફની અદના ભેટ." વિજયસિંહે એક પછી એક અમૂલ્ય અલંકારો એ અફસર સામે ધરવા માંડ્યા.

" બહોત ખૂબ ! ઉમદા જવાહિરાત !" અફસરે તારીફ કરતાં કરતાં પોતાની શંકાનું નિવારણ શોધ્યું, " પણ આ બધી તકલીફ શા માટે ?"

" એમાં તકલીફ જેવું કંઈ નથી; ખાં સાહેબ! આખી સલ્તનત જાણે છે કે કમરૂદ્દીનખાંની કરેલી સેવા અફળ જતી નથી!"

" હં, હં, સમજ્યો." ખાંએ ખંધું હસ્યા કર્યું, " કહો, શી ફરમાશ છે?"

" ખાસ તો કંઈ નહિ, આપની કૃપાદ્રષ્ટિ હોય એટલે બસ!"

" એ શું બોલ્યા? તમારા જેવાની દોસ્તીને તો હું ખુદાઈ બક્ષીશ માનું છું." ખાંએ સાકર પીરસી.

' નાણું દેખી મુનિવર ચળે ' એ ન્યાયે સત્તાનું ગુમાન સેવનાર ખાં પણ વિજયસિંહને વશ થયો. દાવ જોઈને વિજયસિંહે સોગઠી મારી.

" આવા અલંકારો અમારે મન કંઈ વિસાતમાં નથી. અંબર રાજ્યનો ભંડાર આથીયે અધિક મૂલ્યવાન અને વિપુલ રત્નોથી ભરપૂર છે."

" હા, પરંતુ અંબર ઉપર તો જયસિંહનો અધિકાર છે!" ખાંએ નાડ પારખી લીધી.

" અંબરનું રાજ્યાસન ભલેને એ ભોગવે, પરંતુ અંબરરાજ્યનો બસવા નામનો ફળદ્રુપ પ્રદેશ પણ જો મને મળી જાય તો પછી નિરાંત થાય."

ખાં સમજી ગયો. તેણે જયસિંહને સમજાવવાનું બીડું ઝડપ્યું.

### બે સગા ભાઈઓ

સંવત ૧૭૫૬ નો સમય. અંબરનરેશ વિસનસિંહ પોતાની પાછળ બે પુત્રો જયસિંહ અને વિજયસિંહ મૂકીને મૃત્યુ પામ્યા હતા. એ બંને પુત્રોનો જન્મ ભિન્નભિન્ન માતાના ઉદરથી થયો હતો. વિજયસિંહની માતાને પોતાના પુત્રની સલામતી માટે શંકા થઈ,

તેને મોસાળમાં જ મોટો કર્યો, અને દિલ્હીના દરબારમાં લાગવગ વધારવાના ઉદ્દેશથી રાજ્યકારભાર તથા સૈન્યવ્યવસ્થાના શિક્ષણના બહાનાથી તેને દિલ્હી મોકલ્યો.

વિજયસિંહે જોયું કે પાદશાહ પાસે તેના મુખ્ય મંત્રી કમરૂદ્દીનખાંનું ચલણ છે. એ ધારે તો પોતાનો બેડો પાર થઈ જાય: તેથી તેણે ખાંને સાધ્યો.

જયસિંહે પોતાના સાવકા ભાઈની ઈચ્છા પૂર્ણ કરવામાં જરાપણ ઢીલ ન કરી. વસવા પ્રદેશ એણે વિજયસિંહને સોંપ્યો.

પરંતુ વિજયસિંહની માતાનું મન ન માન્યું. એને તો પોતાના પુત્રને રાજસિંહાસને બેઠેલો જોઈને પોતાની નજર ઠારવાનો લોભ હતો. તેણે પુત્રને બીજી યુક્તિ અજમાવવા આગ્રહ કર્યો.

**સૌ સૌના તાનમાં!**

"પાંચ કરોડ રૂપિયા? અને તે વિજયસિંહ આપશે?"

"હા પાદશાહ સલામત! અને વળી આપણને જ્યારેજ્યારે જરૂર પડે ત્યારે પાંચ હજાર ઘોડેસવારની મદદ આપવા પણ તે બંધાય છે."

પાદશાહ ઊંડા વિચારમાં ઊતરી પડ્યા.

"એમાં આપણને લાભ જ છે, નામદાર! જયસિંહ જેવા સ્વતંત્રમિજાજી રાજાને બદલે વિજયસિંહ અંબરની ગાદીએ હોય તો આપણે એને ઈચ્છા મુજબ નચાવી શકીએ."

"સચ બાત!" પાદશાહે સંમતિ આપી. "અચ્છા, પણ વિજયસિંહ પોતાનો કોલ પાળશે એની શી સાબીતી? એનો જામીન કોણ થશે?"

"હું એનો જામીન થઇશ, જનાબ."

"ત્યારે તો તમને જ એ કામ સોંપ્યું. પરંતુ સંભાળજો, કમરૂદ્દીન! જયસિંહ સાથે કામ લેવાનું છે. પાકો બંદોબસ્ત રાખજો." પાદશાહે સંમતિ સાથે ચેતવણી પણ આપી દીધી.

"આ સેવકને એ બાબતમાં કંઈ જ કહેવું નહિ પડે, નામવર! માત્ર આ વાત બહાર ન પડે એટલી તકેદારી આપણે રાખવી પડશે."

"અચ્છા, ત્યારે વિજયસિંહને અંબરનું રાજ્ય સોંપવાની સનદ તૈયાર કરી રાખજો."

જ્યારે પાદશાહ પાંચ કરોડનાં નજરાણાં અને જોઈએ ત્યારે ફોજની મદદ મેળવવાનાં ભાવી સ્વપ્નાં સેવવા લાગ્યો હતો અને કમરૂદ્દીન પાદશાહની મહેરબાની મેળવવા સાથે વિજયસિંહ ઉપર આંખ રાખી તેને કાયમ નિચોવી શકાશે એ વિચારથી મનમાં રાચી રહ્યો હતો ત્યારે એ જ પાદશાહ અને એ જ મુખ્ય મંત્રીનો એક સેવક સૌ બાજીને ધૂળમાં મેળવી નાખવાનો પ્રયત્ન આદરી રહ્યો હતો.

કહેવાય છે કે દિવાલને પણ કાન હોય છે. તે પ્રમાણે દૌરાંનખાં નામના એક સરદારના સાંભળવામાં આ વાત આવી ગઇ. જયસિંહ ઉપર દૌરાંનખાંને ખૂબ પ્રીતિ હતી. જયસિંહ દિલ્હી દરબારમાં રહેતો હતો ત્યારે તેણે અને દૌરાંનખાંએ એકબીજાની પાઘડી બદલાવીને 'પઘડીબદલભાઇ'નો નાતો સ્વીકારી લીધો હતો. જેને પોતે ભાઇ કરીને માન્યો એ અંબરના રાજ્યાસનથી પદચ્યુત થાય એ એનાથી ન સહેવાયું. કૃપારામ નામના એક દૂત મારફત તેણે આ સમાચાર જયસિંહ તરફ મોકલી દીધા.

### જયસિંહનો જાદુ

"સામંતો અને સરદારો! અંબર (જયપુર) ઉપર થોડા જ સમયમાં એક અણધારી આપત્તિ આવી પડશે. તમે જ સર્વાનુમતે

મને આ સિંહાસન ઉપર બેસાડ્યો છે, એ જ સિંહાસન બીજાને આપવાની ખટપટ ચાલી રહી છે. દિલ્હીના મંત્રીશ્વરનો આમાં ખાસ હાથ છે. હું જાણું છું કે વિજયસિંહ સાવકો તો પણ ભાઈ જ છે. એનો માનમરતબો સચવાય એ માટે એની ઇચ્છાનુસાર વસવા નામનો પ્રદેશ તેને બક્ષીસ આપવાનું મેં રાજીખુશીથી સ્વીકાર્યું છે, છતાં ય સરદારો! શાંતિથી વિચાર કરજો. અંબરના રાજ્ય ઉપર વિજયસિંહનો હક્ક છે એમ આપને લાગતું હોય તો આપની આજ્ઞા થતાં હું આજે જ એ સિંહાસનનો ત્યાગ કરીશ. આ રાજ્યમુગટ અને રત્નજડીત તલવાર હું તમારી સમક્ષ—તમારા ચરણે ધરું છું. આપ સર્વની ઇચ્છા એ જ મારી ઇચ્છા."

અને આખા અંબર ઉપર પોતાની સત્તા ચલાવતા જયસિંહે સામન્તો સમક્ષ પોતાનો રાજમુગટ અને તલવાર ધરી દીધાં.

સામંતો આશ્ચર્યચકિત બન્યા. 'આટલો બધો સ્વાર્થત્યાગ! આટલો બધો ભ્રાતૃભાવ! સામંતો પ્રત્યે આટલું સન્માન અને વિવેકભર્યું વર્તન! જયસિંહ સદ્‌ગત વિસનસિંહનો જ્યેષ્ઠ પુત્ર છે. રાજસ્થાનના રિવાજ પ્રમાણે રાજ્યાસન ઉપર એનો જ હક્ક છે, પછી એ હક્ક કેમ ડુબાડાય? કોઈ એ હક્ક ડુબાડવાની પ્રપંચજાળ બિછાવે તો પણ એ જાળને છેદીને છિન્નભિન્ન કરી નાખવી એ પોતાનો પરમધર્મ છે, અને વિજયસિંહને વસવાનો પ્રદેશ મળે પછી બીજું શું જોઈએ?' સામંતોએ વિચાર્યું અને સૌ કોઈએ એકમતે નિશ્ચય કરી દીધો.

"આ રાજમુગટ અને તલવાર તમારાં છે અને તમારાં રહેશે. જયસિંહ મહારાજ! આપ વિજયસિંહને વસવા પ્રદેશ સોંપવા રાજી હો તો પછી ખાતરી રાખજો કે ગમે તેવા પ્રપંચો થાય—ભલેને ગમે તેવી સત્તા અને સૈન્ય ચડી આવે તો પણ અમે એનો સામનો કરશું અને આપનો વાળ પણ વાંકો ન થાય એ જોઈશું."



" માજી, આપે કંઈ સાંભળ્યું ? "
પૃષ્ઠ ૧૯૪

"આપ ખુશીથી **વિજયસિંહને** બોલાવો. આપ સર્વની સમક્ષ જ હું **વિજયસિંહને વસવા** પ્રદેશનો અધિકાર સોંપવાની સનદ લખી આપું છું, પછી કંઈ વાંધો છે ?"

સામંતોએ એ સનદ લીધો, **વિજયસિંહને** બોલાવ્યો અને **વસવા** પ્રદેશની સત્તાથી સંતુષ્ટ રહેવા સમજાવ્યો.

"આપને એમ લાગે છે કે **જયસિંહ** આ સત્તા મને ભોગવવા દેશે ?" **વિજયસિંહે** શંકા ઉઠાવી.

"એમાં શી શંકા ? જે દિવસે **જયસિંહ** પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરશે તે દિવસે અંબરની 'બારા કોટડી' (બાર શાખાઓ)ના નામથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે તમારો પક્ષ લઈશું અને **જયસિંહને** ગાદી ઉપરથી ઉઠાડી તમને જ **અંબરના** રાજા બનાવીશું."

**વિજયસિંહે** સનદ લીધી. હર્ષભર્યો એ **કમરૂદ્દીનખાં** પાસે ગયો અને સામંતોએ આપેલા વચનની હકીકત જણાવી.

કમરૂદ્દીન નારાજ થયો. બંને ભાઈઓ વચ્ચે ચકમક ઝરે એમાં જ **અંબરની** સત્તા નબળી પડવાનાં અને પોતાનો સ્વાર્થ સધાવાનાં ચિન્હો તેને જણાતાં હતાં. પોતે ધારેલી બાજી ઊંધી વળી ગઈ એ જોતાં તેનો મિજાજ ગયો. છતાં આગળ લાગ મળતાં જોયું જશે એમ ધારીને તેણે એક વખતે તો **વસવા** પ્રદેશ ઉપર પોતાનો અધિકાર જમાવી લેવાની **વિજયસિંહને** સલાહ આપી, અને તેમ કરવામાં કંઈ નડતર ઊભું થાય તો તેને સહાય કરવા માટે બાદશાહી ફોજ પણ તેની સાથે મોકલી.

**સંદેશો**

"મારો **જયસિંહ** છે તો ખરો કેસરી સિંહ ! પણ જરા ભોળો અને વધારે પડતો દયાળુ છે. મારી શોક્યના સંતાન **વિજ**-

યસિંહને એ સહોદર બંધુ જેટલો જ વહાલ છે. બંધુતાના સ્નેહથી પ્રેરાઈને એણે એને વસવા પ્રદેશનો અધિકાર આપી દીધો, પરંતુ એ સમજતો નથી કે કોઈ વખતે દૂધ પાઈને પાળેલો સાપ જ પાળનારને ડંખ મારી તેનું મૃત્યુ નિપજાવે છે!"

અંબરની વિધવા રાજમાતા એકલી અટારીએ ઊભાઊભા વિચાર કરી રહી હતી. એકાએક દોડતી આવેલી એક દાસીએ એની વિચારમાળા તોડી નાખી.

"માજી, આપે કંઈ સાંભળ્યું ?"

"આખો દિવસ સાંભળ્યા તો કરીએ જ છીએ ને !" રાજમાતાએ ફિક્કું હાસ્ય કર્યું: "તારા જેવી નવરી વડારણો કંઈકંઈ ગપગોળા ફેંક્યા કરે છે અને અમે સાંભળ્યા કરીએ છીએ."

"પરંતુ આ વાત હસવામાં કાઢી નાખવા જેવી નથી, મા સાહેબ! કહે છે કે જયસિંહ મહારાજ વિજયસિંહને મળવા માટે સાંગાનેર તરફ પ્રયાણ કરવાની તૈયારી કરી રહ્યા છે !"

"તે ભલેને જાય, તેમાં તું આટલી ફફડી કેમ ઊઠી ?"

"અરે મા સાહેબ, એ તો રાજ્યના મામલા ! ન કરે નારાયણ અને વિજયસિંહ કંઈ આડુંઅવળું કરી બેસે તો ?"

"તો હું એનો જવાબ લેવા કેવી બેઠી છું ?"

"ના, ના, મા સાહેબ, રખેને કંઈ અમંગળ બને! આપણે પાણી પહેલાં પાળ બાંધવી જોઈએ !"

"અરે વાહ રે મારી રતની ! તું તો ચીંથરે વીંટ્યું રતન જ છે હો ! દહાડે દહાડે રાજખટપટમાં તું તો ખૂબ પારંગત થતી જાય છે !"

"એ બધું આપની કૃપાનું ફળ છે, માસાહેબ! રાજાસાહેબ માટે તો હું મારા પ્રાણ ન્યોછાવર કરી દઉં."

"એવો વખત આવે તે પહેલાં બીજા કોઈનું જ પ્રાણપંખેરું ઉડાડી દઈએ તો !" રાજમાતાએ લૂખ્ખું હાસ્ય કર્યું, અને પોતાને અચાનક આવેલો વિચાર પોતાની સાચી સલાહકાર બનેલી એ દાસીને જણાવ્યો.

ક્ષણભર તો એ દાસી ચમકી ગઈ, પરંતુ બીજી જ પળે સ્વસ્થ બનતાં તેણે સાવચેતીનો સૂર કાઢયો: "યુક્તિ તો સરસ છે, રાજ-માતા ! પરંતુ એમાં ખૂબ સાવધ રહેવું પડશે. કોઈને એ વાતની જરા પણ ગંધ આવી તો..."

"એ વાતની તું ચિંતા ન કર. જા હમણાં જ નાજરને બોલાવી આવ."

દાસી ગઈ અને તરત જ નાજરને બોલાવી લાવી.

રાજમાતાએ રખેને કોઈ ત્રાહિત સાંભળી જાય એવી સાવધાની રાખીને નાજર સાથે ચર્ચા કરી. બંને એકમત થયાં.

"ધર્મના કામમાં ઢીલ નહિ. સમજ્યાને ! મારો સંદેશો હમણાં જ જયસિંહને મળવો જોઈએ."

"એ બાબતમાં આપ નિશ્ચિંત રહેજો, રાજમાતા !" નાજર લળીલળીને નમન કરતો આજ્ઞાનો અમલ કરવા ત્યાંથી ચાલ્યો ગયો.

આખું અંબર હર્ષથી ગાજી ઊઠયું હતું. અંબરનરેશ પોતાના ભાઈનું સન્માનપૂર્વક સ્વાગત કરવા છડીસવારીએ જવાના હતા. એ અપૂર્વ ઉત્સવ ઉજવવા લોકો અધીરા બન્યા હતા. રાજવંશી કાઈથી નીકળનારી સવારી જોવા અલબેલો નારીવર્ગ અટારીએ ઊભો ઊભો આતુરતાપૂર્વક સવારી ક્યારે નીકળે છે તેની રાહ જોઈ રહ્યો હતો. પુરુષો અને બાળકો ઘરને આંગણે અને દુકાનને ઓટલે સવા-રીના નિરીક્ષણ માટે એકત્ર થયાં હતાં.

જયસિંહ પણ રાજમહેલમાંથી નિકળવાની તૈયારી કરી રહ્યો

હતો. એ પોતાના રાજખંડમાંથી બહાર પગ મૂકે તે પહેલાં નાજર ત્યાં આવ્યો. ઝુકી ઝુકીને તેણે પ્રણામ કર્યાં અને રાજમાતાનો સંદેશો સંભળાવ્યો.

"મહારાજાધિરાજ! મહારાણી માતાએ કહાવ્યું છે કે, આપ અને કુમાર વિજયસિંહ એ બન્ને લાલજીઓનો મેળાપ થાય અને બંને સલાહસંપથી ભેટો એ અતિ આનંદની વાત છે. એવો હર્ષદાયક પ્રસંગ નજરે નિહાળીને પોતાનાં નેત્રોને ઠારવા મહારાણી માતા આતુર છે. આપની સંમતિ મેળવવા તેમણે મને આપની પાસે મોકલ્યો છે."

જયસિંહ ક્ષણભર વિચારમાં પડ્યો, પછી તેણે ત્યાં બેઠેલા સામંતો તરફ જોયું અને કહ્યું: "આપ સર્વ સામંતોની સંમતિ હોય તો મને પોતાને તો એમાં કંઈ જ વાંધો નથી લાગતો."

સામંતોને પણ એમાં કંઈ વાંધા જેવું ન લાગ્યું. તેમણે પોતાની સંમતિ દર્શાવી.

નાજરના પગમાં જોર આવ્યું. ઉતાવળા પગલે તે મહારાણી માતા પાસે આવ્યો. રાજમાતા પ્રસન્ન થયાં. તેમણે પોતાને માટે પાલખી અને પોતાની સાથે આવનાર અંતઃપુરની અન્ય સ્ત્રીઓ માટે ત્રણ સો રથ સજ્જ કરવા આજ્ઞા આપી દીધી.

અંબરના પ્રજાજનો પોતાના નૃપતિ તથા શૂરા સામંતોની સવારી નીરખીને પુલકિત બની પોતપોતાના સ્થાને જવાની તૈયારી કરી રહ્યા હતા. એજ ક્ષણે તેમણે સાંભળ્યું કે બીજી એક ભવ્ય સવારી અંતઃપુર તરફથી આવી રહી છે. સુવર્ણની રત્નખચિત પાલખી અને તેની પાછળ હણહણતા ઘોડાઓથી જોડાયેલા કિનખાબ અને કીંમતી વસ્ત્રોના પડદાથી ઢંકાયલા નાનાશા સુવર્ણકળશથી ઝગમગતા રથની લાંબી હારની હાર જોઈને તેઓ આશ્ચર્યચકિત થયા. રાજમાતા પણ ઓરમાન પુત્રનું સ્વાગત કરવા તૈયાર થાય એ તેમને અતિ

આનંદ અને સદ્ભાગ્યનાં ચિહ્નો લાગ્યાં. પ્રજાજનોએ મહારાણી માતાનો જયજયકાર બોલાવી આખું ગામ ગજવી નાંખ્યું.

## માડીજાયા ભાઈ

"રાજમાતા હજી કેમ નહિ આવ્યાં હોય! તેમણે પાછળથી વિચાર તો નહિ ફેરવી નાખ્યો હોય!" સાંગાનેરમાં આવી પહોંચેલા સામંતો વાતે વળગ્યા.

"કદાચ આપણી સંમતિ વિષે એમના હૃદયમાં આશંકા રહી ગઇ હોય!"

"ના, ના, આપ સામંતો તો રાજ્યના ખરા સ્થંભો છો. આપની સલાહ–સંમતિ વિના રાજ્યકુટુંબ એક ડગલું પણ ન ભરે. આપની સંમતિ મળ્યા પછી એ ન આવે એ કેવળ અસંભવિત છે. કદાચ યોગ્ય તૈયારી કરતાં વધુ વિલંબ થયો હશે."

એ જ ક્ષણે એક દુત ત્યાં આવ્યો. સર્વને નમન કરતાં બંને હાથ જોડી તેણે જણાવ્યું: "રાજમાતા સાંગાનેરના મહાલયમાં પધાર્યા છે."

જયસિંહ તથા સામંતો એ મહાલય તરફ જવા ઉપડ્યા.

મહાલય સુધી પહોંચે તે પહેલાં જ સાંગાનેર તરફ આવતા વિજયસિંહનો માર્ગમાં જ તેમને ભેટો થયો. હર્ષના આવેશમાં જયસિંહે પોતાના અશ્વ ઉપરથી છલાંગ મારી, અને વિજયસિંહને તે સ્નેહપૂર્વક ભેટી પડયો. લાંબા વખતના અંતરના ઉભરાને ઠલવતા હોય તેમ બંને ભાઇઓએ ધરાઈ ધરાઇને વાતો કરી.

"ભાઈ, લોકો ગમે તેમ માને, હું તો તને માડીજાયા ભાઇ તરીકે જ માનું છું. તારી ઇચ્છા હોય તો અંબરની રાજગાદી પણ તને સોંપી દઉં. હું વસવા પ્રદેશની મામુલી સત્તાથી જ સંતોષ પામીશ."

લાગણીભર્યા આ શબ્દોએ વિજયસિંહને મહાત કર્યો. એનું હૈયું ભરાઈ આવ્યું. ઉપકારવશ એની આંખોમાંથી હર્ષનાં અશ્રુઓ સરી પડયાં.

"બસ, મોટાભાઈ, હવે મારી સઘળી આશાઓ પરિપૂર્ણ થઈ ગઈ. હવે મને કોઈ જાતની અબરખા રહી નથી. વસવા પ્રદેશનો રાજ્યાધિકાર મારે માટે બસ છે. મારા પ્રત્યે આપની આટલી મમતા હોય એથી વિશેષ બીજું મને શું જોઈએ?"

જે ઘડીએ વિજયસિંહ બધું વેરઝેર ભૂલી જઈને ભ્રાતૃભાવથી રંગાઈ રહ્યો હતો, એ જ ક્ષણે મહારાણીનો નાજર ત્યાં આવી ચડ્યો.

"કૃપાનિધાન! રાજમાતા આપ બંને ભાઈઓનાં મુખારવિંદ જોઈ પોતાનાં નેત્રોને ઠારવા ઉત્સુક છે. સામંતો અહીંથી આઘાપાછા થઈ જાય તો રાજમાતા ખુદ અહીં પધારે, અને જો આપ બંને ભાઈઓ તેમના ઓરડે પધારો તો ત્યાં બેઠાં બેઠાં આપનાં મુખદર્શનનો અને ક્ષેમકુશળતા પૂછવાનો લાભ મેળવે."

રાજસ્થાનમાં સામંતોની સત્તા અસીમ હતી. સામંતો જેમ પોતાના રાજા અને રાજ્ય માટે માથું આપવા તૈયાર હતા, તેમ રાજા પણ તેમનું ઉત્તમ સન્માન કરતા અને તેમની સલાહ પ્રમાણે જ વર્તતા. આ વખતે પણ જયસિંહે તેમની સંમતિ મેળવવાનું યોગ્ય ધાર્યું.

નાજરને ઉદ્દેશીને તેણે કહ્યું: "આ બાબતમાં સામંતોની શી ઇચ્છા છે તે પૂછી જુઓ. તેઓ જે કહે તે મને કબૂલ છે."

"રાજમાતા અહીં આવવાની તકલીફ લે તેને બદલે આપ બંને ભાઈઓ ત્યાં પધારો એ જ ઠીક ગણાય. એમના મોભાનો આપણે વિચાર કરવો જોઈએ." સામંતોએ અભિપ્રાય આપ્યો.

સામંતોની ઇચ્છા એ જ છેવટની આજ્ઞા એમ માનીને એમાંથી

કોઈ ભાઈને કંઈ કહેવાપણું ન રહ્યું. તેઓ તરત જ **સાં**ગાનેરના મહાલય તરફ રવાના થયા.

**કપટજાળ**

મહાલયના મુખદ્વારમાં પ્રવેશ કરીને તેઓ રાજમાતાએ જે ઓરડામાં નિવાસ કર્યો હતો તે ઓરડા આગળ આવી પહોંચ્યા. ઓરડાના દ્વાર આગળ એક ખોજો પહેરો ભરી રહ્યો હતો.

દ્વાર પાસે આવતાં જ **જયસિંહે** પોતાની કમરે લટકતી તલવાર કાઢી અને **વિજયસિંહને** કંઈ પણ વિચાર કરવાનો વખત મળે તે પહેલાં જ એ તલવાર ખોજાના હાથમાં મુકતાં તેણે ઉદ્‌ગાર કાઢયો: "માતા પાસે જતી વખતે તલવાર કે હથિયાર અંગ ઉપર રાખવાં એ ન છાજે !"

જયસિંહના આ શબ્દો **વિજયસિંહે** સાંભળ્યા અને રાજકુટુંબની એ પ્રણાલિકા હોવી જોઈએ એમ માનીને તેણે પણ પોતાના ભાઈનું અનુકરણ કર્યું. પોતાની પાણીદાર તલવાર તેણે પહેરેગીર ખોજાને સોંપી દીધી.

નાજરે ઓરડાનું દ્વાર ખોલ્યું. બન્ને ભાઈઓએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં કરતાં રાજમાતાને નમન કરવાના ઉદ્દેશથી **વિજયસિંહે** પોતાના બંને હાથ જોડયા.

અને કંઈ ચમત્કાર બનતો હોય તેમ પ્રણામ માટે જોડાયેલા બંને હાથ ઉપર કોઈનો રાક્ષસી પંજો પડયો. રાજમાતાના આસન તરફથી રાક્ષસી અટ્ટહાસ્યનો ધ્વનિ સંભળાયો અને **વિજયસિંહ** ચમકી ઊઠયો.

"કોણ ? ઉગ્રસેન ? આ શું ? રાજમાતા કયાં છે ?"

પુનઃ એ જ ભીષણ અટ્ટહાસ્ય ! 'રાજમાતા અહીં કેવાં ? અહીં તો તારો કાળ ઉગ્રસેન તારો ઘાટ ઘડવાની રાહ જોતો બેઠો છે !'

અને ઉગ્રસેન એ આસન ઉપરથી એકાએક ઊછળ્યો. પોતાની સર્વ શક્તિ વાપરીને તેણે વિજયસિંહને નીચે પછાડવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ વિજયસિંહ પણ રજપૂત બચ્ચો હતો. ઉગ્રસેન સામે ટક્કર ઝીલતાં તે પોકારી ઊઠ્યો, "નીચ ! દગાબાજ! આમ ફરેબની જાળમાં ફસાવવાથી તને શો લાભ ?"

"મને નહિ તો મારા મહારાજાધિરાજને ! અંબરના રાજ્ય માટે યવનસેનાને અહીં ઘસડી લાવી યાવની સત્તાના મુખમાં રાજસ્થાન રૂપી કોળીયો આપવા તત્પર થનાર કુલાંગાર ! તમને કંઈ વિચાર ન આવ્યો ? ચાલો, હવે તો તમારું એ સ્વપ્ન સરી ગયું. વસવા પ્રદેશની સત્તા મેળવવા માટે પણ તમે નાલાયક ઠરી ચુક્યા છો !"

કપટજાળમાં ફસાયલા વિજયસિંહે જયસિંહ તરફ નજર કરી. "ભાઈ! આ શું ?"

"હું સોગનપૂર્વક કહું છું વિજય, કે મને પોતાને આમાં કંઈ સમજ પડતી નથી."

અત્યાર સુધી મૌન સેવી રહેલો નાઝર ખડખડાટ હસી પડ્યો. તેણે માર્મિક વચનો ઉચ્ચાર્યાં, "એ તો રાજમાતાની રાજનીતિ ! છળપ્રપંચ ને કપટકળાથી ઉગતા શત્રુને દાબી દેવાની રાજરમત ! યુક્તિ પ્રયુક્તિથી દુશ્મનને ડામી દેવાનો રાજપ્રપંચ !"

"સમજ્યો, મને અંબરમાંથી હતો ન હતો કરવા માટે જ રાજમાતાની આ કપટકળા હોવી જોઈએ ! પોતાના પુત્ર માટે આ રાજરમતરૂપી શેતરંજના પાસા એણે ફેંક્યા હોવા જોઈએ. ક્યાં છે ? ક્યાં છે એ કપટી રાજમાતા ? એમને અહીં બોલાવો, મારા લોહીથી એમની સ્વાર્થતૃષા છીપાતી હોય તો એમને હાથેજ મારું લોહી રેડાવા દો !"

"રાજમાતા ! હા...હા...હા...હા..." ઉગ્રસેને ભાષણ અટ્ટ-



"એ તો રાજમાતાની રાજનીતિ. છળપ્રપંચની કપટકળાથી ઊગતા શત્રુને દાબી દેવાની રાજરમત." પૃ. ૨૦૦



"સમજ્યો, સમજ્યો, મને અંબરમાંથી હતો નહતો
કરવાની જ આ કપટકળા હોવી જોઇયે." પૃ. ૨૦.

હાસ્ય કર્યું, "અહીં રાજમાતા કેવાં ને વાત કેવી ? રાજપાલખીમાં બીરાજનાર રાજમાતા નહોતાં, પરંતુ આ સેવક પોતે હતો. પાલખી પાછળ આવનાર ત્રણસો રથોમાં અંતઃપુરની રમણીઓ નહોતી, પરંતુ શસ્ત્રસજ્જ શૂરા સૈનિકો હતા ! વિજયસિંહ ! દિલ્હીના પાદશાહની કુમક અહીં કંઇ જ કામ લાગવાની નથી. એ મોગલો કરતાં વધારે કાર્યકુશળતા અને શૌર્ય હજી રજપૂતોની રગેરગમાં ભર્યાં છે. 'ખાડો ખોદે તે પડે' એ કહેવતનો સાક્ષાત્કાર કરી લીધો ! ખબરદાર, હવે જો ઝાઝી તીનપાંચ કરી છે તો ! નાહક જીવથી માર્યા જશો !"

જયસિંહનું આશ્ચર્ય પળે પળે વધતું જતું હતું. એને લાગ્યું કે આ બધી પોતાની સામે શાંતિપૂર્વક ઊભા રહેલા નાજરની જ હિકમત હોવી જોઇએ. તેણે નાજર સામે નજર કરી. સંમતિ દર્શાવતો હોય તેમ નાજરે મસ્તક નમાવી એ વાતનો સ્વીકાર કરી લીધો. જયસિંહને ક્ષણભર તો આ ન રુચ્યું, પરંતુ બીજી જ ક્ષણે અંબરનું સિંહાસન તેની નજરે ચડ્યું, દિલ્લીશ્વરની મદદથી વિજયસિંહ એ સિંહાસન ક્ષણ માત્રમાં જ ઝૂંટવી લેત એવી કલ્પના આવી, અને જે થયું છે તે પોતાના હિત માટે જ થયું છે એમ સમજી જઈ તેણે મૌન સેવ્યું.

વિજયસિંહે બંધનમુક્ત થવાના ખૂબ ધમપછાડા માર્યાં. સાંગાનેરની શીમમાં દિલ્લીની સેના પોતાની વાટ જોઇને ઊભી છે, અને પોતે સહેજ ઇશારો કરશે તો આખા રાજસ્થાનને ઉથલાવી નાખશે એવી દમદાટી ભરાવી. પરંતુ એનાં વચનોને સૌએ હસી કાઢ્યાં.

અપમાનથી છંછેડાયેલા વિજયસિંહનો હાથ પોતાની કમર તરફ વળ્યો, પરંતુ એ હાથ એમ ને એમ પાછો વળ્યો. એને યાદ આવ્યું કે સુખદુઃખની સંગાથી પોતાની શમશેર તો પોતે બહાર દ્વારપાળને સોંપી આવ્યો છે !

પુનઃ ઉગ્રસેનના માર્મિક કટાક્ષથી ઓરડો ગાજી ઊઠયો, "શું શોધો છો ? તલવાર ? લો, તલવાર જ જોઇતી હોય તો લો આ શિરોહીની પાણીદાર તલવાર !" અને એણે વિજયસિંહ તરફ તલવાર ધરી.

મુક્તિ માટે ફાંફાં મારતા વિજયસિંહે શિકાર ઉપર શિકારી તરાપ મારે એટલી ઝડપથી એ તલવાર ઝડપી લેવા પોતાનો હાથ લંબાવ્યો, પરંતુ એ હાથને તલવારનો સ્પર્શ થાય તે પહેલાં ઉગ્રસેને તલવાર પાછી ખેંચી લીધી, ને ઠઠ્ઠા કરતો હોય તેવા સ્વરૂપે હસતાં હસતાં તે બોલ્યોઃ "રહેવા દો, રહેવા દો, વિજયસિંહ ! હવે એ બધી લમણાઝીક શા માટે જોઈએ ? નાહક તમારું કે મારું લોહી રેડવાથી શો લાભ ? અંબરનું સિંહાસન મળવું તો એક બાજુ રહ્યું, પરંતુ વસવાની ગાદી પણ તમારા ભાગ્યમાં રહી નથી. હવે તો આરામ ભોગવો અને લહેર કર્યા કરો !" અને કોઇ ક્રૂર રાક્ષસ પોતાની અધમ ઇચ્છા તૃપ્ત થતાં હરખાય અને એ હર્ષના આવેશમાં ભયંકર હાસ્ય કરે તેવું હાસ્ય ઉગ્રસેનના મુખમાંથી સરી પડયું.

**અપંથના પાસા !**

જયસિંહ બધી વસ્તુસ્થિતિ સમજી ગયો. રાજમાતાની બુદ્ધિ અને નાજરની કાર્યકુશળતા ઉપર તે પ્રસન્ન થયો, પરંતુ હવે સામંતોનું શું ? તેમને શી રીતે સમજાવવા ? જાતજાતના વિચારોને અંતે એક સરસ ઉપાય તેને સૂઝી આવ્યો.

સામંતોએ જોયું કે મહારાજ જયસિંહ એકલા જ ચાલ્યા આવે છે. તેની પાછળ ત્રણ સો શસ્ત્રધારી સૈનિકો છે.

"વિજયસિંહ ક્યાં ?" સૌ કોઇ એ સમૂહ તરફ નજર ફેંકતા પ્રશ્ન કરવા લાગ્યા.

ગંભીર વદને જયસિંહે ખુલાસો કરવા માંડયો: "અંબરરાજાના હિતચિંતક સામંતો ! તમે કદાચ નહિ જાણતા હો કે એકાદ

દિવસનો વિલંબ થાત તો દિલ્હીશ્વરની સહાયથી અંબર વિજયસિંહના હાથમાં ચાલ્યું જાત અને મોગલસત્તાનો આખાય અંબર ઉપર અધિકાર સ્થપાત. તમે કદાચ જાણતા નહિ હો કે વિજયસિંહને ફોડીને—તેને અંબરની ગાદી આપવાની લાલચ બતાવીને બાદશાહે મોકલેલું મોટું સૈન્ય સાંગાનેરની સીમમાં પડાવ નાખીને પડ્યું છે. એનો વિજય થાત તો મારું તો થવાનું હોત તે થાત, પરંતુ આપ સર્વ સામંતોના મુખ ઉપર છીણી મુકાત. એટલા માટે જ વિજયસિંહને નજરકેદ કર્યો છે. અમે બંને ભાઈઓ છીએ. હું એના કરતાં મોટો છું. રાજસ્થાનની પ્રથા મોટા પુત્રને સિંહાસનનો અધિકારી ગણે છે, છતાં ય આપ સર્વ સામંતોની ઇચ્છા જો વિજયસિંહને અંબરનું રાજ્ય સોંપવાની હોય તો હું આપની ઇચ્છાને આધીન છું. ખુશીથી મારો શિરચ્છેદ કરો અને એને ગાદીએ બેસાડો. ”

સામંતો દિગ્મૂઢ બન્યા. એકાએક કંઇ દૈવી ચમત્કાર બન્યો હોય તેમ આ ઘટનામાં એમને કંઇ પ્રેરણા લાગી. ન્યાયની દૃષ્ટિએ જયસિંહ ખરો રાજા હતો. યવનસેના જો અહીં આવી વિજય મેળવે તો પછી સામંતોનો કોઇ ભાવ પૂછે તેમ નહોતું. હવે કંઇ પણ વિરોધી ખટપટ કરવી એનો કંઈ અર્થ નહોતો.

બીજો કંઈ ઇલાજ ન હોવાથી સામંતો ઠપકાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના કે વિરોધ દર્શાવ્યા વિના પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

રાજપ્રપંચના પાસા આમ પોબાર પડ્યા જોઈને જયસિંહને નિરાંત વળી. યવનસૈન્યનાં પગલાં અહીંથી ખસેડવા તે હવે અઘરો બન્યો. એ કામ તેણે ઉગ્રસેનને સોંપ્યું.

ક્ષણના પણ વિલંબ કર્યા વિના ઉગ્રસેન ત્યાંથી પોતાના ત્રણસો વફાદાર સૈનિકો સાથે સમ્રાટની છ હજાર અશ્વારોહી સેના પડાવ નાખીને પડી હતી ત્યાં આવ્યો, અને સેનાધિપતિને બોલાવીને રવાના થઈ જવાની તાકીદ આપી.

" પરંતુ વિજયસિંહ મહારાજ ક્યાં ?" સેનાપતિએ તપાસ કરી.

" વિજયસિંહને તમે જોવા નહિ પામો. એ અમારા બંદીવાન બન્યા છે. અંબરનું રાજ્ય એમ કંઈ રસ્તામાં નથી પડ્યું, સમજ્યા ? ડાહ્યા થઈને અહીંથી અત્યારે જ પડાવ ઉઠાવી લો, નહીં તો નિશ્ચય માનજો કે તમારો એક પણ સૈનિક દિલ્હીનાં ઝાડવાં જોવા નહિ પામે ! "

સેનાપતિ સમજી ગયો. જેને ખાતર પોતે અહીં આવેલ છે એ કુમારનો જ પત્તો નથી. એ કુમાર જો પરવશ બન્યો હોય તો પછી પોતે યુદ્ધ કરીને પણ શું કરે ! કંઈ પણ ફળપ્રાપ્તિની આશા વિના સૈનિકોનો સંહાર કરાવવો એથી શો લાભ ?

યવનસેના દિલ્હી તરફ કૂચ કરી ગઈ.

રાજ્યપ્રપંચના બધા ય પાસા પોબાર પડયા. જયસિંહ શત્રુઓને દબાવીને નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો અને પોતાનાં શૌર્ય, કાર્યદક્ષતા અને રાજ્યનીતિનિપુણતાને લીધે સવાઇ જયસિંહ તરીકે પંકાયો.

ઇતિહાસ કહે છે કે મહારાજા સવાઇ જયસિંહ અનેક ગુણોથી વિભૂષિત હતા. તેમણે પાછળથી સમ્રાટની પાસે ઉચ્ચ પદ પ્રાપ્ત કરીને લાંબા સમયથી ચાલ્યો આવતો જજીયાવેરો બંધ કરાવ્યો હતો. અંબર રાજ્યમાં રંજાડ કરનાર જાટ લોકોને તેમણે દબાવી દીધા હતા. જયસિંહના શૌર્ય અને સહાનુભૂતિથી જ આગ્રાનો સૂબો બની શક્યો હતો. તેઓ જ્યોતિષવિદ્યા અને ગણિતશાસ્ત્રના નિષ્ણાત હતા. એ વિષયોનો ઊંડો અભ્યાસ કરી તેમણે સ્વતંત્ર ગ્રંથો લખ્યા હતા, એટલું જ નહિ, પરંતુ તે માટે ઉપયોગી યંત્રો પણ બનાવ્યાં હતાં. જ્યોતિષવિદ્યા પ્રત્યેના તેમના પ્રેમના પરિણામરૂપે દિલ્હી, જયપુર, ઉજ્જન, કાશી, મથુરાં વગેરે સ્થળોમાં તેમણે બંધાવેલી વેધશાળાઓ તેમના જ્યોતિષશાસ્ત્રના વિશાળ જ્ઞાનની સાક્ષી પૂરે છે, અને સવાઇ જયસિંહનું નામ અમર બનાવી રહી છે.



# ભાગ્યબળ

[ ૧૩ ]



“શું કહો છો ? મહારાજાના મૃત્યુને તો હજી પૂરો એક દિવસ પણ વીત્યો નથી, એટલામાં ભીમસિંહ છેક જેસલમેરથી જોધપુર પહોંચી જાય અને સિંહાસન ઉપર તેનો અધિકાર સ્થાપિત કરી દે એ તો કેવળ અસંભવ !”

મેડતામાં મુકામ નાખીને પડેલો જાલિમસિંહ અકળાયો: “પણ એ બને જ કેમ ? જોધપુરની ગાદી ઉપર તો પ્રથમ મારો હક્ક છે.”

“પરંતુ ગૃહકલેશ અને સત્તાની મારામારીના આ સમયમાં તો ‘વહેલો તે પહેલો’ અને ‘મારે તેની તલવાર’ જેવા પ્રસંગો આપે ક્યાં નથી અનુભવ્યા, કુમારશ્રી ?” સરદારે સ્પષ્ટતા કરવા માંડી.

"હું નથી માની શકતો. અહીંથી જ એમ નિરાશ બનીને પાછા જવું એ તો નરી કાયરતા ગણાય. **જો**ધપુર જઈને મારે જાતે ખાતરી કરવી પડશે."

**અણમુલો અવસર**

સંવત ૧૮૫૦ ના અષાડ માસમાં **જો**ધપુરનરેશે પ્રાણત્યાગ કર્યો. એ જ ઘડીએ **મા**રવાડનું સિંહાસન કોના ભાગ્યમાં જશે, એ વિષે સૌ કોઈ તર્કવિતર્ક કરવા લાગ્યા. એ ગાદી માટે ત્રણ સમર્થ પ્રતિસ્પર્ધીઓ હતા: **રા**મસિંહ, **જા**લિમસિંહ અને **ભી**મસિંહ. **વિ**જયસિંહને સાત પુત્રો હતા: **ભો**મસિંહ, **ગુ**માનસિંહ, **ફ**તેહસિંહ, **જા**લીમસિંહ, **સ**રદારસિંહ, **સા**મંતસિંહ અને **શે**રસિંહ. **ભો**મસિંહની હયાતી ન હોવાથી વ્યાજબી રીતે તેનો પુત્ર **ભી**મસિંહ ગાદીનો ખરો હકદાર હતો; છતાં એનો હક્ક ડુબાડીને **વિ**જયસિંહે જાટ યુવતિના પ્રેમપાશમાં જકડાઈ સારાસારાનો વિચાર કર્યા વગર એ યુવતિની ઈચ્છાને વશ થઈ **ગુ**માનસિંહના પુત્ર **રા**મસિંહને પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો હતો. **જા**લીમસિંહ **વિ**જયસિંહના હયાત પુત્રોમાં સૌથી વડા પુત્ર તરીકે રાજગાદી ઉપર દાવો કરી રહ્યો હતો.

અને એ પ્રતિસ્પર્ધીઓએ જ્યારે **વિ**જયસિંહના મૃત્યુના સમાચાર જાણ્યા ત્યારે મારવાડના છત્રપતિ બનવા માટે તડામાર તૈયારીઓ કરવા માંડી.

જાટ યુવતિના મોહમાં અંધ બનીને જ્યારે **વિ**જયસિંહે **રા**મસિંહને પોતાનો ઉત્તરાધિકારી સ્થાપ્યો, ત્યારે અગમચેતી વાપરીને તેની સલામતીને ખાતર **ભી**મસિંહને **સો**જત અને **સિ**વાનાના પ્રદેશો આપી રવાના કરી દીધો હતો, અને **જા**લીમસિંહને **ગો**ધવાડાનો સમૃદ્ધ પ્રદેશ આપી તેનું મન મનાવ્યું હતું. **વિ**જયસિંહની ખાનગી સુચનાનુસાર **જા**લીમસિંહે **ભી**મસિંહ સાથે યુદ્ધ કરીને તેને નાસી જવાની ફરજ પાડતાં **ભી**મસિંહ **જે**સલમીર જઈ રહ્યો હતો.

પોતાના ગુપ્તચરો મારફત **ભીમસિંહે** મંદવાડના સમાચાર સાંભળ્યા કે તરત જ વિના વિલંબે એ પોતાના વફાદાર સૈનિકો સાથે **જોધપુર** આગળ આવી પહોંચ્યો અને કોઈ જાણવા ન પામે તેમ ગુપ્ત રીતે રહેવા લાગ્યો. **વિજયસિંહ** મૃત્યુ પામ્યો એ જ ઘડીએ એ રાજધાનીમાં આવ્યો અને સિંહાસને બીરાજ્યો. સામંતો અને પ્રજાજનોએ એને વધાવી લીધો.

જાતે ખાતરી કરવાની હઠ લઈને **જાલીમસિંહ જોધપુર** આવ્યો તો ખરો, પણ સિંહાસન ઉપર તો શું પરંતુ **જોધપુર** શહેરની ધરતી ઉપર પગ મૂકવાનું પણ તેના ભાગ્યમાં નિર્માણ થયું નહોતું !

**જોધપુરના** તોરણદ્વાર આગળ આવતાં જ પ્રજાજનો પાસેથી તેણે સાંભળ્યું કે **જોધપુરમાં ભીમસિંહની** આણ વર્તાઈ ગઈ છે અને પ્રજા એના નામનો ઉત્સવ મનાવે છે ! **જાલીમસિંહનો** ઉત્સાહ ફીકી ગયો.

છતાં ય એમ ને એમ ત્યાંથી પાછા ફરવાનું એને મન ન થયું. એણે પોતાના પક્ષના એક સામંતને સંદેશો મોકલ્યો.

એ સામંત મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો અને **જાલીમસિંહ** કંઈ પણ પ્રશ્ન પૂછે તે પહેલાં જ ઉતાવળમાં બોલી ઊઠ્યો, " નાસો, કુમારશ્રી, **ભીમસિંહને** તમારા આગમનના ખબર મળી ચૂક્યા છે. તમને જીવતા કે મૂઆ પકડી લાવવા માટે એણે પોતાના સૈન્યને આજ્ઞા કરી દીધી છે. જે વખત જાય છે તેમાં એ સૈન્ય અહીં આવી લાગશે અને પછી તો તમને ભાગવાનું પણ ભારે પડશે."

" પરંતુ મારો હક્ક ! શું મારો પક્ષ લેવાની કોઈ સામંતમાં તાકાત નથી ? "

" **જાલીમસિંહજી** ! દુનિયામાં વખતને માન છે ! સૌ કોઈ ઊગતા સૂરજને પૂજે છે ! **ભીમસિંહ** ખરે વખતે આવી પહોંચ્યા અને એણે ખરી તકનો લાભ લીધો. તમે પહેલા પહોંચી ગયા હોત તો એ અણુમૂલા અવસરનો લાભ કદાચ તમને મળી જાત. હવે તો **ભીમસિંહની** સામે ઊંચી આંખ કરવાની કોઈની તાકાત નથી ! "

"એ અણુમૂલો અવસર !" જાલીમસિંહના મુખમાંથી ઉદ્વેગભર્યા ઉદ્‌ગારો નીકળી પડયા, "પરંતુ મારા હક્ક માટે મરી છૂટયા વિના જીવને કરાર નહીં જ થાય."

"એ કોઇ બીજા વખત માટે મુલતવી રાખો, કુમારશ્રી, અત્યારે તો જીવ બચાવવો હોય તો અહીંથી પલાયન થઈ જાઓ."

"એ અણુમૂલો અવસર ! હા દુર્દૈવ !" દૈવને દોષ દેતા જાલીમસિંહે જોધપુરને પ્રણામ કર્યા. જાણે આ છેવટના જ પ્રણામ હોય અને જોધપુરનાં ઝાડવાં ફરીથી જોવાનું પોતાના ભાગ્યમાં નિર્માણ જ થયું ન હોય એવી આગાહી આપતાં માનશુકન તેને થવા લાગ્યાં.

**શાપ !**

જાલીમસિંહ જીવ બચાવવા નાઠો. બિલાડા નામના મુકામે આવી ત્યાં આરામથી રહેવા અને ભાવિ યોજના ઘડવાનો તે વિચાર કરી રહ્યો હતો, તેવામાં તો ભીમસિંહે મોકલેલી પ્રચંડ સેના ત્યાં આવી લાગી.

જાલીમસિંહે એ સેનાને યુદ્ધ આપ્યું, પરંતુ સાગર જેવી વિશાળ સેના સામે પોતાના મુઠ્ઠીભર માણસો શી રીતે ટક્કર ઝીલે?

મારવાડના સિંહાસનને બદલે અત્યારે તો મોત પોતાને ભેટવા આતુર બન્યું હોય તેમ તેને લાગ્યું. અને એ મોતમાંથી છટકવા માટે તે શત્રુઓની નજર ચૂકવીને ત્યાંથી નાસી છૂટયો.

ભીમસિંહે જોયું કે પોતાના માર્ગમાંથી આ એક કાંટો તો દૂર થયો; પરંતુ એના જેવા બીજા અનેક કંટકોનું શું ? તેમને પણ ઉખેડીને તોડી-ફેંકી-ફગાવી દઇને પોતાનો માર્ગ નિષ્કંટક કરવો જોઇએ. ઔરંગઝેબની રાજનીતિનું અનુકરણ કરવાનું એને મન થઈ આવ્યું.

વિજયસિંહના ચાર પુત્રો ભોમસિંહ, ગુમાનસિંહ, ફતેહસિંહ અને સામંતસિંહ તો વિજયસિંહના મોત પહેલાં જ મૃત્યુ પામ્યા હતા. બાકી હતા માત્ર જાલીમસિંહ, સરદારસિંહ અને શેરસિંહ. જાલી-

મસિંહને તો પોતે મારવાડમાંથી ભગાડી મૂક્યો. હવે બાકીના બેનું શું? એ બંને પોતાના સગા કાકા હતા, પરંતુ જ્યાં સત્તાનો સવાલ હોય ત્યાં સગપણ કે સંબંધનો વિચાર કરાય? કંઇ નહિ. એ તો એ જ. એમનો ઘડો લાડવો કરી નાખવો જોઈએ!

સરદારસિંહનો સંહાર તો સહેલાઇથી કરી શકાયો, પરંતુ શેરસિંહ—એ તો એના પાલક પિતા! શેરસિંહે ભીમસિંહને દત્તક લીધો હતો. એ ઉપકારવશતા એને નિર્દય પગલું લેતાં અટકાવી રહી હતી!

પરંતુ એ માયા અને મમતાની લાગણીને ખંખેરી નાખવાનો પ્રસંગ અનાયાસે મળી આવ્યો.

હજી પણ પાલક પિતા તરીકે ભીમસિંહને શિખામણના બે બોલ કહેવાનો પોતાને અધિકાર છે એમ માનનારા શેરસિંહે એક વખત એકાંતમાં ભીમસિંહને કહ્યું: "બેટા, આવો કુળદ્રોહ તને ન છાજે! જાલિમસિંહને યુદ્ધ આપીને નસાડ્યો એ માટે તને ધન્યવાદ આપું છું. એ તો ક્ષત્રિવટની સાચી રીત. પરંતુ સરદારસિંહનો તેં છૂપી રીતે સંહાર કરાવ્યો એ તો બહુ બૂરું કર્યું. એમ પીઠ પાછળથી ઘા કરવો એ નામર્દ—હિચકારાને શોભે!"

"તમારી સલાહ મારે નથી જોઇતી, કાકા! મારા કામમાં માથું મારવાનું તમને કંઈ કારણ?"

"મારો ધર્મ! તારા હિતચિંતક તરીકે મારાથી કહ્યા વિના નથી જ રહેવાતું. આ બધા જુલમ આ આંખોથી જોયો નથી જતો!"

"તો એ આંખોને ફોડી નાખો!" રાજસત્તાના મદમાં ભાન ભૂલેલા ભીમસિંહે કંટાળીને કડવાં વેણ ઉચ્ચાર્યાં.

"હા, બાપુ, તને પુત્ર તરીકે રાખ્યો એટલે આંખો ફોડાવવાનો જ વખત આવે ને? આટલું બાકી રહ્યું હોય તો એ પણ કરી લે!" શેરસિંહે નિ:શ્વાસ નાખ્યો.

ભીમસિંહનો પિત્તો ઊછળ્યો. જાણે પોતે લાંબા વખતથી જે ઇચ્છતો હતો તે એની મેળે આવી મળતું હોય તેમ તેણે મન મનાવ્યું અને પોકાર કર્યો: "એ જ થશે, જે ડોળા મારા કાર્યોને જોઈ શકતા નથી તે હમણાં જ ખેંચી કાઢવામાં આવશે !"

તેણે પોતાના એક અનુચરને બોલાવ્યો અને પોતાની ક્રૂર આજ્ઞા સંભળાવી દીધી.

"ખબરદાર ! અવિચારી ભીમસિંહ, હજી પણ વિચાર કર, આમ વિનાશપંથે કાં વિચરે છે ?"

"મારો વિનાશ તો થવાનો હશે ત્યારે થશે, પરંતુ અત્યારે તો તમારો જ......"

તેણે તાળી પાડી. એક સાથે સંખ્યાબંધ શસ્ત્રસજ્જ સૈનિકો એ ખંડમાં ધસી આવ્યા.

"બાહુની કૂતરાઓ !" શેરસિંહે ત્રાડ મારી, "ક્ષત્રિય બચ્ચો એમ કમોતે નહિ મરે ! આવી જાઓ મારી સામે દ્વંદ્વયુદ્ધ કરવા !" અને પલક માત્રમાં તેણે પોતાની સમશેર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી.

પરંતુ વીરને શોભે તેવા મોતે મરવાની તેની ઇચ્છા મનની મનમાં જ રહી ગઈ. પાછળથી કોઈએ કાંડા ઉપર સખ્ત ફટકો લગાવ્યો. એકાએક પકડ છૂટી ગઈ, અને હાથમાંથી સરી પડેલી સમશેરનો ખણુણુ અવાજ થયો, તે જ પળે તે ચતુર્ભુજ બન્યો.

પાંજરે પૂરાયલા સિંહની માફક શેરસિંહે ખૂબ ધમપછાડા માર્યા, પરંતુ એનું કંઈ ન વળ્યું.

ભીમસિંહે પોતાની અધમ ઇચ્છા પૂરી કરી. ક્રૂરતાની અવધિ થઈ. શેરસિંહના ડોળા ખેંચી કાઢવામાં આવ્યા.

દુઃખ, નિરાશા અને સંતાપથી શેરસિંહ અકળાયો. પોતે જેને મમતાપૂર્વક દત્તક લીધો હતો એ જ ભીમસિંહ પોતાની આવી વલે

કરે એ વિચારથી તેને સખત આઘાત થયો. આવેશમાં જ તેણે ભીંત સાથે મસ્તક પટક્યું અને પ્રાણત્યાગ કર્યો.

મરતાં મરતાં એના અંતરમાંથી શાપ નીકળ્યો, "હત્યારા! ભલે તું અત્યારે મનમાં રાચે, પરંતુ રાજ્ય કરવા છતાં તને કદી શાંતિ નહિ મળે!"

"જોયું જશે! મારા માર્ગમાં આવતા કાંટાને કેમ દૂર કરવો તે મને બરાબર આવડે છે!" **ભીમ**સિંહે રાક્ષસી અટ્ટહાસ્ય કર્યું.

છતાં એ શાપનાં વચનો એનાથી ન જ વીસરી શકાયાં. શું પોતાના ભાગ્યમાં સાચી શાંતિ નથી લખાઈ? શાંતિ વિનાનો રાજ-વૈભવ પણ શા કામનો? એ ઘણીવાર વિચારમાં પડી જતો. રાત-દિવસ એને પોતાના પાલક પિતા શેરસિંહના મૃત્યુ વખતના શબ્દોના ભણકારા વાગતા અને એને વ્યથિત બનાવતા. એ શાપને ખોટો પાડવા માટે તેણે ભગીરથ પ્રયત્નો આદર્યા.

## શિકાર છટક્યો!

પોતાના માર્ગમાં નડતર રૂપ થાય તેવી એકેએક વ્યક્તિને એણે વીણી વીણીને જગતમાંથી વિદાય કરી દીધી, પરંતુ હજી એક સબળ વ્યક્તિ જીવતી રહેવા પામી હતી—અને તે **માન**સિંહ. એ **માન**સિંહને **વિજય**સિંહે પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો હતો—કેવળ વચન માત્રથી નહિ, પરંતુ શાસ્ત્રોક્ત વિધિ સાથે. એ જો ધારે તો સરદારો અને સામંતોને પક્ષમાં લઈને **જોધ**પુરનું રાજસિંહાસન પોતાના હાથમાંથી છીનવી લે તેવો દરેક સંભવ હતો. એ નડતરનો નાશ કેમ થાય? એ કાંટાને શી રીતે દૂર કરી શકાય?

**માન**સિંહનો નાશ કરવો એ સહેલી વાત નહોતી. **ઝાલોર**ના અભેદ્ય કિલ્લા રૂપી કવચ તેનું રક્ષણ કરી રહ્યું હતું. એ કવચને વીંધાય—**ઝાલોર**નો કિલ્લો સર કરી શકાય તો જ પોતે નિશ્ચિંત બની

શકે. તેણે પોતાનું સબળું સૈન્ય એકત્ર કર્યું અને ઝાલોર ઉપર ઘેરો ઘાલ્યો.

**માન**સિંહે જોયું કે સામંતો, સામંતોની સેના, અને રાજ્યના બાહુતી સૈનિકોના એકત્ર સમૂહ સામે ખુલ્લા યુદ્ધમાં પોતાના મૂઠીભર માણસો લાંબા વખત સુધી ટકી શકે એ આશા વ્યર્થ છે. જ્યાં સુધી સામો પક્ષ કંટાળે નહિ ત્યાં સુધી કિલ્લામાં રહીને જ બચાવ કરવો એ તેને વધુ હિતકર લાગ્યું.

**ભીમ**સિંહ કંટાળ્યો. "જ્યાં સુધી એ અન્નપાણી વિના નહિ ટળવળે ત્યાં સુધી એની સાન ઠેકાણે આવવાની નથી" તેણે પોતાના સેનાધ્યક્ષને કહ્યું, "હું તો **જોધ**પુર જાઉં છું, તમે ઘેરો ચાલુ રાખો. સાવધાન! બહારથી અનાજ કે અન્ય સામગ્રી કિલ્લામાં પ્રવેશવા ન પામે! **માન**સિંહને જીવતો કે મુઓ મારી સમક્ષ હાજર કરવો એ હવે તમારું કામ!"

**ભીમ**સિંહની સેનાએ કિલ્લો સર કરવાના અનેક પ્રયત્નો કરી જોયા, પરંતુ તેમાં તેમને નિષ્ફળતા મળી. સૈનિકો થાકયા. તેમનો ઉત્સાહ દિવસે દિવસે મંદ પડતો ગયો.

**માન**સિંહને આ બાતમી મળી. તેણે તકનો લાભ લેવા માંડ્યો. ગુપ્ત માર્ગથી કિલ્લામાંથી બહાર નીકળીને ખાદ્ય પદાર્થો લૂંટી લાવવાનો ક્રમ તેણે વખતોવખત ચાલુ રાખ્યો.

આખી વણઝારની વણઝાર લૂંટીને **માન**સિંહ અને તેના અનુયાયીઓ આનંદ મનાવતા આરામ લેતા નિરાંતે પડ્યા હતા, તેવામાં અચાનક દૂર ધૂળની ડમરી ચડી આવતી હોય તેવો ભાસ થયો. કોઇએ વંટોળિયાની કલ્પના કરી, કોઇએ તોફાન કલ્પ્યું, તો કોઇએ વરસાદના માવઠાની આગાહી કરી. અનાજની પોઠોને વગેસગે કરવાની ધમાલમાં સૌ કોઈ પડી ગયાં.

પરંતુ એમની બધી ધારણા ધૂળમાં મળી ગઈ. તેઓ સત્ય

વસ્તુસ્થિતિ જાણી શકે તે પહેલાં તો શત્રુસેના મારતે ઘોડે ત્યાં આવી પહોંચી.

"લઈ લો ! અનાજની આ આખીએ વણઝાર છીનવી લો અનાજનો એક દાણો પણ આપણા અન્નદાતાના શત્રુના હાથમાં રહેવો ન જોઇએ." શત્રુઓ આનંદના તાનમાં ત્રાડ પાડી ઉઠયા.

"એ તો બધું થઈ રહેશે. પહેલાં **માન**સિંહનો પત્તો મેળવવો જોઈએ. આજે તો એને જીવતો કે મૂઓ પકડયે જ છૂટકો!" સેનાપતિએ મુખ્ય મુદ્દો જણાવ્યો અને તેણે પોતાના અશ્વને **માન**સિંહના મળતિયાની ટોળી વચ્ચે વહેતો મૂકી દીધો.

મરતાં સુધી પણ **માન**સિંહનો પક્ષ ન જ છોડવાની દૃઢ પ્રતિજ્ઞાવાળા તેના સામંતોએ આ જોયું, શત્રુના સેનાપતિને પોતાની હાર બહોને અંદર પ્રવેશતો જોયો. એની ચોટ **માન**સિંહ ઉપર જ છે એ પણ જોયું, અને એમની રાડ ફાટી ગઇ. "ગજબ થયો, અન્નદાતા! આપ અહીંથી નાસી છૂટો, સત્વર, હમણાં જ!"

**માન**સિંહ સમજ્યો. પોતે આરામથી નિશ્ચિંતતાપૂર્વક બેઠો હતો, પોતાના ઘોડાને દૂર વૃક્ષ સાથે બાંધ્યો હતો. કટ્ટો દુશ્મન છેક નજીક આવી પહોંચ્યો હતો. પગપાળા નાસીને પણ કેટલે દૂર નાસી જવાય? તે ક્ષણભર વિચારમાં ઊતરી પડયો.

એના અનુભવી સામંતો એની મૂંઝવણ કળી ગયા અને પોતાના માલિક શત્રુના હાથમાં સપડાય તે પહેલાં તેને નસાડી મૂકવા માટે તેને અશ્વારૂઢ કર્યા વિના બીજો એક ઇલાજ નથી, એમ માનીને એક સામંતે તેને વૃક્ષ તરફ ખેંચ્યો. બાવડું પકડીને તેને અશ્વારૂઢ થવામાં સહાય કરી, ઘોડાની લગામ ઝપાટાબંધ છોડી નાખી અને ઘોડાને એવા તો જોરથી થપાટ મારી કે એ અશ્વ ચારે પગે ઊછળ્યો અને શત્રુ ચમકે–ચેતે તે પહેલાં તો દૂર દૂર નીકળી ગયો.

તેની પાછળ પડનાર **ભીમ**સિંહના સેનાપતિને **માન**સિંહના

વફાદાર સામંતોની તલવારોએ ત્યાં જ રોકી રાખ્યા. ઝપાઝપી થઈ. બંને પક્ષના માણસો પડયા, ઘવાયા, મર્યા; પરંતુ જેને માટે આ બધી ધમાલ હતી એનો પત્તો નહોતો ! શિકાર આબાદ છટકી ગયો !

**બળદની સવારી ?**

ધરતીમાં એક કરતાં વધુ ધણી હોય ત્યારે પક્ષાપક્ષીને ખૂબ જોશ મળે છે. **ભી**મસિંહ અને **મા**નસિંહ બંને **જો**ધપુરના સિંહાસનના હકદાર એટલે સામંતોને એ બેમાંથી એકના પક્ષમાં ભળ્યા સિવાય છૂટકો જ નહોતો, પરંતુ જે પક્ષ વધુ જોરાવર થતો જાય તેના પક્ષમાં વધુ સામંતો આવતા. **ભી**મસિંહ ગાદીએ બેઠો એ જોઈ અસંખ્ય સામંતો તેની કુમકે આવ્યા, એટલું જ નહિ, પરંતુ બંને ભાઈઓને લડતા જોઈને સામંતોએ પોતાની સત્તા વધારે દૃઢ અને વિસ્તૃત કરવાની તકનો પણ પૂરો લાભ લેવા માંડયો.

પરંતુ સામંતોના ભાગ્યમાં એ સત્તા અને સન્માન વધુ વખત નિર્માયાં નહોતાં.

**મા**નસિંહ કયારે જીવતો કે મૂઓ પકડાય એવી આતુરતામાં **ભી**મસિંહ રોજે રોજ **ઝા**લોરની હિલચાલના ખબર મેળવતો અને સામંતોના દરબાર ભરીને એ સમાચાર ઉપર ચર્ચા પણ ચલાવતો.

પરંતુ આજે એણે જે ખબર મેળવી એનાથી તો એનું મગજ ધમધમી ઊઠયું. સામંતો સાંભળે તેમ તેણે પોતાનો ક્રોધ ઠાલવવા માંડયો:

“ આ તે કેવા પ્રકારના વીર પુરુષો ! આટઆટલો વખત થવા છતાં મુઠ્ઠીભર માણસોના સાથવાળા **મા**નસિંહને જે સામંતો મહાત કરી શકતા નથી તે બીજી શી ધાડ મારવાના હતા ? આટલી બધી સાધનસામગ્રી અને અસંખ્ય અશ્વારોહી સૈનિકો પણ **ઝા**લોર ઉપર મારો અધિકાર સ્થાપિત ન કરી શકે તો પછી તેમને કેવી ઉપમા

આપવી? હું તો કહું છું કે એ વીરપુરુષો નથી—તેઓ અશ્વ ઉપર સવારી કરવાને લાયક નથી, તેઓ તો બળદ ઉપર સવારી કરવાને લાયક છે. તેમની પાસેથી ઘોડાં છીનવી લઈને સવારી માટે દરેકને એકેક બળદ આપી દો!"

"આપ આ શું બોલી રહ્યા છો, મહારાજાધિરાજ? જે સામંતોના પૂર્વજોએ આપના પૂર્વજો માટે પોતાના માથાં આપ્યાં છે, જે સામંતો અત્યારે પણ ટાઢતડકાનો વિચાર કર્યા વિના—કુટુંબકબીલાની પરવા કર્યા વિના મોતને મુઠ્ઠીમાં લઈને આપની ખાતર ઝાલોરના કિલ્લાની બહાર ખુલ્લા પ્રદેશમાં પડ્યા રહે છે, તેઓને આપ કાયરની ઉપમા આપી રહ્યા છો? આ તે કેવો અન્યાય?"

"અન્યાય નહિ. નદન સત્ય. તેઓ અશ્વને લાયક નહિ પણ બળદને જ લાયક છે!" પોતાનો કક્કો ખરો કરવા માગતો હોય તેમ ભીમસિંહે બળદ શબ્દ ઉપર ખાસ ભાર મૂક્યો.

અને સભામાં હોહા થઈ રહી. સામંતો ઝીણોઝીણો ગણગણાટ કરવા લાગ્યા. 'રાજાની મતિ જ બગડી ગઈ લાગે છે! કાં તો એનું ભાગ્ય એને ભૂલાવે છે—નહિ તો એને આવી અવળી મતિ સૂઝે?'

"એને ભલેને અવળી મતિ સૂઝે, પરંતુ તમને પણ ક્યાં સવળી મતિ સૂઝે છે? આવા બેકદર રાજવીનો સાથ કરવામાં શો સાર? આપણે તો આજે જ આ દરબારને રામરામ કરી જવાના!" એક ટેકીલા વૃદ્ધ રજપૂતે પોતાનો નિર્ધાર જણાવ્યો.

"અને હું પણ."

"અમે પણ."

અને એક પ્રકારનો વા વાતો હોય તેમ એક પછી એક સંખ્યાબંધ સામંતોએ જોધપુરનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી દીધો.

વાત આટલેથી જ ન અટકી. ઝાલોરને ઘેરો ઘાલીને પડેલા

સુભટોના કાનસુધી જ્યારે આ વાત પહોંચી ત્યારે **ભીમસિંહે** જાણી જોઈને જ સામંતોનું હડહડતું અપમાન કર્યું છે એમ તેમણે માની લીધું, અને એ અપમાન ન સહેવાનાં ઘણાખરા સામંતો રણભૂમિનો ત્યાગ કરીને **ગોલવાડના ધાણેરાવ** નામના મુખ્ય પ્રગણામાં પોતાના વતનમાં ચાલ્યા ગયા.

**રાજગુરુના વચને.**

**ભીમસિંહ** રોષે ભરાયો. પોતાના જેવા બળિયા સામે બાખડી બાંધવાની હામ ભીડનાર એ સામંતોની સાન ઠેકાણે લાવવાની તેને હોંશ થઈ આવી ! જ્યાં જ્યાં તેની નજર પહોંચી ત્યાં ત્યાં તેણે સામંતોની માલિકીની જમીન જપ્ત કરી લીધી, અને મરુભૂમિના પ્રધાન સામંત **નીમાજના** ઉદાવત શાખાના અધિપતિ પર આક્રમણ કરવાની આજ્ઞા આપી દીધી.

ઉદાવત સામંત એમ ને એમ નમતું આપે તેવો નહોતો. એક વર્ષ સુધી તો તેણે ટક્કર ઝીલી, પરંતુ અંતે તેનો પરાજય થયો.

**નીમાજનો** કિલ્લો પોતાના હાથમાં આવતાં જ **ભીમસિંહે** તે તોડી નાખવાનું ફરમાન કર્યું અને કિલ્લો પડીને પાદર થઈ ગયો.

**ભીમસિંહે** પગારદાર સેનાની મોટી સંખ્યા રોકી લીધી, **માનસિંહના** પક્ષના સામંતોને દેશનિકાલ કર્યા. **ઝાલોરના** કિલ્લામાં અનાજનો એક દાણો પણ બહારથી જવા ન પામે તેવી ચાંપતી દેખરેખ રાખવાની પોતાના સૈનિકોને કડક આજ્ઞા કરી, અને કોઈ પણ રીતે **ઝાલોર** ઉપર પોતાનો વિજયધ્વજ ફરકવો જ જોઈએ એવી છેવટની તાકીદ આપી દીધી.

**માનસિંહ** મૂંઝાયો. અડધા ભૂખ્યા રહીને જેમતેમ દિવસ ગાળનાર તેના સામંતો પણ હવે તો હતાશ બન્યા. જઠરાગ્નિને પોષવાનું કંઈ સાધન ન મળે તો શકિત ક્યાંથી રહે અને શક્તિ વિના ટક્કર

શી રીતે ઝીલી શકાય? **માન**સિંહ આ જોતો અને મનમાં ને મનમાં અકળાતો.

જોધપુરનું સિંહાસન તેને આકાશકુસુમ સમું લાગ્યું. સત્તાની બધીએ આશા તેણે છોડી દીધી. તે હતાશ બની ગયો.

આવું પરવશ જીવન તેને અકારું લાગ્યું. હવે તો **ઝા**લોરના કિલ્લામાંથી બહાર નીકળીને યુદ્ધ કરતાં જ નાસી જવું એ એક જ માર્ગ તેના માટે રહ્યો હતો. આ માર્ગ એ ગ્રહણ કરે તે પહેલાં જાણે વિષ્ટિ ચાલતી હોય તેમ શત્રુસેનામાંથી એક દૂત **માન**સિંહ પાસે આવી ચડ્યો.

"મહારાજનો જય હો! સેનાપતિજીએ પ્રણામ સાથે કહેવરાવ્યું છે કે આપ કિલ્લામાંથી બહાર પધારો અને અમને દર્શન આપો. હવે તો આપ જ અમારા સ્વામી! આપની આજ્ઞાનું પાલન એ જ અમારું જીવનકર્તવ્ય."

**માન**સિંહ વિચારમાં પડ્યો. સેનાપતિનો આવો સંદેશો? એમાં કંઈ કપટજાળ તો નહિ હોય?

"હું તમારો સ્વામી? શી રીતે? તમે તો **ભીમ**સિંહના સેવકો!" **માન**સિંહે શંકા બતાવી.

"પરંતુ **ભીમ**સિંહ મૃત્યુ પામ્યા. **માર**વાડના રાજસિંહાસન ઉપર હવે તો આપનો જ અધિકાર."

"**ભીમ**સિંહ મૃત્યુ પામ્યા? કેમ માની શકાય? એની ખાતરી શી!"

"સેનાપતિજી ખાતરી કર્યા વિના મને આપની સેવામાં મોકલે ખરા?"

**માન**સિંહ વિચારમાં પડ્યો. રખેને કંઈ ચાલબાજી હોય!

"જુઓ મહારાજા સાહેબ, આ રાજમંત્રી ઇંદ્રરાજ તરફથી

આવેલો પત્ર. રાજમંત્રી આવા માઠા ખબર તો ખોટી રીતે ન જ લખે ને!"

**મા**નસિંહે પત્ર લીધો. ફરીફરીથી વાંચ્યો. એ અક્ષર રાજમંત્રીના જ હતા એમાં તો જરા ય શંકા જેવું નહોતું. પરંતુ રાજમંત્રીએ લખેલી હકીકત ખરી હશે?

એમને એ હકીકત ખરી ન હોય—કદાચ એ **ભી**મસિંહની પ્રપંચજાળ હોય તો? તો? તો જરૂર બહાર નીકળું એટલી જ વાર! તેનો સેનાધિપતિ મને બંદીવાન બનાવી દે અને અંતે કમોતે મરવાનો વખત આવે. તેણે વિચાર્યું અને જવું કે ન જવું તેની મૂંઝવણમાં પડ્યો.

"વત્સ! ચિંતા કરવાનું કંઈ કારણ નથી. તને શંકા રહેતી હોય તો હું ખાતરી કરી આવું. કોઈપણ રજપૂત બચ્ચો મારી સામે ઊંચી આંગળી કરવાની હિમ્મત કરી શકે તેમ નથી!" રાજગુરુ દેવનાથે તોડ કાઢ્યો.

**મા**નસિંહને રાજગુરુની સૂચના ગમી ગઈ. રાજગુરુ એટલે સૌના પૂજ્ય. એને કોઈ કનિન ન કરી શકે. એને ગમે ત્યાં જતા કોઈ અટકાવી ન શકે. સાચી બાતમી મેળવવામાં એને કંઈ અંતરાય ન નડે.

"ભલે, રાજગુરુના વચને હું ફના થઈ જવા પણ તૈયાર છું. રાજગુરુ તપાસ કરીને મને જે આજ્ઞા આપશે તે હું માથે ચડાવીશ." **મા**નસિંહે સંમતિ આપી.

**ભાગ્યબળ**

"વધાઈ! વધાઈ! વત્સ! તારો ભાગ્યોદય થઈ ચૂક્યો." **રાજ**ગુરુએ વધામણી આપી.

"સાચું કહો છો દેવ? આપે ખાતરી કરી?" **માનસિંહ** અધીરો બન્યો.

" સોળેસોળ આના ખાતરી. મારું વચન મિથ્યા ન જ હોય. મેં પાકી ખાતરી કરી છે. ભીમસિંહનો દેહ પડ્યો છે. એ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા છે. શેરસિંહનો શાપ ફળ્યો છે, શાંતિ મેળવવા માટે ફાંફાં મારવામાં જ એનું આયુષ્ય એળે ગયું છે. કર્યાં કર્મનાં ફળ એણે ભોગવ્યાં છે, પ્રજાના ચાહ વિનાની રાજસત્તા એને સાચું સુખ ન જ આપી શકી. એ હાયવરાળમાં ચાલ્યો ગયો. મારવાડનું સિંહાસન અત્યારે ખાલી પડ્યું છે."

" આજ્ઞા આપો ગુરુદેવ !" માનસિંહે અર્થસૂચક વાક્ય ઉચ્ચાર્યું.

" મારી આજ્ઞા છે કે તું સત્વર ઝાલોરના કિલ્લામાંથી બહાર નીકળ, અને અધીરા બનેલા સામંતોને મળી તેમના સન્માનનો ભોક્તા બની જા. જોધપુરના સિંહાસન માટે હવે ખરો હક્કદાર તું જ છે."

" પરંતુ જોધપુરનું વાતાવરણ......"

" એમ ઊંડા પાણીમાં ઊતરવામાં સાર નથી. અવસર ચૂક્યા મેહુલા જેવી સ્થિતિ ન થાય માટે આ ક્ષણે જ અહીંથી પ્રયાણ કરવું જોઈએ."

"જેવી આપની આજ્ઞા !" માનસિંહે ગુરુઆજ્ઞા શિરસાવંદ્ય ગણી.

અગિયાર અગિયાર વર્ષ સુધી અનેક સંકટો સહન કરીને કરેલી તપશ્ચર્યાનું જાણે ફળ મળતું હોય તેમ જે સેના માનસિંહને જીવતો કે મુએલો પકડવા માટે તલપી રહી હતી, તેજ સેનાએ માનસિંહને જોતાં જ પોતાનાં શસ્ત્રો તેના ચરણે ધર્યાં, પોતાના શિરતાજ તરીકે તેને વંદન કર્યું, અને 'મહારાજા માનસિંહની જય !' ગજાવી મૂકી.

વિજયસિંહના મૃત્યુ પછી પહેલી જ વાર માનસિંહે જોધપુરમાં પગ મૂક્યો. લોકોએ એને અંતરના ઉમળકાથી વધાવ્યો, અને પોતાનો હવેનો રાજાધિરાજ માન્યો.

સામંતોએ પણ મન મનાવ્યું. **ભીમ**સિંહ મૃત્યુ પામ્યો હતો, **વિજયસિંહે** **માન**સિંહને દત્તક તરીકે સ્વીકાર્યો હતો, જોધપુરના રાજ-સિંહાસનનો હવે તો તે ખરો હક્કદાર હતો. **પછી** એને જ કાં ગાદીએ ન સ્થાપવો ? સામંતો અને સરદારોએ સર્વાનુમતે એને રાજસિંહાસને બેસાડ્યો.

**માર**વાડનો મુકુટ **માન**સિંહના મસ્તકે બિરાજ્યો, મારવાડમાં એની આણ વર્તી, **માન**સિંહ **માર**વાડનો મહારાજાધિરાજ બન્યો.

અને લોકોને ભાગ્યબળની પ્રતીતિ થઈ. રંકમાંથી રાય બનાવનાર ભાગ્યે **ઝા**લોરના કિલ્લામાં પુરાયેલા **માન**સિંહને **જો**ધપુરના સિંહાસને બેસાડી દીધો.

‘ આનું નામ તે વિધિનું વિધાન ! ’ લોકો કહેવા લાગ્યા. ‘ નહિ તો **ભી**મસિંહ આમ અચાનક મરે નહિ અને **માન**સિંહ કદી **જો**ધપુરનાં ઝાડવાં જોઈ શકે નહીં. પરંતુ એના તકદીરમાં રાજ્યસુખ નિર્માણ થયું હોય તે કંઇ મિથ્યા થાય ! ભાગ્યચક્રમાં અટવાઇને પણ અંતે તેનો ઉદય થયો. આનું નામ તે ભાગ્યબળ ! ’



# લોહીના થાપા

[ ૧૪ ]



“અરે ! કોણ છે રે ?” આજ્ઞા આપનાર એકાગ્ર ચિત્તે દૂર દૂર નજર નાખી રહ્યો હતો. જેવા કોટના કાળમીંઢ પથ્થર હતા તેવું જ કઠોર તેનું હૃદય હતું. બોડમાંથી બહાર નીકળેલા સિંહની ડરામણી આંખો શિકારની શોધ કરી રહે તેમ એ કઠણ કાળજાવાળા પુરુષની ખુનભરેલી આંખો પણ કોઈ મનગમતા માનવશિકારની શોધમાં રોકાઈ ગઈ હતી. ક્ષણ પહેલાં એ ગઢના કોઠા ઉપર આવીને ચોમેર નજર ફેરવી રહ્યો હતો. એ ફરતી નજરમાં એક વસ્તુ બરાબર ખૂંપી ગઈ, અને એના મુખમાંથી હુકમ છૂટયો “ અરે ! કોણ છે રે ?”

એ આજ્ઞાને આધીન થઈ ત્રણ ચાર અનુચરો એની પાછળ

ક્યારના ય આજ્ઞાની રાહ જોઈ ઊભા રહ્યા છે એનું એને ભાન પણ નહોતું. એની નજર સાથે એનું ચિત્ત પણ દૂર દૂરથી આવતી વસ્તુ ઉપર ચોંટી ગયું હતું.

“ શી આજ્ઞા છે સરદાર ? ” મોખરે ઊભેલા અનુચરે રાહ જોતાં જોતાં થાકીને આ પ્રશ્ન કર્યો ત્યારે જ એને ખબર પડી કે પોતાની આજ્ઞાનો અમલ થઈ ગયો છે.

સરદારની ચપળ આંખો ચમકી ઊઠી. એના મુખ ઉપર ક્રૂર હાસ્ય વેરાયું. ક્ષણે ક્ષણે ભાવ પલટાવવાની ટેવવાળી જીભમાંથી મોહ-શભર્યા છતાં આજ્ઞાકારક શબ્દો નીકળી પડ્યા, “ રણમલ, જરા જો તો, પેલા ઊંટ ઉપર ઘીના કુડલાં* ભર્યાં હોય એમ લાગે છે. એ ઘી આપણું થઈ ચૂક્યું. સમજી ગયો ને ? ’

આજ્ઞાનું આ સ્વરૂપ ને તેને અમલમાં મૂકવાની રીતો આ અનુચરોને સમજાવવી પડે તેમ નહોતી. સરદારનો એક જ ઇશારો અને હમેશની રીત મુજબ એનો અમલ થઈ જ જતો.

રણમલ અન્ય અનુચરો સાથે પોતાના સરદારને નમન કરીને ત્યાંથી ચાલ્યો ગયો. એ સરદાર ગઢની રાંગે ઊભો ઊભો પોતાની આજ્ઞાનો અમલ થતો જોવા ત્યાં જ થંભી ગયો.

કાઠીનું કટક કાઠિયાવાડને તોબા પોકરાવી રહ્યું હતું. ‘ મારે તેની તલવાર ’ એવો જમાનો હતો. સત્તા અને શાણપણવાળા સ્થિર-તાપૂર્વક રાજ્ય જમાવી બેસતા, અસ્થિર અને ઉગ્ર સ્વભાવવાળા જ્યાંત્યાં ફરતા રહી લાગ ફાવે ત્યાં લૂંટફાટ કરી પોતાની ધાક બેસા-ડતા. કાઠીનું કટક જ્યાં ઊતરે ત્યાં કાળો કેર વર્તાતો અને સમૃદ્ધિથી છલકાતું ગામડું ધોળે દિવસે ધાડ પાડનાર લુટારાઓના હાથે બીજે જ દિવસે કોરું કડાક બની જતું. જ્યાં આજે હાસ્યની છોળો ઉછળતી

* ચામડાનું બનાવેલું સાંકડા મોંનું અને પહોળા પેટનું ઘી ભરવા માટેનું પાત્ર.

હોય ત્યાં કાલે ભયભર્યો ભેંકાર વ્યાપી જતો.

આવી ટોળીના સરદારોમાંનો એક **ઓઘડ** માત્રા હતો. **ઓઘડ** માત્રાનું નામ સાંભળતાં સાધારણ નબળા પોચા માણસના હૃદયમાં કંપારી છૂટતી. એના પગરણ જણાતાં સૌ પોતાની માલમિલકત વગે-સગે કરવા મંડી જતાં. એને દૂર રાખવા બીજા વધારે સત્તાશાળી માણસોનું શરણ શોધાતું, અને એ ન બની શકે ત્યારે લોકો એના ચરણે નૈવેદ્ય ધરી એનું મન મનાવતા, અથવા આડાઇ કરીને એનો કોપ વહોરી લઈ ફના થઈ જતા. **ઓઘડ** માત્રાની અડફટમાં આવી જનાર ભાગ્યે જ રંગાયા વગર રહેતું. એનો ઓળો પણ ભયકારક ગણાતો.

લૂટફાટ પર નિર્વાહ કરનારાઓને પણ કોઇ સ્થળે આશરાની તો જરૂર રહે છે જ. **ઓઘડ** માત્રાએ ધારી મુકામે આવો આશરો સ્થાપ્યો હતો. કાળા કાળમીંઢ પત્થરની દિવાલોથી સુરક્ષિત બનેલા કિલ્લામાં તે નિવાસ કરતો. તે કિલ્લામાં થાક ઉતારવા માટે વિશાળ ઓરડારૂપી શયનખંડો હતા, નિર્વાહ માટે અનાજ સંઘરી શકાય તેવા કોઠાર હતા, તરસ છીપાવવા માટે મીઠા પાણીનો કૂવો હતો, અને પોતાના આશરારૂપી એ કિલ્લામાં બેઠાં બેઠાં બહારની હિલચાલ જોઈ શકાય તેવા ઊંચા કોઠા પણ બાંધેલા હતા; એટલું જ નહિ, પરંતુ કોઇ વધારે સત્તાશીલ શત્રુઓ ચઢી આવે ત્યારે પોતાનો પત્તો ન લાગે તેવી રીતે છૂપાઈ જવા માટે અગર છટકી જવા માટે છૂપાં ભોંયરાં પણ હતાં.

આવા કિલ્લામાં નિર્ભય રહેતો અને આસપાસના પ્રદેશને રંજાડતો **ઓઘડ** માત્રા આજે કેટલીક સાધનસામગ્રી માટે મનમાં ને મનમાં મૂંઝાઈ રહ્યો હતો. એને ત્યાં એના જેવા જ— એના મનથી પોતાના કરતાં ચડિયાતી પંક્તિના એક માનવંતા મહેમાનનાં પગલાં થયાં હતાં. એની સગવડ સાચવવી એ પોતાનો

અતિથિધર્મ છે એ એક જ કારણથી નહિ, પરંતુ એ મહેમાન કોઇ વખતે પોતાને બહુ કામનો છે એવી સ્વાર્થવૃત્તિથી પ્રેરાઈને. એટલા માટે જ તે ચોમેર સીમમાં નજર નાખી રહ્યો હતો. એની નજર દૂરથી આવતા એક ઊંટમાં ભરાઈ, અને પોતાના અનુચરો એને પકડીને ક્યારે આવે એ જોવા તે તલપાપડ થઈ રહ્યો.

ઓઘડ માત્રાનો એ મહેમાન કડીનો જાગીરદાર મલ્હારરાવ હતો. વડોદરા રાજ્યનો પટાવત છતાં તે સ્વતંત્ર રીતે વર્તવા લાગ્યો. તેણે ખંડણી આપવાની ના પાડી, રાજ્ય સામે માથું ઉંચકી લડવાને તૈયાર થયો, અને બંડ કર્યું. પરંતુ બળિયા સામે બાથ ભીડવાનું કડવું ફળ તેને મળ્યું. ઇ. સ. ૧૮૦૨માં કડી તેના હાથમાંથી ગયું અને તેના હાલહવાલ થઇ ગયા. આત્મરક્ષા માટે નાસીને તેણે ઓઘડ માત્રાનો આશ્રય મેળવ્યો.

પરંતુ નસીબ બે ડગલાં આગળનું આગળ તેમ એ વખતે દુષ્કાળ પડયો, અને મહેમાનને સાચવવા માટે પુરતા અનાજ અને ઘીદૂધ મેળવવાની મોટી મુસીબત ઊભી થઇ. એ મુસીબત ટાળવા માટે જ એ ચોમેર નજર ફેરવી ફાંફાં મારી રહ્યો. ઊંટ ઉપર કુડલાં જોઈને એ ઘીથી જ ભરેલાં હોવાં જોઈએ એવી તેણે આશા બાંધી લીધી.

**‘પ્રભુ પૂછશે !’**

“કાકી ! જોતો નથી ? અમે તો ચારણ છીએ ! ચારણ ઉપર કોઈનો લાગો ન હોય બાપલા !”

“એ ચારણ બારણુમાં અમે કંઇ ન જાણીએ. કહ્યું છું કે સીધેસાધાં મારી પાછળ ચાલ્યા આવો. અમે તો ચિઠ્ઠીના ચાકર. હુકમનો અમલ કરવો એ અમારું કામ.”

“પણ અમારી વાત તો સાંભળો !”

"જે સંભળાવવું હોય તે અમારા સરદાર ઓઘડ માત્રાને સંભળાવજો. અમને સંભળાવવું નકામું છે. મને કે કમને તમારે અમારી સાથે આવવું જ પડશે, નહિ તો નાહક જીવના જશો!"

ઊંટ ઉપર બેઠેલાં ચારણ અને ચારણીએ મન મનાવ્યું કે ઓઘડ માત્રા ગમે તેવો તો ય વીર પુરુષ છે. એ ચારણ ઉપર કદી હાથ નહિ નાખે. આ જક્કી જમદૂતોના હાથમાંથી છૂટવાની આશા સાથે એ ચારણદંપતીએ પોતાના ઊંટને ધારીના ગઢ તરફ વાળ્યું.

ઓઘડ માત્રાએ ઊંટને જોયું, અને એના મુખમાંથી હર્ષનો ઉદ્‌ગાર નીકળી પડયો. એણે જોયું કે ગઢની નીચે ઊંટના માલિક અને પોતાના સેવકો વચ્ચે કુડલાં માટે રકઝક થઇ રહી છે. હડી કાઢીને એ હેઠે આવ્યો.

"શું છે રણમલ?" એણે પ્રશ્ન કર્યો. અને જવાબની દરકાર ન હોય તેમ સાથે સાથે આજ્ઞાસૂચક સ્વરે બોલ્યો, "કેમ શું વિચાર કરી રહ્યા છો? ઝુંટવી લો એ કુડલાં!"

"બાપુ! અમે તો ચારણ. અમારું તમને ન ખપે!" ચારણે નમ્ર વિનંતી કરી.

"ચારણ હોય કે ચારણનો પે હોય! મારે એ લમણાઝીક નથી કરવી."

"ભાઇ! તમને ધર્મના ભાઈ ગણીને ખોળો પાથરીને વિનવું છું કે આ જીદ છોડી દો. તમારે તો આ નિયાણીનો માલ રગત બરાબર લેખવો જોઈએ."

અને ચારણીએ ખરેખર પોતાનો ખોળો પાથર્યો અને આર્જવતાભર્યા સ્વરે ઓઘડ માત્રાની દયા યાચી.

"રણમલ, દાનસીંગ, પથુભા, તમે બધા પૂતળાં જેવા જોય.

શું કરો છો? અનાયાસે આવી ચઢેલું આવું ખાજ આ બે બદામની બાયડી ને આ ગઢવાના કાલાવાલાથી કંઈ થોડું જ જતું કરાય તેમ છે? લઈ લો એ કુડલાં, અને હાંકી કાઢો આ રોતી સુરતોને!"

છેવટની આજ્ઞા મળતાં જ એ કાઠીઓ ગીધની પેઠે ઊંટ ઉપર તૂટી પડયા. પોતાનું જીવનસર્વસ્વ હરાઈ જતું હોય એટલી વ્યાકુળતાથી ચારણ અને ચારણી ઊંટની બંને બાજુએ લટકતા ઘીના કુડલાંને વળગી પડ્યાં.

માત્રાનો મિજાજ ગયો. દાંત કચકચાવતો એ ઊંટ તરફ ધસી ગયો. અને ક્રોધાવેશમાં જ તેણે ચારણને લાત મારી. ચારણના હાથ છૂટી ગયા, અને એનું અંગ ધરતી ઉપર ઢળી પડયું.

ચારણીએ આ જોયું. પોતાના પતિને સાચવી લેવા માટે ગાડવાને છોડી દઈ તે ચારણ પાસે દોડી ગઈ.

દુ:ખથી કણસતા પોતાના પતિને જોઇ તેના મુખમાંથી અરેરાટી નીકળી ગઈ. અનાયાસે એના મુખમાંથી શબ્દો નીકળી પડયા, "કાઠી! મારો પ્રભુ તારા કાળાં કામનો હિસાબ પૂછશે. જે પગથી તેં ચારણને લાત મારી છે એ પગ હવે આ ભૂમિ ઉપર વધારે ટકવા નહિ પામે!"

ઓઘડ માત્રાએ આ શબ્દો બરાબર સાંભળ્યા. ક્ષણભર એના પગ ધરતી ઉપરથી સરી પડતા હોય એમ તેને લાગ્યું, પરંતુ બીજી જ ક્ષણે તેણે પોતાની નિર્બળતાને હસી કાઢી.

કાઠીસેવકો ઈડરીયો ગઢ જીત્યા હોય તેવી ગર્વભરી નજર ફેંકતા ઘીના બંને ગાડવા લઈને કિલ્લામાં ચાલ્યા ગયા. ઓઘડ માત્રા પણ મૂછે તાવ દેતો તેમની પાછળ ગયો.

## ત્રણ

'ચાલો ગઢવી, હવે જીવ બાળવો નકામો છે, આ કિલ્લાના

પત્થર પીગળે તો એ કોઈનું દિલ પીગળે! થવાનું તે થઈ ગયું. ચાલો પાછા ઘીનીગામ.'

ઘીનીગામ ધારીથી ઉત્તર બાજુએ 'ઘીની' નદીના કાંઠા ઉપર હાલ ડાંગાવદર છે એ માર્ગે જૂના ખંડેરો જેવું જણાય છે ત્યાં આવેલું હતું. ત્યાંના ચારણો ઢોરઢાંખર રાખી ઘીના વેચાણથી પોતાનો નિર્વાહ કરતા. પરંતુ એ અરસામાં એ ભૂમિ ઉપર દારુણ દુષ્કાળે પોતાનો પંજો પ્રસાર્યો હતો, અનાજ અને ઘાસચારાની તંગી હતી, પશુઓને નીભાવવાનું મુશ્કેલ હતું, અને એ મુશ્કેલી સામે બાથોડિયાં ભરીને આ ચારણદંપતીએ બે કુડલાં ભરાય એટલું ઘી એકઠું કર્યું હતું. આ ઘી વેચતાં જે નાણું મળે તેમાંથી પોતાનો જીવનનિર્વાહ કરવા સાથે વેપારીનું કરજ પણ ચુકવવાનું હતું.

પણ રાંકનાં રત્ન સમા એ ઘીનાં કુડલાં તો લૂંટાઈ ગયાં—માનો કે એમના જીવનનું નૂર હરાઈ ગયું. હવે શાના ઉપર નભવું?

"ચારણી, હવે ઘીનીગામનાં ઝાડવાં ભાળી રહ્યાં! હવે ગામમાં શું મોઢું લઈને જઈએ? જનાવરને પેટ પૂરતું ચારોલું પણ નથી મળતું. પેટે પાટા બાંધીને, વગડવગડે ફરીને, કરજ કરીને જેમતેમ ઢોરને આજસુધી નિભાવ્યાં. આ ઘીના વેચાણમાંથી જે પાંચ પૈસા મળે તેમાંથી વાણિયાનું કરજ ચૂકાવવાની આશા હતી તે પણ ગઈ. હવે આપણુને કોણ ધીરે? મુંગા પશુની શી વલે થાય? ભૂખના દુઃખથી બાંબરડા પાડતાં પશુઓ આ આંખે હવે નહિ જ જોઈ શકાય. મેં તો સંકલ્પ કર્યો છે કે અહીં જ દેહ પાડવો."

"ત્રાગું કરવા માગો છો ગઢવી?"

"બીજું શું થાય! વ્યવહાર ન સચવાય તો જગતમાં શું મોઢું લઈને જીવું?" ક્ષણભર ગઢવી આકાશ તરફ જોઈ રહ્યો, અંતરીક્ષમાં રહેલા પોતાના આરાધ્યદેવની જાણે આજ્ઞા માગતો હોય તેમ તેણે આકાશ સામે મીટ માંડી, અને પોતાના અંતરાત્માને પ્રેરણા થઈ

હોય તેમ શાંતિપૂર્વક તે બોલ્યો, "એક કામ કરીશ?"

"જરૂર, આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે."

'તો જા, આ સામેના આહીરના નેસમાંથી થોડું ઘી મળે તો લઈ આવ.'

ચારણી સમજી ગઈ. પોતાના પતિના દઢાગ્રહી સ્વભાવનો તેને પરિચય હતો. એક અક્ષર પણ બોલ્યા વિના એ પતિની આજ્ઞાનો અમલ કરવા નીકળી પડી.

આજ્ઞાનો અમલ કરવો કપરો હતો. ઘરમાં મહિનાઓથી સંઘરેલું ઘી તો લુઇલસડીને કુડલામાં ભરી લીધું હતું. દુષ્કાળને લીધે જ્યાં જુઓ ત્યાં બધે ઘીની ટાંચ હતી.

છતાં પતિની આજ્ઞા પ્રમાણે સામેના નેસડામાં જઈને યત્ન કરી જોયા વગર છૂટકો જ નહોતો.

વ્યવહાર સાચવવાનો એ જમાનો હતો, વિશ્વાસે વહાણ ચાલતું, અને એક બીજાનું રખત–રખોપું કરવું એ કર્તવ્ય મનાતું. નેસડાના આહીરો એ ચારણીનો સત્કાર કરવા ઉત્સુક બન્યા.

"ભાઇઓ, હું અહીં તમારી મહેમાન થવા કે યાચકવૃત્તિ કરવા નથી આવી. આવી છું થોડી વસ્તુ ઉછીની લેવા. ઘીના સોદામાં થોડું ઘી ઉણું રહે છે તે મને ઉછીનું આપો તો આપનો પાડ માનીશ."

"એમાં પાડ શાનો બહેન? અમારે આંગણે ચારણીદેવી ક્યાંથી? અમારે તો તમારા પગ પૂજવા જોઈએ. તમને ખરો ખપ પડે ત્યારે તમારા કામમાં આવવું એ તો અમારો ધર્મ છે. આ કાળમુખા દુકાળે ઢોરનું લોહી ચૂસી લીધું છે, છતાં દરેક ઘરમાંથી પાવળું પળી જે કંઇ બનશે તે ભેગું કરી હમણાં જ ઉઘરાવી લઈને તમને આપીએ છીએ, માતાજી!"

અને આખા નેસમાં ફરી વળીને મોટું તાંસળું ભરીને ઘી

ઉધરાવી લાવી આહીરોએ ચારણીના ચરણે ધર્યું.

"આઇ, આમાં ઉછીતાપાછીતાની વાત ન કરશો. કૃપા કરી ઘી પાછું આપવા આવી અમને ન લજવતા!"

"આઈ વરૂડી તમને હેમખેમ રાખે ભાઇઓ! તમે આજે મારો નોક રાખી દીધો."

"ધન્ય ચારણી!" કહેતાકને ચારણે તેના હાથમાંથી ઘીનું તાંસળું ઝડપી લીધું, પોતાનાં વસ્ત્રોને ઘીમાં ભીંજવ્યાં, અને શરીર ઉપર પણ તેનું લેપન કર્યું. દૂર કોઈએ કરેલા તાપણાના અવશેષમાંથી અંગારો લઇ તેણે પોતાનાં વસ્ત્રો સાથે ચાંપ્યો અને અગ્નિ પ્રજ્વળી ઊઠયો.

"ચારણીઆણી! હવે તો છેવટના રામરામ!" સ્વસ્થતાપૂર્વક પોતાના શરીરને અગ્નિમાં ભસ્મીભૂત કરતા ચારણે પત્નીને છેવટના રામરામ કર્યાં.

"રામરામ!" ચારણીએ પણ એટલી જ સ્વસ્થતાપૂર્વક ઉત્તર આપ્યો, "હું પણ તમારી પાછળ પાછળ જ આવું છું."

એકાએક કંઈ યાદ આવ્યું હોય તેમ તેણે ઊંટના કાઠા સાથે બાંધેલા સરંજામમાંથી ધારદાર કટાર કાઢી.

ગઢના કાંગરેથી એક નહિ પણ બે નરરાક્ષસોનું અટ્ટહાસ્ય સંભળાયું.

"રહેવા દે ચારણી. નાહક શીદને જીવ ઉપર આવે છે? જો, આ મારા મોંઘેરા મહેમાન માટે મારે તમને લુંટવા પડયા છે!" આધડ માત્રાએ ગઢ ઉપર ઊભાં ઊભાં મલ્હારરાવનો પરિચય કરાવ્યો.

"તું અને તારો મહેમાન બંને હવે આ ગઢમાં થોડા જ વખતના મહેમાન છો, કાઠી!" ચારણીની આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેણે તીક્ષ્ણ કટારથી પોતાના થાનેલામાંથી લોહીની ધારા વહેવડાવી, અને એ લોહી બંને હથેળીઓમાં ઝીલી લીધું.

**ઓઘડ** માત્રા કંપી ઊઠ્યો. તેની આંખે અંધારાં આવ્યાં. ' આ તો સતી ! ગજબ થયો ! જરૂર એ શાપ દેશે ! '

અને કાંગરા ઉપર લળીને એણે જોઈ લીધું કે ચારણી ગઢના મુખદ્વારે એ લોહીવાળા હાથના થાપા મારી રહી છે ! પત્થર જેવું એનું કઠોર કાળજું પણ અત્યારે કંપી ઊઠ્યું.

**ઓઘડ** માત્રાને એ ચારણી અત્યારે જોગમાયા જગદંબા જેવી લાગી. દૈવી નૂરથી ચમકતા એ ચહેરા સામે જોવાની તેની હિંમત ન ચાલી. તેના કાનમાં વિષ રેડાતું હોય તેમ ચારણીના શબ્દો તેના કાને પડયા: " તારા પાપનો ઘડો ભરાઇ ચૂક્યો છે. આ **ધારી** ગામની ધરતી હવે તને વધુ નહિ સંઘરે ! "

અને ચારણી પોતાના પતિની પાછળ સ્વર્ગે સંચરી.

**દૈવી દંડ !**

ચારણચારણી ગયાં, પરંતુ **ઓઘડ** માત્રા માટે વસમો વખત મૂકતાં ગયાં.

સૂતાં અને જાગતાં એને એ ચારણદંપતી નજરે ચડવા લાગ્યાં. સતીના શાપ સમાં એ વચનો તેના કાનમાં હરઘડી ગુંજવા લાગ્યાં.

'કયા કાળ ચોઘડીએ મેં **મલ્હારરાવને** આશરો આપ્યો ! **કડીનો** એ જાગીરદાર. એને ને મારે શી લેવાદેવા ? રાજખટપટ જગાવનાર એ નાસેકુને મેં કાં સંઘર્યો ? ભાવી લાભની લાલચે જ ને ! એ લાભ તો મળવાનો હશે ત્યારે મળશે, પરંતુ અત્યારે તો એને સંઘરતાં પણ ભોં ભારે થઇ પડે તેમ છે.

' ત્યારે હવે શું થાય ? એને જાકારો પણ કેમ દેવાય ? તો પછી મારા વચનની કિંમત શી ? કંઈ નહિ, જોયું જશે ! થવાનું હશે તે થશે. '

ભલભલાને થથરાવનાર **ઓઘડ** માત્રા આવા વિચારોથી મનમાં

ને મનમાં દિવસ ને રાત મૂંઝાઇ રહ્યો હતો, તેવામાં એક દિવસ પોતાના ગુપ્તચર મારફત તેને ખબર મળ્યા કે દીવાન રાવજી મલ્હારરાવનો કબજો લેવા મોટું લશ્કર લઇને ધારી ઉપર ધસ્યા આવે છે!

"સત્યાનાશ! હવે શું થાય?" ઓઘડ માત્રા વિચારમાં પડ્યો.

"એમ કરો મિત્ર માત્રા! મને એકલાને કોઈ અજ્ઞાત સ્થળે નાસી જવા દો." મલ્હારરાવે પોતાની સલામતીનો માર્ગ સૂઝાડ્યો.

"તમે છટકી જાઓ અને હું અહીં રહું એટલે મારા તો રાઇ-રાઇ જેવડા ટુકડા જ થઈ જાય ને?" ઓઘડ માત્રાને ખાતરી હતી કે પોતે જો શત્રુના હાથમાં આવે તો તો કમોતે મરવાનો જ વારો આવે.

"ત્યારે તમે મને સોંપી દેશો?" મલ્હારરાવ ઓશિયાળો થઇ ગયો.

"કદી નહિ. તમને સોંપીને પણ હું સુખી રહી શકવાનો નથી. તમને આશ્રય આપવા માટે સૌથી પહેલી અને વધુમાં વધુ શિક્ષા તો મને જ થશે."

"ત્યારે તો હવે શું થાય?" મલ્હારરાવનો જીવ તાળવે ચોંટયો.

"ચિંતા ન કરો ભાઇ, જેણે તમને સંઘર્યા છે તે તમને સાચવી લેવાનું પણ જાણે છે. રાત્રી નાસેડુની જનેતા જેવી ગણાય છે. તેમાં પણ આ તો અંધારી રાત્રી! એ અંધકારમાં આપણે અહીંથી નાસી છૂટીશું."

"અને તમે એમ માનો છો કે શત્રુઓ પીછો નહીં પકડે?"

"પકડશે, પરંતુ જ્યારે જાણશે ત્યારે પ્રાતઃકાળ પહેલાં તો આપણે પાલીતાણા પહોંચી જઇશું.

"શું કહો છો?"

"કેમ, તમને શંકા રહે છે? તમને કાઠિયાવાડનાં જાતવંત ઘોડાંનો અનુભવ નથી લાગતો. સાંભળ્યું નથી?:—

સૌરાષ્ટ્રે પંચ રત્નાનિ
નદી નારી તુરંગના
ચતુર્થો સોમનાથસ્ય
પંચમે હરિદર્શનમ્."

"હા, હા, તમારી 'માણકી' અને 'દેલ,' 'હરણ,' અને 'તાજણ,' 'લાલ' અને 'કેસર' વગેરે ઘોડીઓ અને બીજાં અનેક જાતનાં ઘોડાં વિષે મેં અદ્‌ભુત વાતો સાંભળી છે."

"અરે! એ પાણીપંથા ઘોડાંને તો આફતના વખતમાં પાંખો ઊગે છે પાંખો!"

'ધડુડુડુ!' કાનના પડદા વીંધી નાખે તેવો તોપનો અવાજ આવ્યો, અને બંને ચમક્યા.

"બસ, થઇ ચૂક્યું. મારું અન્નજળ અહીંથી ખૂટ્યું. પેલા ચારણદંપતીની કકળતી આંતરડીની હાય લાગી—અરે એની જ શા માટે? મેં સતાવેલા બધાયની કેમ નહીં? આજે મારા હથિયાર હેઠાં પડ્યાં. ખરેખર, આ તો દૈવી દંડ મળે છે, નહિ તો તમે અહીં છો એ વાત ફૂટે જ શી રીતે? અને એ દીવાનજી મને ગફલતીમાં રાખી એકાએક અહીં સુધી પહોંચે શી રીતે? પેલી ચારણીએ સાચું જ કહ્યું હતું કે પ્રભુ તારાં કાળાં કર્મોનો હિસાબ પૂછશે!"

એક ઘોડા ઉપર મલ્હારરાવ અને બીજા ઘોડા ઉપર આધડ માત્રા સવાર થઈને રાત્રીના અંધકારનો અને છૂપા માર્ગનો લાભ લઇ નીકળી ગયા, અને એક જ રાતમાં પાંત્રીશ ગાઉની મજલ કાપીને પાલીતાણા તરફ નાસી છૂટ્યા.

પરંતુ ચારણીનો શાપ ફળતો હોય તેમ જ્યાં જાય ત્યાં તેમને જાકારો મળવા લાગ્યો. તેમને સંઘરવા કે આશ્રય આપવા કોઈ ખુશી

નહોતું. આવો કડવો અને કપરો અનુભવ થતાં મલ્હારરાવને પોતાની મહત્ત્વાકાંક્ષાનો ત્યાગ કરીને પાલીતાણાના ડુંગરોમાં અજ્ઞાતવાસ સેવવો પડ્યો. ભૂખ અને તરસથી તેના પ્રાણ નીકળી ગયા. ઓખાડ માત્રાની પણ બૂરી વલે થઈ.

*　　　*　　　*

ઈ સ. ૧૮૦૩ માં મુલકગીરી કરવાને જે ફોજ કાઠિયાવાડ ગઈ હતી તેણે મલ્હારરાવને નાસી છૂટવાની ફરજ પાડી, અને ધારી ઉપર શ્રીમંત ગાયકવાડ સરકારની સત્તા સ્થપાઈ જે વખત જતાં વધુ ને વધુ ફૂલી અને ફાલી. આજે ધારીનો ગઢ શ્રીમંતનો વિજય-વાવટો ફરકાવતો ઊભો છે અને એ ગઢમાંનો કૂવો અને ઓરડાઓ જેવી રચના એ ગઢની પ્રાચીનતાની પ્રતીતિ કરાવે છે.



# 'રામ લેખાં લેશે !'

[ ૧૫ ]



દિરની ઝાલર બજી અને ભાવિક ભક્તો એ દેવમંદિરે એક પછી એક આવી પહોંચ્યા. ભક્તોના અંતરમાં પ્રકાશ રેડતી દીપિકા ઝળાંહળાં થઈ રહી હતી. એ દીપિકાથી આરતી ઉતારનાર વ્યક્તિ એકીટશે મંદિરમાં બિરાજતી મૂર્તિ તરફ તાકી રહી હતી. એનો એક હાથ ફરતો હતો—સાથે સાથે દીવી ઊંચેનીચે અને આગળપાછળ જતી હતી, બીજે હાથ ટોકરીમાંથી મધુર રણકાર ઉપજાવી રહ્યો હતો, પરંતુ એની નજર તો મૂર્તિનું દર્શન કરી રહી હતી—જાણે એ અંતર્યામીને પોતાના અંતરમાં સમાવી દેવા યત્ન કરી રહી હોય !

દર્શન કરવા આવનાર ભાવિકજનોને એ તલ્લીનતા દિગ્મૂઢ કરી દેતી. 'ઉમર વિના અધિકાર નહિ' – 'વૃદ્ધાવસ્થા વિના વૈરાગ્ય નહિ' એવી સંસારી માન્યતાવાળા મનુષ્યોને મન તો આ **સોન-**

બાઈને આવો વૈરાગ્ય ક્યાંથી આવ્યો એ એક અગમ્ય કોયડો હતો. છતાં ય એ તો અનુભવસિદ્ધ વાત હતી. ગામ માટે એ ગર્વ લેવાનો વિષય હતો, કારણ એ મંદિરને લીધે તો એ આખાય પંથકમાં ચલાળા ગામ પંકાતું.

એ મંદિર, મંદિર તરીકે ઓળખાવાને બદલે ' દાનાભગતની જગ્યા ' તરીકે વધારે ઓળખાતું. લોકોની નજરે એ મંદિરનો અધિકાર દાના ભગતનો હતો, પરંતુ ભગત એથી જુદું જ માનતા. એ માનતા કે આ તો ઠાકોરજીની જગા છે, ઠાકોરજીની જગાનો ઉપયોગ કરવાનો સૌ કોઈને અધિકાર છે.

તેથી જ ગામતરે જતાઆવતા મુસાફરોને એ જગા બે ઘડી વિસામા રૂપ બનતી. એ જગામાં ગાડાં પણ છૂટતાં, થાક્યાપાક્યા બળદો નીરણ ચરીને પોતાની ભૂખ ભાંગતા, અને મંદિરના કૂવા પાસેના હવાડામાં પાણી પીને તૃષા છીપાવતા.

એ વખતે મંદિરોના સંચાલકોની વૃત્તિ અત્યારની માફક વેપાર ખેડવાની નહોતી. મંદિરના મોખરે અને બને તો ચારે કોર દુકાનો, ચાલીઓ કે રહેવાનાં મકાનો બાંધીને તેના ભાડાં ખાવાની કલ્પનાં સુદ્ધાં એ વખતના પૂજારીઓને આવતી નહોતી. મંદિરનું વાતાવરણ શુદ્ધ હોવું જોઈએ, સંસાર વ્યવહારમાં રચ્યાપચ્યા રહેતા સમાજથી અલગ અને અલિપ્ત રહેવા પામે એવા સ્થળે એ બંધાવું જોઈએ, અને મગજને શાંતિ મળે તથા પવિત્ર વિચારો ઉત્પન્ન થાય એવી અનુકૂળ એની રચના હોવી જોઈએ એમ તેઓ માનતા, અને એની સાત્વિકતા જાળવવા સદૈવ સાવધ રહેતા. દાના ભગતની જગાનું સ્થળ અને રચના પણ પવિત્ર વાતાવરણ પ્રસરાવે તેવાં હતાં.

મંદિરની ઉપજનો માલિક પૂજારી એકલો જ અને કેવળ પોતાના જ ઉપયોગ માટે એ ઉપજ છે એવી હાલ નજરે પડતી સ્વાર્થવૃત્તિ પણ એ વખતે પેદા થવા પામી નહોતી. ' પ્રભુએ આપ્યું તે પ્રભુપ્રીત્યર્થે

વપરાવું જોઈએ ' એવી ભાવના દાના ભગત સેવતો. કોઈ અભ્યાગત એને ત્યાંથી મૂઠી અનાજ વિના ભાગ્યે જ પાછો ફરતો. એના આંગણે આવનાર કોઈ પણ અતિથિ એનો આદરસત્કાર મેળવ્યા વિના ભાગ્યે જ રહેતો. રોટલા ટાણે ' સીતારામકી જય ! ' બોલાતી અને એ જગામાં ઉતરેલ ગમે તેવું પામરમાં પામર પ્રાણી પણ પંગતમાં બેસી જતું, અને જુવારબાજરીના રોટલા અને છાશથી માંડીને તે દૂધપાક માલપુઆ સુધીની જે સામગ્રી તે દિવસે પ્રાપ્ત થઈ હોય તે તેના ભાણામાં આવી પડતી. ત્યાં શ્રીમંત કે ગરીબ જુદા ત્રાજવે નહોતા તોળાતા. ભગતની સમદર્શી દૃષ્ટિ સૌ કોઈમાં આતમરામનાં દર્શન કરતી, પારકાનું દુઃખ જોઈ એને પારાવાર દુઃખ થતું, એ દુઃખો નિવારવામાં તે પોતાનો યથાશક્તિ ફાળો આપતા, દીનદુઃખિયાની આંતરડી ઠારતા, તેઓના અંતરાત્માને પ્રસન્ન કરવામાં અનહદ આનંદ અનુભવતા.

અને આવા દાના ભગતની દીકરી પણ બાપ જેવી જ પ્રભુપરાયણ અને પરગજુ હતી. સોનબાઈ એનું નામ. જાતે કાઠી હોવા છતાં એનામાં જીવદયા અને સેવાભાવ ભારોભાર ભર્યાં હતાં.

લોકો કહેતા કે દાના ભગતની જગાની મહત્તા એની દીકરી બરાબર જાળવી શકશે.

### પવિત્રતાની પ્રતિમા !

દાના ભગત ઉપર પાળિયાદના જાદરા ભગતનો હાથ હતો. દાના ભગતના એ ગુરુ હતા. ગુરુને શિષ્યો તો અનેક હતા, પરંતુ દાના ભગત તરફ વિશેષ મમતા હતી—પક્ષપાતરૂપે નહિ, પરંતુ એની લાયકાતના પરિણામરૂપે.

શિષ્યને પણ વખતોવખત ગુરુના દર્શન વિના નહોતું ચાલતું. હમણાં પણ તે ગુરુદર્શન માટે પાળિયાદ ગયા હતા. પોતાની ચલાળાની જગ્યા તેણે પોતાની પુત્રી સોનબાઈને ભળાવી હતી.

આરતીની આશકા લેતા લેતા ભાવિકજનોએ 'દાના ભગતની જય !' ઉચ્ચારી.

ઝાલરનો રણકાર બંધ થયો હતો, જગામાં શાંતિ છવાઈ હતી, લોકો વિખેરાવાની તૈયારીમાં હતા.

એટલામાં અચાનક બંદૂકના ધડાકાથી સૌના કાન ચમક્યા. ઉંબરામાંથી બહાર મૂકેલા પગ અનાયાસે જ અંદર આવી ગયા. સૌના પેટમાં ફાળ પડી, 'રખે લૂંટારા આવ્યા હોય !'

"મારી નાખ્યા, મારા બાપ !" પોચા મનના વાણિયાના કાળજાં ફફડવા લાગ્યાં.

"શાંત થાઓ, શેઠ, આ જગા ઉપર કોઈ હાથ ઉપાડી શકતું નથી."

"જગાનું તો ઠીક, પણ અમે તો જીવથી જવાના !" પાઈ પાઈનો હિસાબ ગણનારની નજરમાં ફક્ત પોતાની જિંદગીની જ કિંમત હતી !

"હું જીવતી છું ત્યાં સુધી તો તમારો વાળ વાંકો નહિ થવા દઉં, શેઠ ! પ્રભુમાં શ્રદ્ધા રાખો !" સોનબાઈએ દિલાસો આપ્યો, અને શી વસ્તુસ્થિતિ છે તે જોવા પોતે મંદિરના મુખદ્વાર આગળ આવી.

એ પૂરી તપાસ કરી શકે તે પહેલાં તો બુકાની બાંધેલા હથિયારબંધ માણસો એ દ્વાર પાસે ધસી આવ્યા. તેઓ દ્વારમાં પ્રવેશી શકે તે પહેલાં જ સોનબાઈ બારણું રોકીને ઊભી હતી.

**'ઓરત'**

લૂંટફાટ એ જમાનામાં નવાઈની વાત નહોતી. 'મારે તેની તલવાર' અને 'બળિયાના બે'નો એ જમાનો હતો. રાજદરબાર કે ગામધણી તરફથી કંઈ અન્યાય કે અસંતોષનું કારણ મળે એટલે

બહારવટે નીકળવું એ તો સામાન્ય વાત થઇ પડી હતી. પરંતુ આવા કોઈ કારણ વિના પણ લોકોને રંજાડનારો એક વર્ગ હતો, અને તે લૂટારાઓનો. પરસેવો ઉતાર્યા વિના કેવળ તલવારની અણીએ લોકોને ડારીને ધન મેળવવાની અને એ પારકા માલ ઉપર તાગડધિન્ના કરવાની લાલસાવાળા લૂટારાઓ જિંદગીની તમા વગરના માણસોની ટોળી ઊભી કરતા, લાગ જોઇને ગામડા ઉપર તૂટી પડતા, હાથમાં જે આવ્યું તે લઇને પલાયન થઈ જતા, અને ડુંગરાની ઓથે, નદીના કોતરોમાં કે ગીરના ગાઢા જંગલમાં સહેલાઇથી પત્તો ન લાગે એવી રીતે છૂપાઈ રહેતા.

"આ તો મંદિર છે ભાઈ! તમે ઘર ભૂલ્યા લાગો છો!"

"મૂણ કાઠીકા હુકમ!" મોખરે ઊભેલા મકરાણીઓ ફક્ત એક જ વાકય ફરીફરીથી ઉચ્ચારવા લાગ્યા.

"કાઠીનો દીકરો મંદિર ઉપર હાથ ન ઉગામે ભાઈ. આ તો દાના ભગતની જગા!" સોનબાઈ તેમને સમજાવવા લાગી.

'કાઠીકા હુકમ!' પ્રકૃતિના એ જડપશુઓને બીજું જ્ઞાન નહોતું.

"તો એને કહી દો કે હું પણ કાઠિયાણી છું. જીવતી બેઠી ત્યાંસુધી તો..."

"કોણ છે, મારા માર્ગમાં આડે આવનાર!" પાછળથી પડકાર થયો.

"ઓરત!" મકરાણીઓના મુખમાંથી એક જ શબ્દ નીકળી પડયો.

"હત્ બાયલાઓ! ઓરત જાતથી ડરી ગયા?"

મકરાણીઓએ દાંત કચકચાવ્યા. આ શબ્દોથી તેમને પોતાનું અપમાન થયેલું લાગ્યું. પરંતુ નિઃશસ્ત્ર 'ઓરત' જાત ઉપર હુમલો કરવામાં તેઓ લાંછન માનતા હતા.

પરંતુ એમણે જોયું કે એ કોઈ મામુલી ઓરત નથી. પવિત્રતાની સાક્ષાત પ્રતિમાસમી **સોન**બાઇને જોતાં જ એમના પગ જાણે જકડાઈ ગયા હોય તેમ તેઓ ત્યાં ને ત્યાં સ્થંભી ગયા.

**કાઠિયાણીનું દૂધ**

અને પેલો કાઠી પણ એમ ને એમ વિચારશૂન્ય જ ઊભો રહેત, પરંતુ પોતે શા કામે આવ્યો છે તેનું સ્મરણ થતાં જ તેણે લાગણીવશતા ખંખેરી નાંખી. ક્ષણભર પેદા થયેલી નિર્બળતા ઉપર એ મનમાં જ હસ્યો. એ હાસ્ય સાથે જ લૂંટફાટ કરવાની વૃત્તિ જાગૃત થઈ.

"ચાલ ખસી જા મારા માર્ગમાંથી!" એ તાડૂક્યો, "નહિ તો જાનથી જઈશ!"

"જીવનનો મને મોહ નથી, ભાઇ, પરંતુ મંદિરને હું અપવિત્ર થવા નહિ દઉં."

"હવે જોઇ મોટી ધરમની પૂંછડી! આ બધા તારા સગાઓને ઘરમાં ઘાલ્યા છે તે..."

"તારી જીભમાં કાંટા ઊગે, કાઠી, કંઈ ભાન છે કે નહિ? એ તો બિચારા પ્રભુદર્શને આવનાર."

"ના, ના, કદાચ આ દેવીનાં દર્શને..."

"કાઠી કુલાંગાર! અત્યારે તું મદાંધ બન્યો છે. તારી મતિ ફરી ગઇ છે. જા, અહીંથી ચાલ્યો જા, તારું પાપ તને ભરખી જાય તે પહેલાં નાસી છૂટ!"

"હા...હા...હા...હા! તારા જેવી એ બદામની બાયડીથી **જે**તપુરનો **મૂ**ળુ કાઠી એમ ગભરાઈ જાય એવો નથી! શંખણીના શાપ તે કદી લાગતા હશે?"

**સોન**બાઇને ખાતરી થઈ કે આ કાઠી કોઈ રીતે સમજે તેમ નથી.

મૂળુ કાઠીનું લક્ષ ખેંચાય તે પહેલાં તેણે એક લૂંટારાની કમરે લટકતી તલવાર ખેંચી લીધી. વીજળી ઝબૂકે તેમ ઉઘાડી તલવાર **સો**નબાઇના હાથમાં ઝબકવા લાગી.

"ચાલ કાઠી, મેં પણ કાઠિયાણીનું દૂધ પીધું છે! મને મારતાં નહિ તો છેવટ મરતાં તો આવડશે જ."

અને એણે તલવાર સમણવા માંડી. મકરાણીઓ પાછા હઠ્યા. **મૂ**ળુ કાઠી પણ સમસમી ગયો. એને આ કોઈ અજબ જોગમાયા લાગી.

બારણામાંથી આ બલા ક્યારે ખસે અને ક્યારે પોતે 'જગ્યા'માં પ્રવેશ કરે એવી ચટપટી તેને થઈ રહી હતી, તેમાં આ જૂદો જ રંગ જામવાથી એના ઉકળાટનો પાર ન રહ્યો.

તેણે પોતાની પડખે ઊભેલા એક મકરાણીને ઇશારત કરી.

કાળદૂત જેવા ક્રૂર ચહેરાવાળા એ મકરાણીએ **સો**નબાઈ સામે બંદૂક તાકી અને ત્રાડ મારી, "હઠી જા, ઓરત, નહિ તો હમણાં જ ફૂંકી મારીશ!"

"ખુશીથી ફૂંકી દે, પોતાને મર્દના બચ્ચા કહેવરાવતા તારા જેવા ભડવીર પણ સ્ત્રી સાથે સામી છાતીએ ન લડતાં દૂર ઊભા ઊભા બંદૂકથી ઉડાવી દેવામાં બહાદુરી માને છે એ જગત ભલે જૂએ."

મકરાણીનું સ્વાભિમાન ઘવાયું. ખરેખર એ પોતે મર્દનો બચ્ચો હોવાની મગરૂબી ધરાવતો હતો. એણે તો તલવારનો જવાબ તલવારથી દેવો જોઈએ. એનો હાથ થંભી ગયો.

પરંતુ આ ટપાટપીનો લાભ લઈને કેટલાક મકરાણી નીચા નમીને મુખદ્વારમાં પેસી ગયા.

મંદિરમાં ભરાયલા લોકોના મુખમાંથી ભયભરી ચીસ નીકળી ગઈ.

એ ચીસે **સો**નબાઈનું લક્ષ ખેંચ્યું.

આશ્રિતોને નિર્ભય કરવા તે મંદિરમાં દોડી ગઈ.

પરંતુ અફસોસ ! પોતાના કાર્યમાં અંતરાય નાખતી એ ઓરત ઉપર ક્રોધે ભરાયલા એક મકરાણીએ એની નજર ચૂકવીને એના લમણામાં એવા તો જોરથી બંદૂકનો કુંદો માર્યો કે એ બેભાન બનીને ધરતી ઉપર ઢળી પડી. પડતાં પડતાં એનું કપાળ ફૂટયું અને લોહીની ધારા વછૂટી.

મૂળુ કાઠીના રાક્ષસી હાસ્યથી મંદિર ગાજી ઊઠયું. મંદિરમાં પુરાયલા માણસોનાં કાળજાં ફફડી ઊઠયાં. તેમણે જીવવાની આશા છોડી દીધી.

પરંતુ મૂળુ કાઠીને તેમની કાયા કરતાં કલદારની વધુ જરૂર હતી. તેઓને બાનમાં પકડી જઈને તેણે મનમાન્યો બદલો મેળવી લીધો.

**'રામ લેખાં લેશે !'**

મૂળુ કાઠીએ વર્તાવેલા કાળા કેરની ખબર આપવા દાના ભગતનો એક સેવક મારતે ઘોડે પાળિયાદ આવ્યો. જાદરા ભગતે શાંતિપૂર્વક સર્વ સાંભળી લીધું. સોનબાઈની વિતક કથાથી એનું અંતર કકળી ઊઠયું, તેમાં પણ મૂળુ જેવા કાઠીની દોરવણીથી મકરાણીઓએ મંદિર ભ્રષ્ટ કર્યું એ જાણતાં તો એને વીંછીના ડંખ સમી કાળી વેદના થવા લાગી. એના મુખમાંથી વચનો નીકળી પડ્યાં, "મારો રામ એનાં લેખાં લેશે! કાઠીનો પતનકાળ હું નજરે જોઉં છું. ચાર છ મહિનામાં જ કાઠી એટલા પોકી થશે !"

એની આંખો પોતાની સામે બિરાજતી શ્રી રામચંદ્રની મૂર્તિ ઉપર જડાઇ ગઈ. મનમાં કંઈ સંકલ્પ કરી લેતા હોય તેમ તે પુનઃ બોલ્યાઃ "એમ જ થશે, નહિં તો આ જાદરાને સમાધિ લેવાની વેળા આવશે."

અને સત્ય, નીતિ તથા પવિત્રતાના પંથે જીવન ગાળનાર મહાપુરુષોનાં વચન કદી મિથ્યા જતા નથી. કાઠીઓની પડતી દશા આવી.

કોઈ પણ સત્તા જ્યારે મદાંધતાની હદ કુદાવી જાય છે ત્યારે કોઈ શેરને માથે સવાશેર જેવું જાગે છે. કાઠીઓનો ઉપાડો વધતો જ ગયો, લૂંટફાટ અને અંધાધૂંધીનું સામ્રાજ્ય પ્રસર્યું, અને એમને જેર કરી નાંખે એવી કોઇ મોટી શક્તિનું શરણું શોધવા સૌ કોઈ આતુર બન્યાં.

ઈ. સ. ૧૭૩૦ લગભગ શ્રીમંત દામાજીરાવ ગાયકવાડ લાઠીના ઠાકોરની કન્યા પરણ્યા ત્યારે તેમને પહેરામણીમાં ૧૧ ગામ મળ્યાં હતાં, અને તેમાંના એકમાં કિલ્લો બાંધીને તેમણે તેનું નામ પોતાના નામ ઉપરથી દામનગર પાડ્યું હતું. કાઠિ, ગરાસીયા, અને સૈયદ જમીનદારો અને તાલુકદારોના અંદરઅંદરના કજિયાને લીધે તેઓ શ્રી. ગાયકવાડ સરકારનું રક્ષણ માગવા લાગ્યા અને પરિણામે તેમના હાથમાં વધુ નેવધુ પ્રદેશ આવતો ગયો.

અઢારમા સૈકાનો આરંભ. વિઠ્ઠલરાવ દીવાનજી ગાયકવાડ સરકારની સત્તાની પાંખ પ્રસારવા પ્રયત્નો કરી રહ્યા હતા. તેમણે જાદરા ભગતની ખ્યાતિ સાંભળી હતી. તેમના જેવા પવિત્ર પુરુષના દર્શન કરવાની તેમને રઢ લાગી. દાના ભગત ધારે તો જાદરા ભગતને ચલાળા લાવી શકે એમ તેણે જાણ્યું અને તેણે દાના ભગતને આગ્રહ કર્યો.

માનીતા શિષ્યની વિનતિ ગુરુએ માન્ય રાખી. જાદરા ભગત ચલાળા આવ્યા.

“બેટી!” પોતાના પાદવંદન કરતી પુત્રી સમી સોનબાઈના મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપતા જાદરા ભગતને પૂર્વ પ્રસંગ યાદ આવ્યો, “તેં તો મૂળુ કાઠી સાથે ખરેખર ત્રાગું કર્યું'તું કાં?”

“બીજું શું થાય બાપુ! આપણી નજરે કંઈ ‘જગ્યા’ને અભડાવા દેવાય?”

“ના, ના, તેં જે કર્યું તે વ્યાજબી જ હતું, બેટા, પરંતુ ગમે તેમ તો પણ આપણે ‘પામર પ્રાણી,’ ભૂલા પડેલા મનુષ્યને સાચા

રાહ ઉપર લાવનાર એ જ અંતર્યામી છે. મારો રામ સૌનાં લેખાં લેશે !"

સોનબાઈ જાણે કોઈ ભવિષ્યવાણી સાંભળી રહી હોય એવો તેને આભાસ થયો. એના અંતરાત્માએ પડઘો પાડયો, 'જરૂર, જરૂર, રામ લેખાં લેશે !'

**આશીર્વાદ**

વિઠ્ઠલરાવને ખબર મળ્યા કે જાદરા ભગત ચલાળા આવ્યા છે. એ તો એમની રાહ જ જોતા હતા.

જાદરા ભગતે જોયું કે કોઈ પ્રતિભાશાળી પુરુષ ઉઘાડા પગે પોતાની પાસે ચાલ્યો આવે છે. એના મુખ ઉપર રાજસત્તાની કાંતિ ઝળકે છે.

"પધારો દીવાનજી !" દાના ભગતે એને આવકાર આપ્યો.

એ પુરુષ આવ્યો. નમ્રતાપૂર્વક તેણે જાદરા ભગતને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. અને એના આશીર્વાદની યાચના કરી.

જાદરા ભગત પાસે જુવારનો સુંડલો પડયો હતો. તેમાંથી ખોબો ભરીને તેણે વિઠ્ઠલરાવ તરફ ધર્યો.

તેની સાથે આવેલા સેવકોને હાસ્ય ઉપજ્યું. 'ગમે તેમ તો પણ સાધુરામ ખરો ને ! આવા સત્તાવાન અને વૈભવશાળી મહાપુરુષને જુવારની ભેટ આપવાની મૂર્ખાઈ તે વળી કોઈ કરતું હશે ? હમણાં જ કાં તો દીવાનજી આ ભગતડાનું અપમાન કરી બેસશે !'

પરંતુ દીવાનજીએ તો ભાવનાપૂર્વક પોતાના બેસનો છેડો પાથર્યો અને જાદરા ભગતની પ્રસાદી સત્કારી લીધી. ભગતનો હાથ વારંવાર સુંડલા તરફ વળવા માંડયો. બીજો ખોબો, ત્રીજો ખોબો. અને જ્યાં ભગત ચોથો ખોબો ભરવા જાય ત્યાં દાના ભગતે તેનો હાથ પકડી લીધો.

સેવકો તો દિઙ્મૂઢ બનીને તેમના મનથી લાગતું આ બધું કૌતુક નિહાળી રહ્યા હતા. તેમને લાગ્યું કે 'દાના ભગતનો જીવ

તદ્દન લોભીઓ લાગે છે, નહિ તો જુવારના બે ચાર ખોબા વધુ જાય તો તેમાં શી મોટી ખોટ પડવાની હતી ?'

"બહુ થયું ગુરુદેવ! ત્રણ ભાગની સમૃદ્ધિ તો દીવાનજીને મળી ચૂકી. હવે ચોથો ભાગ ભલે કાઠીઓ ભોગવે." દાના ભગતે વિનંતી કરી.

સુંડલામાં ચોથી વખત પડતા હાથો પાછા વળ્યા. "ભલે તેમ થાઓ." જાદરા ભગતે પ્રસન્નતા પૂર્વક વિઠ્ઠલરાવ તરફ જોયું અને કહ્યું, "કરો ફતેહ !"

વિઠ્ઠલરાવે પુનઃ જાદરા ભગતને દંડવત્ પ્રણામ કર્યાં અને એમના તથા દાના ભગતના આશીર્વાદ મેળવીને વિદાય લીધી.

**ઘર ફૂટે ઘર જાય**

અને એ ભક્તરાજના આશીર્વાદ ફળતા હોય તેમ કાઠીઓના કુસંપરૂપી કુહાડાઓ પોતાના પગ ઉપર જ ઘા કરવા લાગ્યા. ભાયાતો અને ગિરાસદારો એક બીજા કરતાં પોતાની સરસાઈ સિદ્ધ કરવા માટે અંદર અંદર લડી મરવા લાગ્યા. પોતે ન ફાવે એમ લાગે એટલે આડોશપાડોશની બળવાન સત્તાનું મુરબ્બીપણું સ્વીકારી જાત-ભાઈને જ તેઓ જેર કરવા લાગ્યા, અને 'ઘર ફૂટે ઘર જાય' એ ન્યાયે સર્વનાશને નોતરવા લાગ્યા.

અઢારમા સૈકાના પ્રારંભમાં શ્રીમંત ગાયકવાડ સરકારના અમ-રેલીના પ્રતિનિધિ વિઠ્ઠલરાવ દીવાનજીએ આવી તકનો લાભ લઈ ભીમકટા, કોડીનાર, રતનપુર, ધારી વગેરે પ્રદેશ ઉપર શ્રી ગાયકવાડ સરકારની સત્તા સ્થાપી. પાછળથી ઓખામંડળ પણ એ સત્તા નીચે આવ્યો, અને આખા અમરેલી પ્રાંત ઉપર શ્રીમંતની આણ વર્તી.

અંધાધુંધીનો લાભ લઈ લૂંટફાટની લાલચ કરતા કાઠીઓના હાથ હેઠા પડયા. તેમને વીણી વીણીને જેર કરવામાં આવ્યા. મૂળ કાઠીની સત્તા અને સમય આથમી ગયો. નદીની કોતરો

અને ડુંગરાની ગુફાઓ હવે તેને ન સંઘરી શકી. લૂટફાટની લાલચથી સાથ આપનારાઓ મધપૂડા ઉપરથી માખીઓ ઊડી જાય તેમ તેનો ત્યાગ કરી ગયા. એ બેહાલ બન્યો. પોતાનો જીવ બચાવવા ખાતર નાસતો ભાગતો એ દાના ભગતની જગા આગળ જ આવી ચડયો. એનું પાપ પોકારી પોકારીને એને સેંકડો વીંછીઓના ડંખસમી વેદના આપી રહ્યું હતું. એના અંગે અંગે નિરાધારોના નિઃશ્વાસની જ્વાલા જલી રહી હતી, માનભંગ અને બેઇજ્જત બનેલા એ પુરુષનું વદન મ્લાન બની ગયું હતું. ભૂખ અને તરસથી એનો દેહ વ્યાકૂળ થઈ રહ્યો હતો.

એ આવ્યો અને મંદિરના મુખદ્વારમાં જ ફસડાઈ પડયો.

મંદિરમાં હોહા થઈ રહી. દાના ભગત અને સોનબાઈ દોડતા ત્યાં આવી લાગ્યાં.

"કોણ મૂળુ કાઠી ! આ દશા ?" દાના ભગતના મુખમાંથી આશ્ચર્યભર્યા ઉદ્‌ગારો નીકળી પડયા.

"ગુરુજીનાં વેણ ફળ્યાં, બાપુજી !" સોનબાઈ મંદિરમાં બિરાજેલી મૂર્તિ તરફ બંને હાથ જોડીને બોલી ઊઠી, "બાદરા ભગતે તે દિવસે નહોતું કહ્યું કે 'મારો રામ સૌનાં લેખાં લેશે !' ?"

"સાચું છે, બેટી ! મારો રામ સૌનાં લેખાં લેશે !" દાના ભગતે અનુભવવાણી ઉચ્ચારી.

પિતા પુત્રી બન્ને મંદિરમાં બિરાજતી શ્રી રામચંદ્રજીની મૂર્તિ તરફ બન્ને હાથ જોડી ભાવભીની ભક્તિમાં લીન બન્યાં.



# વિધિના લેખ

[ ૧૯ ]

“ આમ મનમાં ને મનમાં ક્યાં સુધી મુંઝાયા કરશો, જામ સાહેબ !”

“ત્યારે શું કરું ? મારી જ મિલકત અને મારાથી તે ભોગવાય નહિ એ કેવી દયાજનક સ્થિતિ ! જે સિંહાસન મારા પૂર્વજોએ ખાંડાના બળથી સમરાંગણમાં ઝઝૂમીને—શત્રુઓ સામે ટક્કર ઝીલીને—ખાંડાના ખેલ ખેલીને—મેળવ્યું હતું ને ટકાવી રાખ્યું હતું, એ સિંહાસન ઉપર મારી છતી આંખે બીજાને બેઠેલો જોઉં એ મારાથી કેમ સહ્યું જાય ? રાજ્ય મારું અને ભોગવનાર બીજો ! મારી રાંક રૈયત પરસેવો ઉતારીને રાજ્યનો ધનભંડાર ભરી આપે અને એક પરદેશી—દિલ્હીના સામ્રાજ્યનો સૂબો અહીં બેઠાં બેઠાં એનો મનમાન્યો ઉપભોગ કરે એ કેવી

વિપરીત દશા? સ્વર્ગભૂમિસમી, રત્નાકર સાગરની છોળો પામતી મારી રાજ્યધાનીમાં એ મોજ માણે અને મારાથી ત્યાં પગ પણ મુકાય નહિ! એ ધનનો ભંડાર ફાવે તેમ વેડફી નાખે–મારાથી એક હરફ પણ કહી શકાય નહિ! મારા રંક પ્રજાજનોને એ પોતાના રમવાના રમકડાં ગણી મરજી મુજબ નચાવે–મારાથી એની સામે આંગળી પણ ઊંચી કરી શકાય નહિ! એ **જામ**નગરમાં જાહોજલાલી ભોગવે–મારે અહીં **ખં**ભાળીઆમાં અકારું જીવન ગાળવું પડે! એ કેવી દુઃખદ સ્થિતિ!"

"પણ આમ મનમાં ને મનમાં બળાપો કરવાથી શું દહાડો વળશે?"

"ત્યારે બીજું શું કરું? મારી મતિ મૂંઝાઇ ગઈ છે, મને કોઈ દિશા જ સુઝતી નથી!"

"આવા નિરાશાજનક શબ્દો આપને ન શોભે. ક્ષમા કરજો **જામ**સાહેબ. આપને કદાચ નાને મોંએ મોટી વાત કરવા જેવું લાગશે, પરંતુ મારો સ્વામિભક્ત અંતરાત્મા મને સત્ય વસ્તુ કહેવાની ફરજ પાડે છે. આપના પૂર્વજોને સંભારો, તેમનાં પરાક્રમોને યાદ કરો! આત્મગૌરવ, કીર્તિ, સત્તા અને ક્ષાત્ર ટેકને ખાતર તેઓ પોતાનાં માથાં વાઢી આપવાને તૈયાર થતા, એ શૂરવીરતાનું સ્મરણ કરો! નિરાશાને હડસેલી દઈ કઠતાને સત્કારો, આ પાર કે પેલે પાર તેવો નિશ્ચય કરો, અને ખાતરી રાખજો કે શત્રુ ગમે તેવા સાધનસંપન્ન હોવા છતાં અંતે વિજય આપણો જ થશે!"

**ડાહી માના દીકરા!**

તેજીને ટુંકારો બસ થાય છે. **જામ**નગરના **જામ**સાહેબ પરંતુ ભાગ્યવશાત હાલ **ખં**ભાળીઆમાં જીવન વ્યતીત કરતા **રાયસિંહ**જીને કારભારીના વચનોમાં સત્યતાનો અંશ જણાયો, એ વચનોમાં તેને

પોતાની પરવશતાની મુક્તિની ચાવી સાંપડી.

એમના મુખ ઉપરની ગ્લાનિ દૂર થઈ ગઈ. મનમાં જ તેમણે નિશ્ચય કરી લીધો અને કારભારીની પીઠ થાબડતા બોલ્યા, “ શાબાશ! મારા દીવાન! લોકો કહે છે કે વાણિયો દીવાન હોત તો રાવણનું રાજ્ય ન જાત એ કહેવત અક્ષરે અક્ષર ખરી છે. સત્તાના મદમાં છકેલા એ સૂબાની શુધબુધ ઠેકાણે લાવવા માટે જરૂરી તૈયારીઓ કરવા માંડો. આજે તમે મારું સત્ય સ્વરૂપ સમજાવ્યું છે. આ પરવશતાનો અંત આણવાનો શુભ સમય આવી પહોંચ્યો છે એવી મને પ્રતીતિ થાય છે. **कार्यं साधयामि वा देहं पातयामि**ના મહામંત્રના રણકાર મારા કર્ણોમાં ગુંજારવ કરે છે. પ્રભુ એ શુભ સમય સત્વર લાવે અને તમને યશ અપાવે.”

કારભારીએ માનપૂર્વક નમન કર્યું અને પોતાના સ્વામીની આજ્ઞાનો અમલ કરવા ત્યાંથી ચાલ્યો ગયો.

**રાયસિંહજી**નાં ઉપકારવશ નેત્રો એના ઉપર ઠર્યાં. તેમના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યો: ‘ ડાહી માના દીકરા તે આનું નામ!”

**ઘર ફૂટે ઘર જાય!**

‘ ઘર ફૂટે ઘર જાય ’ એ કહેવતનાં ઇતિહાસમાં અનેક દ્રષ્ટાંતો મળી આવે છે. ઈ. સ. ૧૬૪૫ માં **જામ**નગરમાં જામ **લા**ખાજી મરણ પામ્યા. તેમની પાછળ તેમના સાત કુંવરોમાંથી મોટા **ર**ણમલજી ગાદીએ બેઠા. તે **જો**ધપુરના મહારાજાની કુંવરી સાથે પરણ્યા હતા. તેમને એકે કુંવર ન હતો તેથી જામ **ર**ણમલજી ૧૬૬૧ માં મરણ પામ્યા ત્યારે તેમના ભાઈ **રા**યમલજી જેમને **આ**મરણનો ગરાસ મળ્યો હતો તેમણે **ન**વાનગરના સિંહાસન ઉપર પગ મૂક્યો. **જો**ધપુરી રાણીને આ ન ગમ્યું. પોતાના ભાઈની સહાયથી એ વખતના ગુજરાતના સૂબા **કુ**તબુદ્દીનને મળી, તેને **રા**યસિંહજી સામે ચડાઈ કરવા ઉશ્કેર્યો. સૂબાએ

આવી સુંદર તકનો લાભ લીધો, નવાનગર ઉપર ચડાઇ કરી અને **રાયસિંહજી**ને ઈ.સ. ૧૬૬૪ માં મારી તેમના સૈન્યને હરાવી **નવાનગર** જીતી લીધું.

આમ **નવાનગર**ની સત્તા જામના કુટુંબીને બદલે પરદેશીના હાથમાં ગઈ અને સૂબાએ **નવાનગર**માં પોતાનો અડ્ડો જમાવ્યો. **રાય**સિંહજીના પુત્ર **તમાચી** નાની વયના હોવાથી તેમણે કચ્છના રાવ **પ્રાગ**મલજીનો આસરો લીધો. અને ઉમર લાયક થતાં **ઓખામંડળ**માં રહીને **નવાનગર** રાજ્યમાં લૂટફાટ કરવા માંડી. એના સદ્દભાગ્યે એ વખતે **જસવંતસિંહ** ગુજરાતના સૂબા હતા. તેમણે ઈ. સ ૧૬૭૩ માં મોગલ સમ્રાટ **ઔરંગઝેબ**ને સમજાવીને **જામ તમાચી**ને તેનું રાજ્ય પાછું અપાવ્યું. કચ્છના રાવ **પ્રાગમલ્લજી**ની પણ આ કામમાં સારી મદદ હતી. જામને રાજ્ય તો મળ્યું પરંતુ **ઔરંગઝેબ**નો એક અમલદાર **નવાનગર**માં રહે અને જામ પોતે **ખંભાળીએ** રહે એવી સ્થિતિ ઊભી થઇ. જામ **તમાચી** પછી જામ **લાખાજી** ગાદીએ આવ્યા અને ૧૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૭૦૯ માં મરણ પામ્યા. તેમને બે પુત્ર હતા જેમાંથી મોટા **રાયસિંહજી**ને ગાદી મળી.

**રાયસિંહજી નવાનગર**ના નરેશ બન્યા, પરંતુ એમના ભાગ્યે **ખંભાળીઆ**માં રહેવાનું નિર્માણ થયું હતું. રાજધાનીની રાજવંશી સુખ સગવડાથી વંચિત રહેતા આ જામને આ સ્થિતિ અસહ્ય થઈ પડતી, પણ સત્તા આગળ શાણપણ નકામું છે એવા વિચારો તેમની ઊર્મીઓને દાબી દેતા, અને અંતરમાંથી ઊંડા નિશ્વાસ નાખતા એ નરેશ વિધિને દોષ દઈ શાન્ત બની જતા.

રાખોડીથી ઢંકાયેલો અગ્નિ ફુંક મારતાં પ્રજ્વલી ઊઠે છે તેમ કારભારીની અર્થસૂચક વાણીથી એમનો નિરાશાવાદ એકદમ ઊડી ગયો અને જે પોતાનું છે તે કોઇ પણ ઉપાયે પાછું મેળવવાનો તેમણે નિશ્ચય કર્યો.

એમણે હડીઆળાથી પોતાના ભાઇ હરધોળજીને બોલાવ્યો, બીજા ભાયાતોની મદદ માગી અને પૂરતી તૈયારી કરીને પાદશાહના અમલદારને નવાનગરમાંથી હાંકી કાઢયો, અને ખંભાળીઆને બદલે નવાનગરમાં પોતાની ગાદી સ્થાપી.

**નજરાણો**

" નવા રાજા અને નવી પ્રજાની માફક આ તો જ્યારે જ્યારે સૂબા બદલાય ત્યારે ત્યારે આપણા કર્મોમાં લુંટાવાનું જ રહ્યું. "

" એ તો એમ જ ચાલવાનું. નવો અમલદાર નિમાય તેને એમ થાય કે હું ખૂબ ઉત્પન્ન બતાવીને પાદશાહનો વહાલો થઉં, પછી વધારે મહેસૂલ મેળવવાને માટે ગમે તેટલાનાં ગળાં રેંસવા પડે અને બીજાઓ ભલેને પાયમાલ થઇ જાય ! "

" આણે પણ એમ જ કરવા માંડયું છે. આપણો જ જાતભાઇ ક્ષત્રિયનો પુત્ર—જોધપુરનો મહારાજા અજીતસિંહ ગુજરાતની સૂબાગીરી મેળવીને આપણને જ હેરાન કરવા તત્પર થયો છે. કહે છે કે તે હળ-વદ ઉપર સવારી લઈ ગયો છે.

" સાવ સાચી વાત. અને હળવદથી કદાચ તે આ તરફ પણ ઊતરી પડે. "

" તો તો મહા ઉપાધિ ઊભી થશે. "

" હશે, જે કાળે જે થવાનું હશે તે થશે. એની ચિંતા અત્યા-રથી કર્યે શો ફાયદો ? એ તો એ વખતે જેવા લાગશે તેવા દેવાશે. "

જામ રાયસિંહજી પોતાના દાના દીવાન સાથે નવા સૂબા અજીત-સિંહની ચાલચાલ વિષે વાતે વળગ્યા હતા. દીવાન શું કરવું તેનો મન-માં ને મનમાં ઘાટ ઘડી રહ્યો હતો.

અને અંતે એ ચિંતા સત્ય નિવડી. પાદશાહને ખુશ કરવાની વૃત્તિવાળો અજીતસિંહ હળવદથી ઉપડીને નવાનગર ઉપર ચડી આવ્યો.

રાયસિંહજીનું ક્ષાત્ર હૃદય પોતાની તલવારના પાણીનું પારખું કરાવવા તલસી રહ્યું હતું, પરંતુ જમાનાને ઓળખી જનાર કારભારી કંઇ બીજે જ વિચાર કરી રહ્યો હતો. પાદશાહની કુમક ઉપર ઝઝૂમનાર સૂબો ધારે તેટલું સૈન્ય અને સામગ્રી મેળવી શકે તેમ હતું. જામને પોતાના ભાયાતો અને પ્રજાજનો ઉપર આધાર રાખવાનો હતો. પાદશાહી સૈન્ય સામે ટક્કર ઝીલી અસંખ્ય માણસોનો વૃથા સંહાર કરાવવા તેને બદલે કુનેહ વાપરીને સૂબાનું મન મનાવવું એ માર્ગ તેને વધારે સલામત લાગ્યો.

તે અજીતસિંહને મળ્યો, રાયસિંહજી પણ તેના જાતભાઇ જ છે એમ સમજાવ્યું. જોધપુર અને નવાનગર રાજ્ય વચ્ચેના સગપણ-સંબંધનું સ્મરણ કરાવ્યું. અને એમના તરફ તો મીઠી નજર રાખવી જોઇએ એવી માગણી કરી.

કારભારીની વાકપટુતાથી સૂબો રીઝયો અને જામ ત્રણ લાખ રૂપીઆ ખંડણીના અને પચાસ ઘોડા નજરાણા તરીકે આપે એવી કારભારીની સુચનાનો સહર્ષ સ્વીકાર કર્યો.

ખંડણી અને નજરાણું લઇને નવાનગરને જરા પણ હરકત કર્યા વગર સૂબો દ્વારકાની યાત્રાએ ગયો અને ત્યાં ગોમતીસ્નાનથી પોતાનું પાપ ધોવાયાનો સંતોષ મેળવીને દ્વારકાધીશના ચરણે પડીને ત્યાંથી સીધો અમદાવાદ ચાલ્યો ગયો.

**રાજ્યલોભ**

આમ કારભારીની કુનેહથી નવાનગર ઉપર ચડી આવેલું વિપત્તિનું વાદળ વિખરાઇ ગયું. પરંતુ નસીબ બે ડગલાં આગળનું આગળ એ વાતનો રાયસિંહજીને અલ્પ સમયમાં અનુભવ થયો.

હડીઆણાનો ગરાસ ભોગવતા એના ભાઈ હરધોળજીના અંતરમાં એક અશુભ ચોઘડીએ રાજ્યલોભની મલિન વાસના જાગી.

શા માટે પોતે જીવનપર્યંત માત્ર નાનો ગિરાસદાર જ રહે? ઇતિહાસમાં અનેક પ્રસંગોએ બન્યું છે તેમ પોતે પણ પોતાનું તકદીર કાં ન અજમાવે? એણે મનમાં ને મનમાં કંઇ કંઇ કલ્પનાઓ કરી લીધી, અનેક યુક્તિપ્રયુક્તિઓ રચી અને મનમાં જ નિશ્ચય કરી લીધો.

ભાઇને મળવા આવ્યો હોય તેમ તે **નવાનગર** આવ્યો. ધીરે ધીરે કેટલાક પાસવાનોને લાલચ આપી ફોડયા, પોતાના મળતીઆઓનું નાનું સરખું મંડળ જમાવ્યું અને લાગ જોઇને એણે પોતાના સહોદર—સગા ભાઈ **રાયસિંહજી**ના પ્રાણ હર્યા.

જોતજોતામાં આખા શહેરમાં **રાયસિંહજી**ના મૃત્યુના શોકસમાચાર ફેલાઇ ગયા. પ્રજાજનો ઉં કે ચું કરી ન શકે તે માટે **હર**ધોળજીએ પોતાના સાથીતોનો પુરતો જામો રાખ્યો હતો એટલે એની વિરુદ્ધ કંઇ પણ હિલચાલ કરી શકાય એવી સ્થિતિ રહી નહોતી.

**સ્વામીભક્ત દાસી**

"બા, બા, નાસો! ભયંકર પ્રસંગ આવી પડ્યો છે!" શ્વાસથી હાંફતી એક અનુચરીએ આ શબ્દો ઉચ્ચાર્યા અને જમીન ઉપર બેસી જઇને લમણે હાથ દીધા.

"શું છે? **વે**લી! આમ નિસાસા કેમ નાંખે છે?"

"બા, ગજબ થયો, મારા અન્નદાતાનો દેહ પડ્યો!"

"હેં! શું મારો સૌભાગ્યસૂર્ય અસ્ત થયો?"

"હા, હા. રાજસત્તાના લોભમાં ભાઇએ ભાઇનો સંહાર કર્યો!" **વે**લીની આંખમાંથી ટપક ટપક આંસુ ખરવા લાગ્યાં.

"હા, દૈવ! આ તને શું સુઝયું! **હર**ધોળજીની મતિ આમ ફરી ગઈ?" રાણી દૈવને દોષ આપતી આક્રંદ કરવા લાગી.

"રાણીજી! આમ વલોપાત કરવાથી કંઈ દહાડો નહિ વળે. **હર**ધોળજી વધુ અત્યાચાર કરે તે પહેલાં તમારે સાવધ બનવું જોઇએ.

પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ."

"હવે વધુ અત્યાચાર એ શું કરવાના હતા? સગા ભાઈને મારીને રાજ્યસત્તા મેળવી, પછી બાકી શું રહ્યું?"

"નથી સમજતાં? ગાદીવારસ જીવતો હોય ત્યાં સુધી બળજબરીથી ગાદી પચાવનારના જીવને કળ વળે ખરી? એ આડખીલી કાઢી નાખ્યા વિના એ જંપે ખરો?"

વેલીના આ વચનોનો મર્મ રાણીના લક્ષમાં આવ્યો. શું કરવું તે તેને સૂઝયું નહિ.

"મારું માનો તો આ ક્ષણે જ અહીંથી નાસી જાઓ. વખત વીત્યા પછી બધું નકામું." વેલીએ સ્પષ્ટ સૂચના આપી.

"વેલી! મારા સ્વામી ગયા પછી મારે જીવીને શું કરવું છે! હું તો પતિ પાછળ સતી થઇશ."

"પણ આ બાળકુમારનો કંઈ વિચાર કર્યો?"

"શો વિચાર કરું? અત્યારે એનું કોણ છે?"

"હું છું. મેં આપનું નિમક ખાધું છે, એ નિમક હલાલ કરવાનો પ્રસંગ આવ્યો છે. આપની આજ્ઞા થાય તો હું એમને અહીંથી છૂપી રીતે લઇ જઉં. કોઈ નિર્ભય સ્થળે આપ કહો ત્યાં મૂકી આવું."

રાણીએ વિચાર કર્યો. 'જીવતો નર ભદ્રા પામશે' એ સૂત્ર લક્ષમાં રાખીને પોતાના કુંવરને તેના ભાગ્ય ઉપર છોડીને કોઈ સુરક્ષિત સ્થળે રાખવાનો તેણે નિરધાર કર્યો.

"વેલી! ધન્ય છે તારી સ્વામિભક્તિને! પ્રભુ કૃપાથી જો તું મારા લાડીલા કુમાર તમાચીને આ બળતા દાવાનળમાંથી—ઝેરી રાજખટપટમાંથી ઉગારી શકે તો તેને કચ્છ ભુજમાં લઈ જજે. મારી બહેન રતનાજીબાઈને સોંપજે અને તેનાથી બની શકે તેટલી સહાય કરવા મારી વતી વિનવજે."



એક ક્ષણ પણ ગુમાવવા જેવો વખત નહોતો. કુંવર માટે નિશ્ચિંત રહેવાનું સૂચવીને વેલી બાળકુમાર તમાચીને પેટીમાં સુવરાવીને કોઈને રજભાર પણ શંકા ન આવે તેવી રીતે રણવાસમાંથી નીકળી પડી.

પોતાના જ ભાઈનું લોહી રેડીને હરધોળજી નવાનગરની ગાદીએ બેઠો. એનો રાજ્યલોભ સંતોષાયો. પ્રજા બિચારી થોડો વખત કચવાટ કરીને બેસી રહી.

રાણી તો રાયસિંહજીના શબની સાથે સતી થઈ હતી. એટલે હરપાળજીને એ વાતની ચિંતા નહોતી. પણ કુમારનું શું ! એ ક્યાં ગયો ? તપાસ કરાવતાં તેનો પત્તો ન લાગ્યો. એણે માની લીધું કે કાપાકાપી અને ધાંધલમાં એ સ્વધામ પહોંચી ગયો હશે !

પોતાના માર્ગમાં હવે એકે કાંટો રહ્યો નથી એમ એણે શ્રદ્ધાપૂર્વક માની લીધું. એને ખાતરી થઈ ગઈ કે જિંદગીપર્યંત હવે પોતે રાજ્યસુખ ભોગવી શકશે.

પરંતુ 'વિધિના લેખ' કંઈ જુદી જ રીતે લખાયા હતા એની એ બિચારાને શી ખબર !

**ધન્ય ગઢવી !**

"રજપૂતી તો હવે રંડાઈ ગઈ, રાજસાહેબ !" દાનસંગ ગઢવીએ માથું ધુણાવ્યું અને નિસાસો મૂક્યો.

"ગઢવી ! તમે ચારણદેવ છો એટલે શું કરું ? બીજો કોઈ આવાં વેણ બોલે તો એની જીભ ખેંચી નાખું !" રાજસાહેબના રૂંવેં રૂંવાં ઊભાં થઈ ગયાં. અંગારા સમી તેમની આંખો ક્રોધથી ધગધગવા લાગી.

"ખરું છે. હવે એ જ બાકી રહ્યું છે. સાચું બોલનારને શિક્ષા કરવી એમાં જ ખરી શૂરવીરતા મનાઈ રહી છે !" ટાઢા ડામ દેતા હોય તેમ ગઢવી શાંતિપૂર્વક મર્મપ્રહારો કરવા લાગ્યો.

રાજસાહેબ ગાદી ઉપર ઊછળ્યા. તેમનો હાથ તલવારની મૂઠ ઉપર ગયો. પરંતુ બોલનાર વ્યક્તિ ચારણ છે એ વિચાર આવતાં એમણે પોતાના ક્રોધ ઉપર કાબુ રાખ્યો.

"ગઢવીજી ! જે કહેવું હોય તે સ્પષ્ટ કહો ! આવાં વચનબાણોથી મારું કાળજું વિંધાઇ જાય છે. શા ઉપરથી કહો છો કે રજપૂતી રંડાઈ ગઈ છે ?"

"એમ ન હોય તો હળવદના રાજસાહેબનો સગો ભાણેજ નવાનગરનો હક્કદાર વારસ બિચારો રખડતી-રઝળતી સ્થિતિમાં હોય?' ગઢવીએ બરાબર દાવ જોઈને સોગઠી મારી.

"કોણ મારો ભાણેજ તમાચી? શું એ જીવતો છે? કહો, કહો, ગઢવીજી અત્યારે એ ક્યાં છે? શું કરે છે? કેવી હાલતમાં છે?"

"પ્રતાપસિંહજી! શાંત થઈ પહેલાં હું કહું તે સાંભળી લો, પછી જે યોગ્ય લાગે તે કરજો. વેલી નામની એક વફાદાર દાસી બાળકુમાર તમાચીને પેટીમાં સંતાડીને નાસી છૂટી અને તેને કચ્છ-ભુજમાં બહેન રતનાજીબાઈ પાસે લઈ ગઈ. ત્યાં જ વેલીએ કુંવરને ઉછેરીને મોટો કર્યો. કિશોર વયનો એ બાળક સિંહસમી ફાળ ભરતો પોતાનું ક્ષાત્રતેજ બતાવી રહ્યો છે, પરંતુ એને બિચારાને મદદ કોણ કરે? અત્યારે તો તે પોતાની માસીના પનારે પડયો છે, અને ઓશિયાળું જીવન વ્યતીત કરે છે."

"શું કહો છો? મને તો આ વાતની આજે જ ખબર પડી."

"એ તો જેને ખબર કાઢવી હોય તે આકાશપાતાળ એક કરીને પણ પત્તો મેળવે. હશે, થયું તે થયું. હવે તો મામા તરીકે તમારો ધર્મ બજાવો! એ રઝળતા રાજહંસને તેનો સાચો હક્ક પ્રાપ્ત કરાવી આપો!" ગઢવીએ સત્ય વસ્તુ નિવેદિત કરી.

"જરૂર, ગઢવીજી, જરૂર! એમાં તે શી મોટી વાત છે! ભાણેજને ખાતર માથું આપવું પડે તો તે પણ આપવા હું તૈયાર છું. પણ આપ એક કૃપા કરશો?"

"હો, હો, જરૂર, આ કાયા કોઈનું ભલું કરવામાં કામ આવે એથી રૂડું શું?" ગઢવીએ તત્પરતા બતાવી.

"ત્યારે આપ આજે જ ભુજ જાઓ, ત્યાંથી ભાણાભાઈને અને પેલી વફાદાર દાસી વેલીને અહીં લઈ આવો. બહેનને કહેજો કે તમે તો ભાણાભાઈને સાચવવામાં મણા ટાળી. હવે અમને પણ થોડો લહાવો

લેવા દો. બીજી કંઈ વાત ન કરતા, સમજ્યા ?"

"સમજ્યો. વા વાતને લઈ જાય છે એ હું બરાબર સમજું છું. આપનો ઇરાદો કોઈ જાણવા નહિ પામે–કદાચ બહેનને ખરી હકીકત જણાવવી પડશે."

"પણ તેમને ચેતવજો કે ત્રીજાને કાને વાત ન જાય, અને..."

"શેઠની શિખામણ ઝાંપા સુધી એ આપ નથી જાણતા ? છતાં જે વખતે જેવું સૂઝશે તેવું કહીશ, આપ બેફિકર રહો."

ગઢવી ગયો. પ્રતાપસિંહજી પૂજ્ય ભાવે તેની પાછળ જોઈ રહ્યા.

મનમાં જ તે બબડ્યા, 'કેવો પરગજુ પુરુષ ! અને કેવો નીડર ! જેટલો નીડર તેટલો જ નિખાલસ. આવા ચારણદેવને લીધે તો ક્ષત્રિયોની નેકટેક સચવાઈ રહી છે, રજપૂતની કીર્તિ ઉજ્જવળ બની છે ! ધન્ય ગઢવી !'

## વિધિના લેખ

"વેલી, તારી શી કદર કરું ? તારા જેવી જીવના જોખમે પોતાના માલિકનું હિત સાચવનારી દાસી ભાગ્યે મળી આવે !"

"રાજસાહેબ, મેં તો મારો ધર્મ બજાવ્યો છે. એમાં કદર શાની ? મારાં રાણીસાહેબને–આપનાં બહેનને મેં વચન આપ્યું છે કે મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું કુંવરસાહેબનું જતન કરીશ. પરંતુ એમને રાજ્ય મેળવવાનું ભાગ્ય પ્રાપ્ત નહિ થાય એ વાત મને હમેશાં સાલ્યા કરે છે." વેલીએ નમ્રતાપૂર્વક પોતાના અંતરની વાત જણાવી.

"કેમ જાણ્યું વેલી કે રાજ્ય ભોગવવાનું એના ભાગ્યમાં નથી ? એની રેખાઓ ઉપરથી મારી તો ખાતરી થાય છે કે એના ભાગ્યમાં રાજગાદી છે જ. વિધિના લેખ કદી મિથ્યા થનાર નથી. "ગઢવીએ પોતાનો મનોભાવ દર્શાવ્યો.

“ તો તો તમારા મોમાં સાકર, ગઢવીજી ! તો મરતાં મરતાં પણ મારા અંતરાત્માને સંતોષ થશે.”

“ અરે તારા જીવતાં જ તમાચી રાજા બનશે, અને તે પણ નવાનગરનો જ. વેલી ! તેં એની માની ગરજ સારી છે, અને પ્રભુ કરે ને એને સિંહાસન સાંપડે તો તું રાજમાતાની માફક પૂજાઈશ એ નક્કી માનજે. હું દેવી શક્તિની સાક્ષીએ પ્રતિજ્ઞા કરું છું કે મારા ભાણેજને તેના બાપની ગાદી—નવાનગરની રાજગાદી અપાવવા માટે તનમન અને ધનથી મદદ કરીશ અને તે નવાનગરનું રાજ્ય મેળવશે ત્યારે જ જંપીને બેસીશ.”

વેલીની આંખમાં હર્ષનાં આંસુ ઉભરાયાં. રાજસાહેબનાં વચનો સત્વર સત્ય નીવડે એવી એણે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરી.

## પ્રતિજ્ઞા પૂરી કરી

અને રાજસાહેબે પોતાની પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરી. પૂરતી સાધન-સામગ્રી સાથે તેણે નવાનગર ઉપર ચડાઈ કરી અને જામ હરધોળજીનો પરાજય કર્યો.

પોતાના પાટવીકુમાર—ખરા હક્કદારને જોતાં પ્રજાજનોના હર્ષનો પાર ન રહ્યો. તમાચીને નજરે જોતાં પ્રજા હર્ષઘેલી થઈ ગઈ. ભારે ધામધૂમથી નવાનગરની ગાદી ઉપર જામ તમાચીનો હ. સ ૧૭૨૭ માં રાજ્યાભિષેક થયો.

વેલીને તો આજે સ્વર્ગની પ્રાપ્તિ થઈ હોય એટલું સુખ અને સંતોષ થયાં. સૌના અંતરમાંથી એક જ હર્ષધ્વનિ નીકળવા લાગ્યો : ‘ આનું નામ તે વિધિના લેખ ! ’



# મેવાડનો મંત્રી

[ ૧૭ ]

"ણાજી! આ સંઘ દ્વારકા કેમ પહોંચશે? એક-લિંગગઢ ઉપર કોટ બાંધવાનો આપનો મનોરથ શું આમ ફળશે?"

ઊંડા વિચારમાં ઊતરી પડેલો રાણો ચમક્યો. પોતાને આમ મેણું મારવાની હામ ભીડનાર આવો ભડપુરુષ ક્યાંથી ફૂટી નીકળ્યો?

આગંતુકે રાણાને પ્રણામ કર્યા અને તેના ચરણે પોતાનું મસ્તક નમાવ્યું.

"કોણ **અ**મરચંદ? આજે જ અહીં આવવાનો ભલો વખત મળ્યો." રાણાએ કટાક્ષ કર્યો.

"મે સાંભળ્યું છે કે રાણાશ્રી કોટ તૈયાર કરાવે છે, વિચાર થયો કે નજરે જોઉં તો ખરો!"

" કેમ કોઈ શત્રુપક્ષને બાતમી આપવી છે ? "

" બાતમી જ આપવી હોત તો દસ દસ વર્ષથી આ ક્ષેત્ર-સંન્યાસ ધારણ ન કરત, રાણાજી ! અનેક શત્રુપક્ષના સલાહકારો મારા ઘરના ઊંબરા ઘસી નાખે છે. પરંતુ મેં તો રાજ્યનું લુણ ખાધું છે. રાજ્યની વિરુદ્ધ વિચાર સરખો કરું તોપણ મારી જનેતા લાજે ! " વચનોમાં જેટલી દૃઢતા તેટલું દરેલપણું હતું.

રાણો વિચારમાં પડયો. એણે **અ**મરચંદની કાર્યદક્ષતા અને કર્તવ્યપરાયણતા વિષે ઘણું સાંભળ્યું હતું. એ જો ખરેખર સહૃદયી હોય, સાચોસાચ જો એ પોતાને સાથ આપે તો...તો...

એણે મનમાં જ નિશ્ચય કરી લીધો.

" **અ**મરચંદજી ! તમે જેવા મંત્રી હતા તેવા ફરી ન બની શકો ? ઉદયપુરની રક્ષાનો ભાર તમે માથે ન લઈ શકો ? "

" એક હાથે તાળી ન પડી શકે, રાણાશ્રી ! આપના સહકાર વિના... "

" મારો સહકાર ? હું તો ચોમેર ખટપટ, રાજપ્રપંચ, અને કાવાદાવાથી ઘેરાયલું પુતળું માત્ર બની રહ્યો છું ! મારો સહકાર શા ખપનો ? "

" એ નિર્મળ મનોવૃત્તિને દેશવટો આપો, અન્નદાતા ! આપ રાણા છો અને રાણા રહેશો. માત્ર આપની અનુમતિ જોઈએ. "

" અનુમતિ ? શામાં ? "

" માત્ર એક જ બાબતમાં. હું જે કરું તેમાં કોઈ દખલ ન કરે. એકલિંગગઢ ઉપર કોટ કરવામાં થોડી બુદ્ધિ અને થોડી સાધનસામગ્રીની જરૂર છે. આપના આશીર્વાદથી એ તો બધું થઈ રહેશે, પરંતુ કોટ તૈયાર થાય ત્યાંસુધી મારા કાર્યમાં કોઇના તરફથી હસ્તક્ષેપ ન થાય અને મારી આજ્ઞાનું સર્વાંશે પાલન થાય

એવો અધિકાર મને મળવો જોઇએ."

"એ અધિકાર તમને આપ્યો. કહો બીજું કંઈ?"

"બસ, હવે કોટ થઈ ગયો જ સમજો." અમરચંદે આશ્વાસન આપ્યું.

અને એનું એ આશ્વાસન સત્ય નીવડ્યું. એણે જોયું કે ખાડાખૈયા અને ઊંચાનીચા ટેકરાવાળી જમીન ઉપરથી કોટ બાંધવા માટે જોઇતી સાધનસામગ્રી તેમજ તોપો ચડાવવાનું કામ અતિ મુશ્કેલ છે અને એ અફળ પ્રયત્નો ચાલુ રાખવામાં કંઈ સાર નથી. એમાં બળ કરતાં કળાની વિશેષ જરૂર છે.

બુદ્ધિ વાપરીને તેણે પ્રથમ તો ટેકરી ઉપર ચડવા સરળ માર્ગ તૈયાર કરાવ્યો અને ઉપર કોટ બંધાવી તોપો પણ ગોઠવી દીધી.

રાણાએ એકલિંગગઢના શિખરેથી તોપનો ધડાકો સાંભળ્યો અને એનું હૈયું હર્ષથી નાચી ઊઠ્યું.

ઊંચા કોટના કાંગરેથી રાણાજીને તોપનું માન મળતું જોઈ પ્રજાજનો પણ પુલકિત બન્યા.

"રાણાજીની જય!" ના જયનાદથી વાતાવરણ ગાજી ઊઠ્યું.

**સંધી માટે સિત્તેર લાખ!**

મેવાડની જાહોજલાલીનો સૂર્ય અસ્ત પામવા બેઠો હતો. ઈ. સ. ૧૭૫૨માં મેવાડના સિંહાસને બેસનાર દ્વિતીય પ્રતાપસિંહના વખતમાં પેશ્વાના ત્રણ સરદારો સટબાજી, જનકોજીરાવ, અને રાઘોબાદાદા મેવાડ ઉપર ચડી આવ્યા હતા, અને તેમણે રાણા પાસેથી કર તથા ચોથ લીધાં હતાં.

તેના પછી દ્વિતીય રાજસિંહે સાત વર્ષ સુધી ગાદી ભોગવી. તે દરમ્યાન મહારાષ્ટ્રીઓએ સાત સાત વખત મેવાડ ઉપર આક્રમણ

કર્યું અને મેવાડની સત્તા નબળી પાડી નાખી. ઈ. સ. ૧૭૬૨ માં અરિસિંહ ઉર્ફે ઉરસી રાજસિંહ પછી ગાદીએ આવ્યો. તે સામંત જેવી સામાન્ય કોટીનો હોવાથી મહત્ત્વના સામંતો તેની સત્તા સ્વીકારવા નારાજ હતા. તેમાં વળી મેવાડની રાજધાની ઉદયપુર ઉપર હલ્લો લાવવાનો ડર બતાવી હોલ્કરે રાણા પાસેથી એકાવન લાખ રૂપીઆ ઓકાવ્યા. આટલું અધૂરું હોય તેમ ઈ. સ. ૧૭૬૪ માં ભયંકર દુષ્કાળે મેવાડ ઉપર પોતાનો પંજો પ્રસાર્યો. પડતી આવે ત્યારે ઉપરાઉપર આવે તેમ, મેવાડના મુખ્ય સોળ સરદારોએ રત્નસિંહને ગાદીનો ખરો અધિકારી ઠરાવવાના પ્રયાસો આદર્યા, અને ઉરસીને પદભ્રષ્ટ કરીને રત્નસિંહને ગાદી આપવામાં સહાય કરવા માટે સિંધીઆને સવા કરોડ રૂપિઆ આપવાનું તેમણે કબૂલ કર્યું.

મહારાણા ઉરસી પોતે સિંધીઆની સહાય મેળવે તે પહેલાં જ રત્નસિંહને તે સહાય મળી ચૂકી. રાણાએ સામનો કર્યો, પરંતુ તેના પક્ષનો પરાજય થયો. વિજયી મહારાષ્ટ્રીય સરદારે ઉદયપુર ઉપર ઘેરો ઘાલ્યો.

ઉદયપુરની રક્ષા માટે તેની ચોમેર ખાઈ નહોતી, ફક્ત દક્ષિણ દિશામાં એકલિંગગઢ નામનો પાષાણનો ઊંચો કિલ્લો હતો. ત્યાં ફરતો કોટ બંધાવીને તે ઉપર તોપો રાખવાથી ઉદયપુરનું રક્ષણ થઈ શકે તેમ હતું. અમરચંદની કાર્યકુશળતાથી એ કામ પાર પડ્યું.

પરંતુ એક પછી એક આપત્તિ આવ્યા જ કરતી હતી. રાણાએ પગારદાર સિંધી સેના રાખી હતી, તેનો પગાર ચડી ગયો હતો. સિંધીઓએ પગાર માટે ધમાલ મચાવી અને રાણાને રોકી રાખવા માટે તેનો દુપટ્ટો પકડી રાખ્યો.

રાણાએ જોયું કે આ ઝનૂની કામ જો જીદે ચડશે તો જાનનું જોખમ કરતાં પણ વાર નહિ લગાડે. તેણે જોરથી ઝટકો માર્યો, દુપટ્ટો ચીરાયો, રાણો છુટ્ટો થયો.

એ જ ક્ષણે **અમરચંદ** ત્યાં આવી ચડ્યો.

"જુઓ, **અમરચંદજી**, હું તો રાણાજીને કહું છું કે આવી અપમાનિત જિંદગી ગાળવાને બદલે ઉદયસાગર ઉતરીને તેઓ **મંગ**-ળગઢ ચાલ્યા જાય." રાણાના દૂધભાઈ **રઘુદેવે** સલાહ આપી.

"તમારી સલાહ તમને જ મુબારક, **રઘુદેવ**! તમે તમારો ઢોરાં ચરાવવાનો મૂળ ધંધો કર્યા કરો. રાજનીતિમાં તમને કંઈ સમજણ નહિ પડે!" **અમરચંદે** કટાક્ષ કર્યો અને સિંધી સેનાના નાયકને ઉદ્દેશીને બોલ્યા, "તમારો પગાર આજે જ ચૂકતે થઈ જશે. રાણાજીને ત્યાં નાણાંની શી ખોટ છે? જાઓ, મારી પાસેથી ચડેલો પગાર લઈ જજો!"

સિંધીઓ સ્તબ્ધ બન્યા. રાણો પોતે પણ ચકિત બન્યો. મુંગે મોઢે તે **અમરચંદની** સાથે મહેલમાં આવ્યો.

"**અમરચંદ**, હવે તો તું જ ફક્ત મારો તારણહાર છે. મને એકે દિશા સૂઝતી નથી. તને ફાવે તે કર. મારા તરફથી હું તને કુલ સત્તા આપું છું."

"**રાણાજી**! હું તો આપનો એક અદના સેવક. બાકી આજ સુધી મેં જીવના જોખમે મેવાડની કીર્તિ ટકાવી રાખવા બનતું કર્યું છે. અત્યારે તો ચોમેર વિપદનાં વાદળો ઘનઘોર ચડી આવ્યાં છે. તેમાં મારાથી શું થાય?"

"તારાથી જે થશે તે બીજા કોઈથી નહિ થાય."

"તો પછી મારી વાતમાં કોઈ માથું મારી નહિ શકે, મારા વર્તનમાં કે કાર્યમાં કોઈ અંતરાય નાખશે તે મારાથી નહિ સહેવાય. અત્યારે રાજભંડાર ખાલી છે, સેના તોફાને ચડી છે, સામંતો શત્રુ બન્યા છેઃ આવા કફોડા સંજોગોમાં બધો ભાર મારા ઉપર નાખવો હોય તો આપ પ્રતિજ્ઞા લો કે હું જે કંઈ કરું—ન્યાય વિરુદ્ધ પણ

પગલું ભરું—તમને કે બીજાને ન રૂચતું કામ કરું તો પણ તમે વચમાં નહિ આવો !"

"ભગવાન એકલિંગજીને સાક્ષી રાખીને હું તમને વચન આપું છું." રાણાએ એની બધી શરતો સ્વીકારી લીધી.

**અ**મરચંદે કોશાધ્યક્ષને બોલાવ્યો અને રાજભંડારની ચાવીઓ સોંપી દેવાની આજ્ઞા કરી. કોશાધ્યક્ષ મૂંઝાયો. શું કરવું તે તેને ન સુઝ્યું.

"ચાવીઓને શું કરવું છે, મહારાજ !" તેણે રાણા તરફ જોઈ પ્રશ્ન કર્યો.

"મંત્રીજીને યોગ્ય લાગશે તે કરશે. મેં તેને કુલ સત્તા સોંપી દીધી છે. તે ફાવે તેમ કરે." રાણાએ **અ**મરચંદને આપેલી સત્તાનો નિર્દેશ કર્યો.

"પરંતુ આફતના વખતે કામ આવે એ ઉદ્દેશથી સાચવી રાખેલું દ્રવ્ય..."

"ખરું છે, એ આફતને વખતે જ કામ આવવું જોઈએ. અને આ આફત કરતાં વધુ આફત તમે કદી જોઈ છે ?" કોશાધ્યક્ષનું મોં સીવાઈ ગયું.

ચાવીઓ લાવવાનું બહાનું કાઢીને તે પલાયન થઈ ગયો.

**અ**મરચંદને આ ખબર મળ્યા. તે વિચારમાં વખત ગાળે તેવો નહોતો. તેણે ભંડારનાં તાળાં તોડાવી નાખ્યાં. દ્રવ્ય, રત્નો, સુવર્ણ રૂપું વિગેરે જે હાથમાં આવ્યું તે લીધું અને તેનું રોકડ નાણું કરીને સેનાનો ચડેલો પગાર ચૂકવી દીધો, એટલું જ નહિ, પરંતુ લડાયક સરંજામ—અસ્ત્રશસ્ત્રો તથા દારૂગોળો પણ ખરીદ્યો.

અને એ સામગ્રીની સહાયથી તેણે છ મહિના સુધી શત્રુઓને આગળ વધતા અટકાવી દીધા. દરમ્યાન સિંધીઆએ રત્નસિંહ ઉપર

તેણે કબુલેલા સવા કરોડ રૂપિયા આપવા દબાણ કર્યું. પરંતુ તે રકમ ભરપાઈ કરવામાં રત્નસિંહનો પક્ષ નિષ્ફળ નીવડ્યો. વખતની કિંમત સમજનાર અને તકનો લાભ લેવામાં ચતુર મરાઠાઓએ **અમરચંદને** કહેવરાવ્યું કે તમે સિત્તેર લાખ રૂપિયા આપો તો અમે **રત્નસિંહનો** પક્ષ છોડીને ચાલ્યા જઈએ અને તમને નિશ્ચિંત બનાવીએ.

અનાયાસે આવી મળેલી અનુકૂળતાનો **અમરચંદે** લાભ લીધો. સંધિપત્ર ઉપર તેણે તથા સિંધીઆએ સહી કરી. **અમરચંદે** છૂટકારાનો-શાંતિનો દમ ખેંચ્યો.

વૈશ્યકુળમાં જન્મેલા ચતુર **અમરચંદ** બરવાએ પોતાની દક્ષતાથી મેવાડ ઉપર ચઢી આવતા વિપત્તિ–વાદળને હાલ તરત તો વિખેરી નાખ્યું.

**સંધિ કે કાગળનાં ચીંથરાં ?**

**અમરચંદ** સામંતો અને સરદારોની સભા ભરીને ભાવિ યોજના સમજાવી રહ્યો હતો. **અમરચંદમાં** પોતે મૂકેલો વિશ્વાસ ફળ્યાની ખાતરી આપતાં એ નરવીર જ મેવાડનો ખરો તારણહાર નીવડશે, એવાં અભિનંદન રાણો આપી રહ્યો હતો. **રત્નસિંહના** પક્ષનો શી રીતે પરાજય કરવો એની વિચારણા ચાલી રહી હતી. **રત્નસિંહનો** પક્ષ કરનાર સિંધીયા સાથે થયેલી સંધિની હકીકત જણાવીને **અમરચંદ** એ સંધિપત્ર સામંતોને બતાવી રહ્યો હતો.

એ જ ક્ષણે સિંધીઆ તરફથી એક દૂત ત્યાં આવી લાગ્યો. એ શા ખબર લાવ્યો તે જાણવા સભાજનો આતુર બન્યા.

**અમરચંદે** એ દૂત પાસેથી ખરીતો લીધો. ઉતાવળમાં જ તેની આંખો એ પત્ર ઉપર ફરી વળી, અને એ ચમક્યો.

“ દુનિયામાં લોભને થોભ હોતો નથી. સિત્તેર લાખથી સંતોષ ન માનતાં સિંધીઆ બીજા વધુ વીસ લાખની માગણી કરે છે. ” અમરચંદે હકીકત જાહેર કરી.

"અતિ લોભ તે પાપનું મૂળ!" એક વૃદ્ધ સરદારથી બોલી જવાયું.

"ખરું કહો છો કાકાસાહેબ. અતિ લોભ તે પાપનું મૂળ. સિંધીઆ આપણી લાચાર સ્થિતિનો ગેરલાભ લેવા માગે છે. એને એમ લાગે છે કે ગરજના માર્યા આપણે અત્યારે એ જે માગશે તે આપ્યા જ કરીશું. પરંતુ એણે પણ જાણવું જોઈએ કે મર્દને જબાન એક જ હોય છે. એક વખત બોલેલું મિથ્યા કરે તે નામર્દ, એક વખત આપેલું વચન ફોક કરે તે મિથ્યાવાદી કાયર; જેને વચનની-કોલની-બોલની કિંમત નથી તેની સોબત પણ શા કામની?" ક્રોધાવેશમાં તેના મુખમાંથી વાક્બાણો નીકળવા લાગ્યાં. સભાએ જોયું કે પેલો દૂત મુદ્દાનો જવાબ મેળવવા ઊંચોનીચો થઈ રહ્યો છે.

જાણે એ દૂતને પોતાનો ઉત્તર સંભળાવી રહ્યો હોય તેમ **અ**મરચંદે બોલવાનું ચાલુ રાખ્યું: "તમારા સરદારને કહેજો કે રજપૂતો મોતથી ડરતા નથી કે બીકના માર્યા ગમે તેવી ગેરવ્યાજબી માગણીને વશ થઈ શકતા નથી. સંધિપત્ર ઉપર સહી સીક્કા થઈ ગયા પછી એનું પરિપાલન કરવાની તમારી ઇચ્છા નથી, તો મને પણ તેની પરવા નથી. વચનની જ્યાં કિંમત નથી ત્યાં આવાં સંધિપત્રો કાગળના ફોતરાં જેવાં જ ગણાય. અને એ નકામા કાગળના ચીંથરાને સંઘરી મૂકવાની પણ મારી ઇચ્છા નથી!"

**અ**મરચંદે પોતાના હાથમાંના સંધિપત્ર તરફ તિરસ્કારભરી નજર ફેંકી, અને એ દૂતના દેખતાં જ તેના ચીરેચીરા કરી નાંખ્યા.

"લે આ સંધિપત્ર, છતાં હવે તો કાગળનાં ચીંથરાં! સિંધીઆને આ આપજે અને કહેજે કે અમે અમારું ફોડી લઈશું. પળેપળે ફરતી જતી સંધિની અમને તમા નથી!"

દૂત દાંત કચકચાવતો ત્યાંથી ચાલ્યો ગયો. આખી સભા ચિત્રવત દિગ્મૂઢ બની ગઈ.

**સંજીવની**

"રાણાશ્રીના વફાદાર સામંતો, સરદારો અને સૈનિકો ! ગૃહ-ક્લેશનાં આવાં કડવાં ફળ ચાખવા પડે છે એ પણ આપણું દુર્ભાગ્ય ! આપણા જ જાતભાઇઓ–આપણા જ સામંતોએ રત્નસિંહને ખોટી રીતે ઊભો કરીને રાણો બનાવવા પ્રયત્ન કરવામાં આપણી સંઘશક્તિ વેડફી નાખી છે. એક જ ઝાડની અનેક શાખાઓ સમાન આપણે બધા રજપૂત-ભાઇઓ આમ નજીવા સ્વાર્થ માટે અંદર અંદર બાઝી મરીએ તો બહારનો અજાણ્યો પક્ષ આપણી ભૂમિમાં પગપેસારો કરી પોતાનો સ્વાર્થ સાધી જાય એ તો દેખીતી વાત છે. કહો, તમે શું પસંદ કરશો ? અંતરક્લેશના ભોગ બનીને ફના થવાનું કે રાણાને વફાદાર રહીને આપણા પૂર્વજોની ઊજ્જવળ કીર્તિને નિષ્કલંક રાખવાનું ?"

મેવાડનો આ મંત્રી ભગ્નહૃદય બનેલા મનુષ્યોમાં નવચેતન રેડી રહ્યો હતો. ઉત્તેજિત શબ્દો રૂપી સંજીવનીથી તે મૃતપ્રાયઃ બનેલી લાગણીઓને સચેત કરી રહ્યો હતો. સ્વાર્થવશ બનેલા માનસોમાં અજબ પલટો લાવવાનો તે પ્રયત્ન કરી રહ્યો હતો.

"અમે અમારા રાણાશ્રીને માટે પ્રાણ આપવા તૈયાર છીએ, પરંતુ દુષ્કાળ અને નાણાની તંગી અમારી કાયાનું શોષણ કરી રહી છે, એટલે અમે હતાશ બની જઇએ છીએ." સભાજનોએ પોતાનો નિશ્ચય વ્યક્ત કરવા સાથે ખરી મુશ્કેલી આગળ ધરી.

"એ વાતની ફિકર મારા માથે. હું તેનો પ્રબંધ કરી દઇશ."

**અ**મરચંદની વીરતાએ સામંતોના અંતરમાં ઉત્સાહ ભરી દીધો. **અ**મરચંદ માત્ર બોલીને જ બેસી ન રહ્યો. તેણે સામંતોને અમૂલ્ય આભૂષણો ભેટ આપ્યાં. રાજભંડારમાં પડેલાં કિંમતી રત્નો વેચીને તેણે ઉદયપુર અને આસપાસના ગામોમાંથી વેપારીઓ પાસેનો અનાજનો જથ્થો ખરીદી લીધો, અને જે કોઇ વીરપુરુષ યુદ્ધમાં જોડાય તેના કુટુંબને છ માસ પર્યંત ચાલે તેટલું અનાજ આપવાનો ઢંઢેરો પીટાવ્યો.

સિંધી સેનાને પણ ચડેલા પગાર સાથે પૂરતું અનાજ મળવાથી તેમનો અસંતોષ દૂર થયો, અને તેમના સરદાર આદિલબેગે તો રાણાના સાંભળતાં જ પ્રતિજ્ઞા કરી, “ અમે ઉદયપુરમાં રહ્યા છીએ, અહીં જ અમે પોષાયા છીએ, અહીંનું જ લુણ અમે ખાધું છે, મરતાં સુધી અમે આપનો પક્ષ નહીં જ છોડીએ.”

અને પછી તો ઉત્સાહનો જુવાળ આવ્યો હોય તેમ રજપૂતોએ સિંધીઓની સેના ઉપર તોપોનો મારો ચલાવ્યો. એકાએક થયેલા પરિવર્તનથી સિંધીઓને આશ્ચર્ય થયું. તેણે સંધિનું કહેણ મોકલ્યું.

અમરચંદ મનમાં તો સમજતો હતો કે રત્નસિંહનો પક્ષ અને સિંધીઆનું સૈન્ય આ બંને સામે ટકવું મુશ્કેલ છે. છતાં વખતનો લાભ લેવાનું તે ચૂકે તેવો નહોતો. તેણે શરત રજૂ કરી, ‘ છ માસ સુધી તમે ઉદયપુરને ઘેરો ઘાલ્યો તેથી અમને જે નુકશાન થયું છે તે રકમ મજરે આપીને બાકીની રકમ લેવા તમે ખુશી હો તો જ સંધિ સ્વીકારીશ, નહીં તો યુદ્ધ ચાલુ રાખીને જ હિસાબ ચૂકવી લઈશું.’

‘ જે મળ્યું તે લાભમાં લેખ્યું ’ ગણીને સિંધીઆએ સાઠ તેસઠ લાખ રૂપિયા સ્વીકારવા કબૂલ્યું, તેમાંથી તેત્રીસ લાખ રૂપિયા રોકડા લીધા, અને બાકીની રકમ માટે રાણાની સ્થાવર મીલકત ગીરો રાખી લીધી.

રત્નસિંહના હાથ હેઠા પડ્યા. એના પક્ષમાં મળેલા સરદારોએ જ્યારે જોયું કે રાણા ઉરસીનો ઉદય થતો જાય છે ત્યારે તેમણે પણ રત્નસિંહનો ત્યાગ કર્યો. રત્નસિંહે રાજસિંહાસનની આશા છોડી દીધી.

**મૃગયા કે મોત ?**

“ રાણાશ્રી ! કૃપા કરી આપ અહેરિયાના ઉત્સવમાં જવાનો વિચાર માંડી વાળો.”

“ કારણ ?”

" કારણ એજ કે બુંદીના રાવ પણ ત્યાં આવવાના છે. સતીનો શાપ છે કે જો રાણા અને રાવ બંને અહેરિયાની મૃગયામાં સાથે ચાલે તો બેમાંથી એકાદનું મૃત્યુ જરૂર થાય!"

" એ તો ખાલી વહેમ!"

" વહેમ નહિ પણ સત્ય. અત્યાર સુધીમાં મેવાડના ત્રણ રાજાઓએ આવી રીતે પ્રાણ ગુમાવ્યા છે."

" હશે." રાણાએ એ વાત ઉપર લક્ષ ન આપ્યું. લોકો કહેવા લાગ્યા કે રજપૂત બાળાએ સતી થતી વખતે આપેલા શાપની અવગણના કરવાનું ફળ સારું નહિ આવે!

અને એ લોકવાણી સાચી પડતી હોય—સતીનો શાપ ફળતો હોય તેમ રાણો 'અહેરિયા' ના ઉત્સવનો આનંદ માણીને મૃગયા ખેલીને પાછો ફરતો હતો ત્યારે અચાનક એક ભાલો તેના પડખામાં પેસી ગયો.

રાણાએ પાછળ જોયું તો બુંદીનો રાજકુમાર અજીતસિંહ! " ફટ રે ભૂંડા, રજપૂત થઈ આમ પીઠ પાછળથી ઘા!" રાણાએ તેને ફિટકાર આપ્યો, અને શત્રુને બદલો આપવાની ઇચ્છાથી પોતાનો ભાલો તેના તરફ ઉગામ્યો.

પરંતુ તેના શરીરમાં થયેલા ઊંડા ઘાએ એને અસ્વસ્થ બનાવ્યો. એનો ભાલો અજીતને ઈજા કરે તે પહેલાં તો ઈંદુગઢના સરદારે પોતાની તલવારથી રાણાનું મસ્તક ઉડાવી દીધું.

બુંદીના રાજકુમાર અજીતે મેવાડના કેટલાક અસંતુષ્ટ સરદારોની ઉશ્કેરણીથી જ આ કાર્ય કર્યું હતું. એને પોતાને ખાસ સ્વાર્થ નહોતો, પરંતુ એ કાર્યથી મેવાડની વિપત્તિમાં વધારો થયો.

રાણાના વધના સમાચાર સાંભળી તેની સાથે આવેલા સરદારો ભાવિ ભયના વિચારથી ત્યાંથી ચાલ્યા ગયા, પરંતુ રાણાની સાથે આવેલી તેની એક ઉપપત્નીએ એના શબનું સંરક્ષણ કર્યું, એટલું જ

નહિ, પરંતુ ચંદનકાષ્ટની ચિતા ખડકાવીને એ શબ સાથે સતી થઈ.

**સ્વામિભક્ત સેવક**

મેવાડના શિરછત્ર રાણા ઉરસી ( **અ**રિસિંહ ) ગયો અને તેની પાછળ ઈ. સ. ૧૭૭૨ માં તેના બે પુત્રો **હ**મીરસિંહ અને **ભી**મસિંહ પૈકી મોટો **હ**મીરસિંહ ગાદીએ બેઠો. **હ**મીરની ઉંમર તે વખતે કેવળ બાર વર્ષની હોવાથી તેની માતાને રાજકાર્ય સંભાળવું પડતું. સામંતો અને સરદારોએ પોતપોતાનો પ્રદેશ અને સત્તા વધારવાનો આ અણુમૂલો અવસર આવ્યો છે એમ માની લીધું. ચોર લૂંટારાઓ નિરંકુશ બનીને લૂંટફાટ કરવા લાગ્યા. સિંધી સૈનિકો પણ તોફાને ચડ્યા. **અ**મરચંદ બૂંદી તરફ ગયો હતો અને રાજ્યનો કારભાર સાલુમ્બ્રા સરદારને માથે હતો. એ સરદાર સિંધીઓનો ચડેલો પગાર આપવા અસમર્થ નીવડ્યો, સિંધીઓએ તકાદો કર્યો, અને તેના ઉપર જુલ્મ ગુજારવા માંડ્યો.

તપાવેલા એક લોઢાના પાત્ર ઉપર સાલુમ્બ્રા સરદારને બેસાડીને પોતાના પગારની રકમ વસૂલ કરવા અને તે ન આપે તો તેને દઝાડીને મારી નાખવા તેઓ તત્પર થયા.

સાલુમ્બ્રા સરદાર પોતાના જીવનની આશા છોડી બેઠો તેજ ઘડીએ એના સદ્ભાગ્યે **અ**મરચંદ બુંદીથી પાછો આવ્યો. તેણે સિંધીઓને સમજાવ્યા અને સાલુમ્બ્રા સરદારને બચાવી લીધો.

રાજમાતાએ આ જાણ્યું અને એને **અ**મરચંદની કાર્યશક્તિ માટે માન વધ્યું. એ જ્યાં સુધી મંત્રીપદ પર રહે ત્યાં સુધી જ મેવાડ સુરક્ષિત છે એમ એને લાગ્યું. પોતાના પુત્રની સલામતી અને ઉદયની ચાવી પણ એના જ હાથમાં છે એવી તેને ખાતરી થઈ. તેણે **અ**મરચંદને ધન્યવાદ આપ્યા અને પોતાના પુત્રના ખરા શુભેચ્છક તરીકે સન્માન્યો.

પરંતુ ચકોર અમરચંદ સમજતો હતો કે મેવાડનું મંત્રીપદ અત્યારે તો કાંટાના બિછાના સમું હતું. છતાં એ કાંટાળો તાજ પહેરવા પણ કેટલાય સત્તાલોભી સામંતો ટમટમી રહ્યા હતા. કેવળ મેવાડની કીર્તિ માટે જ પોતે સર્વ જવાબદારી લેવા તૈયાર છે એવી રાજમાતાની, સામંતોની, સરદારોની અને સૈનિકોની ખાતરી થાય તેવું કંઇક કરવું જોઇએ એમ તેને લાગ્યું. એ કંઇક એટલે સ્વાર્થત્યાગ —કેવળ નિઃસ્પૃહ સેવાની સાબિતી !

પોતાની આવડત અને કાર્યકુશળતાથી તેણે સારી સંપત્તિ જમાવી હતી. એ બધી સંપત્તિનું—સોનાના દરદાગીના, ચાંદીનાં વાસણો, રત્ન અને મણિજડીત અલંકારો, જરિયાન વસ્ત્રો વગેરેની એક યાદી તૈયાર કરીને એ વસ્તુઓના થાળો ભરીને તેણે રાજમાતા તરફ મોકલ્યા અને તેના ચરણે ભેટ કર્યાં.

રાજમાતા ચકિત બની. બીજા સેવકો જ્યારે રાજભંડારમાંથી કંઇક લઇ જવાની કે રાજ્ય તરફથી ઇનામ મેળવવાની લાલસા સેવે ત્યારે આ સ્વામીભક્ત સેવક વગર માગ્યે પોતાનું સર્વસ્વ રાજ્યને અર્પી દે છે !

**વહેમના વમળમાં**

" મંત્રીજી ! આ વિવેકની કંઈ જરૂર નથી. આપ એ પાછું લઈ જાઓ. "

"એ તો મેં રાજ્યને અર્પણ કરી દીધું. અર્પણ કરેલી ચીજ પાછી ન લેવાય. "

" પરંતુ હું તમને એકનિષ્ટ સેવાના બદલામાં એ બક્ષિસ તરીકે પાછું આપું છું એમ માની લો. "

" એમ માનવા મારું અંતર ના પાડે છે. મારે તો નિઃસ્વાર્થ

સેવા કરી બતાવવી છે. મને એ ધનની અંગત જરૂર નથી. ”

“ તમારા વિચારો સ્તુત્ય છે. વારુ, પણ આ વપરાયલાં વસ્ત્રો—તમારા અને તમારા કુટુંબીજનોનાં ઉપયોગમાં આવેલાં કે આવનારાં વસ્ત્રો તો મારાથી નજ રાખી શકાય. એ તો તમારે પાછાં લેવાં જ પડશે. ”

“ આપની એવી જ ઇચ્છા હોય તો એ બાબતમાં બહુ આગ્રહ કરવા જેવું નથી. બાકી રાજ્યના હિત માટે અર્પણ કરેલું ધન હું કોટી ઉપાયે પાછું નહિ રાખું. ” અમરચંદે પોતાનો દૃઢ નિશ્ચય જણાવી દીધો, અને રાજમાતાની રજા લીધી.

“ કેવો વફાદાર સેવક ! ” તેની પાછળ જોઇ રહેલી રાજમાતાના અંતરમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા.

“ જેવો દેખાવમાં સ્વામીભક્ત તેવા જ અંદરખાનેથી સ્વાર્થસાધુ ! રાજમાતાની દાસીએ મોં મચકોડયું.

“ રૂપાં ! તું તો આવી ને આવી વહેમીલી રહી ! ” રાજમાતાને દાસીનાં વચનો ન ગમ્યાં.

“ હશે, છો રહ્યાં અમે વહેમીલાં ! એ તો જ્યારે પોત પ્રકાશશે ત્યારે ખરી ખબર પડશે. પૂછજોને દારુણસિંહને ! ”

દારુણ એક તરુણ રાજકર્મચારી હતો. રૂપાં સાથે એને મોટો સંબંધ હતો. રૂપાં મારફત એ વારંવાર રાજમાતાના કાન ભંભેરતો. અમરચંદની વધતી જતી સત્તા એને આંખના કણાની માફક ખૂંચવા લાગી અને એ કાંટો દૂર કરવા એણે પ્રયાસો આદર્યા. ‘ આ ધનસંપત્તિ એ લાવ્યો કયાંથી ? એ તો બધું રાજ્યનું જ, આવો ડોળ કરીને પોતાની નિસ્પૃહતા બતાવવા અને તમને પોતાની શેહમાં દબાવી દેવાનો જ આ બધો પ્રપંચ ! ’ એમ એણે રાજમાતાને સમજાવ્યું, અને રણવાસની ખટપટમાં રચીપચી રહેલી રાજમાતાએ એ વચનો સત્ય માની લીધાં.

અને પછી તો રૂપાં અને દારૂણ અમરચંદની નિંદારૂપ વિષ હમેશાં રાણીનાં કાનમાં રેડવા લાગ્યાં. અમરચંદ તરફનો રાણીનો પૂજ્યભાવ ઊડી ગયો. એના દરેક કાર્યને તે વહેમની નજરથી જોવા લાગી.

પોતાના કાર્યોમાં રાણી તરફથી સહાનુભૂતિ મળવાને બદલે દખલ નાખવામાં આવે છે એ અમરચંદ જોઈ શકતો, પરંતુ તેનું સત્ય કારણ તેને ન સમજાયું.

"મંત્રીજી! આપ બધા સામંતોને એક લાકડીએ હાંકો છો એ ઠીક થતું નથી."

"એટલે ?"

"એટલે એમ કે તમે બહુ ઉપાડો લીધો છે તે રાજમાતાને પસંદ નથી. કોઈ દી એ તમને ભારે પડી જશે !"

"ઓહો ! રૂપાંબાઈ, તમે રાજકાજમાં પડતાં કેદી શીખ્યાં ?"

"અમે તો કયારનાં શીખ્યાં છીએ. તમારે મારા જેવા પાસેથી હવે શીખવું પડશે !" ચીબાવલી રૂપાં ફાવે તેમ બોલવા લાગી.

મંત્રીની આંખ ફાટી. "તારા જેવી એ બદામની દાસી મને શીખવશે તે દિવસે તો પૃથ્વી ઉથલપાથલ થઈ જશે. ચાલ, ચાલી જા અહીંથી! ખબરદાર વિવેકમર્યાદા શીખ્યા પહેલાં અહીં પગ મૂક્યો છે તો !"

રૂપાંએ મંત્રીનું વિકરાળ સ્વરૂપ જોયું અને તે કંપી ઊઠી. એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના તે ત્યાંથી વંજે માપી ગઈ.

પરંતુ લુચ્ચી રૂપાં મંત્રીએ કરેલા અપમાનથી બળીઝળી ઊઠી. વેરવૃત્તિ એના અંતરમાં જાગી અને એ રાણી પાસે રાવ લેવા ગઈ.

ડુસકાં ભરતાં ભરતાં તેણે હકીકત જણાવી, અને વાતને વિકૃત કરી–મીઠું મરચું ભભરાવીને કહ્યું: "અરે, એ મંત્રી તો એવો ફાટી

ગયો છે કે તમારી પણ તમા રાખતો નથી અને તમારા માટે પણ ગમે તેમ એલફેલ બોલે છે. હું ધારું તો રાજમાતાને પણ ઘડીના છઠ્ઠા ભાગમાં રખડતા કરી દઉં એમ એણે કહ્યું ત્યારે તો મારાથી ન જ રહેવાયું. અરેરે, જે તમને રઝળાવવાની વાત કરે તે કુંવરસાહેબને પણ કેમ ન રઝળાવે !" રૂપાંનો સાદ ગળગળો થઈ ગયો. તેની આંખમાંથી ડબક ડબક આંસુ પડવા લાગ્યાં.

રાજમાતાને લાગ્યું કે ખરેખર મંત્રી આમ બોલ્યો હશે, નહિ તો રૂપાંનું મન આટલી હદે ન દુભાય. પોતાની જ દાસી પાસે જે આમ બોલે તે કોઈ દિવસ પોતાનું અમંગળ પણ કરે ! પાણી પહેલાં પાળ બાંધવાનો તેણે નિશ્ચય કર્યો.

તેને સાલુમ્બ્રાસરદાર યાદ આવ્યો. અમરચંદ સિવાય બીજી સત્તાશાળી વ્યક્તિ એ જ હતી.

રાજમાતાએ પોતાની પાલખી મંગાવી અને તેમાં બેસીને તે સાલુમ્બ્રાસરદારના ઘર તરફ જવા નીકળી.

રૂપાંના વર્તનથી અમરચંદને શંકા પડી જ હતી કે આજે કંઈ નવાજૂની થશે. તે રાજમહેલ તરફ આવવા નીકળ્યો.

માર્ગમાં જ તેણે રાજમાતાની પાલખી જોઈ. ત્યાંથી જ પાછા ફરવાની તેણે ભોઈ લોકોને ઈશારત કરી.

રણવાસનાં દ્વાર આગળ આવતાં જ તેણે રાજમાતાને પ્રણામ કર્યાં. ધીર ગંભીર સ્વરે તેણે શબ્દો ઉચ્ચાર્યા: " રાજમાતા ! ક્ષમા કરજો. આપે આ ઠીક ન કર્યું; હજી તો અમારા રાણાજીને સદ્દગત થયા પૂરા છ માસ થયા નથી અને આપ આમ બહાર નીકળો તે આપને ન શોભે ! આપ તો સમજુ છો એટલે આપને શું કહેવાનું હોય ? બાકી વિશ્વાસ રાખજો કે હું જે કરીશ તે હમીરસિંહના હિતનું જ કરીશ. આ અમરચંદના દેહમાં જીવ હશે ત્યાં સુધી તેનો વાળ વાંકો નહિ થવા દઉં. તેના જ લાભ માટે આ બધી જંજાળ

મેં વહોરી લીધા છે. તેથી તો મારા દરેક કાર્યમાં ઉલટું તમારે પ્રોત્સાહન આપવું જોઈએ."

"તમારામાં તો મને સંપૂર્ણ વિશ્વાસ છે, મંત્રીજી!"

**બેકદર દુનિયા!**

રાણીએ મીઠાં વચનો ઉચ્ચાર્યાં; પરંતુ તેના મનમાં તો દ્વેષભાવ સળગી રહ્યો હતો. આ દ્વેષાગ્નિમાં રૂપાં વખતોવખત **અ**મરચંદની નિંદારૂપ ઘી હોમ્યા કરતી અને એ દ્વેષાગ્નિને ભડભડ બળતો રાખતી. પરભવની દુશ્મન હોય તેમ રૂપાંએ એ દ્વેષાગ્નિમાં મંત્રીજીને બાળીને ભસ્મ કરવાનો સંકલ્પ કર્યો.

**અ**મરચંદને લાગ્યું કે રાજમાતાની સહાનુભૂતિથી પોતે જરૂર મેવાડને શત્રુરહિત અને સુખી બનાવી શકશે. તેણે બેવડા ઉત્સાહથી પોતાની યોજના અમલમાં મૂકવા માંડી.

બાળરાજા **અ**મરસિંહની જન્મગાંઠના મંગળ દિવસે ઉદયપુરમાં આનંદ અને ઉત્સાહનાં પૂર ઉલટયાં હતાં. લોકો ઉત્સવ મનાવી રહ્યા હતા; રાજમહેલમાં પણ હર્ષનું વાતાવરણ છવાઈ રહ્યું હતું.

એ આનંદદાયક પ્રસંગની ખુશાલીમાં રણવાસમાંથી જાતજાતના પક્વાનનો થાળ મંત્રીને ત્યાં આવ્યો. પ્રસંગનું મહત્વ જોતાં મંત્રી તેનો અસ્વીકાર ન કરી શકયો.

પરંતુ એ પક્વાન જીવલેણ નીવડયું. **અ**મરચંદે એ ખાધું અને એની નસો તણાવા લાગી. એ સમજી ગયો કે જરૂર કંઈ દગો થયો છે. વિષવારણનો ઈલાજ તેણે અજમાવ્યો, પરંતુ એ કાતીલ ઝેરનો ઉપાય જ નહોતો. રગેરગે વ્યાપી ગયેલું વિષ એનો પ્રાણ લીધે છૂટકો કરે તેમ હતું. એણે જીવનની આશા છોડી.

'બેકદર દુનિયા! આપણે ભલેને બીજાને માટે પ્રાણ પાથરીએ પરંતુ બીજાને કયાં આપણી કે આપણા કાર્યની કદર છે!' સંતપ્ત

હૃદયે તે બોલી ઊઠયો. 'અવિચારી રાજમાતા! તમે હાથે કરીને જ તમારા પગ ઉપર કુહાડો મારવા જેવું કર્યું છે. પ્રભુ ઇચ્છા! જેવું મેવાડનું ભાવી!'

અને અનેક આશાઓ—અનેરી મહત્વાકાંક્ષાઓ અને મેવાડની જાહોજલાલીનાં સ્વપ્નાં સેવતા મેવાડના એ મહાન મંત્રી **અ**મરચંદ બરવાનું પ્રાણપંખેરું એમ ને એમ આશાભર્યું ઊડી ગયું.

**અ**મરચંદ ગયો, પરંતુ મેવાડમાં પોતાની સુવાસ મૂકતો ગયો. આજે પણ મેવાડમાં એનું નામ જાણીતું છે, અને એના જેવા સદ્‌ગુણો ધરાવનાર માણસને આજે પણ તેઓ '**અ**મરચંદ' ની ઉપમા આપી એ **અ**મરચંદ મંત્રીનું નામ અમર બનાવી રહ્યા છે.



# સિંહણનાં સંતાન

[ ૧૮ ]

"જેસવંત ચારણ ગમે તેમ તોપણ આપણો આશ્રિત ! એનું અપમાન તે આપણું અપમાન, ને એ અપમાનનો બદલો લીધા વગર મને શાંતિ વળનાર નથી."

"પરંતુ અત્યારે એ વાતનું અહીં શું છે ? આપણે જામનગર જઈશું ત્યારે જેમ ઠીક પડશે તેમ કરીશું."

"તમે પણ જેસાજી આવું ઢીલું ઢીલું કેમ બોલો છો ?" રાવળ જામ અકળાયા.

"હું તો સ્વાભાવિક વાત કરું છું. બાકી આપની ઇચ્છા હોય તો હું અબઘડી એ વાઘેલા ઉપર ચઢાઈ લઈ જાઉં !"

"જેસાજી, તમારે એ ઉપાધિ વહોરવાનું કંઈ કારણ નથી. તમે એક કામ કરો. હું અહીંથી જ જે થોડાઘણા ઘોડેસવારો મારી પાસે છે તે લઈને પરબારો ઉપડી જાઉં છું. બીજા સવારો માર્ગમાં ભેગા થઈ જાય તેવી ગોઠવણ કરું છું. તમે તમારું પાયદળ સાચવીને

જામનગરમાં જ રહેજો અને મારી ગેરહાજરીમાં કોઈ શત્રુ આપણી લાજ ન લઈ જાય એટલી સંભાળ રાખજો."

"હું બેઠા છતાં મારા ધણીને આવો પરિશ્રમ હોય? તો પછી હું સેનાધિપતિ શા કામનો?" જેસાજી મનમાં ને મનમાં મુંઝાવા લાગ્યો.

તેણે ફરી એક વાર જામને વિનંતી કરી જોઈ, પરંતુ એનો એ જ ઉત્તર! ચારણના કારણને લીધે જામ જાતે જ યુદ્ધે ચડવા હઠે ભરાયો હતો.

જામે વ્યંગમાં ઉત્તર આપ્યો, "જેસાજી! એ તો જેનાં કામ જે કરે. એ વાઘેલાને તો હું જ પહોંચી વળું!"

જેસાજી આ શબ્દનો મર્મ સમજી ગયો. એના અંતરમાં ધ્વનિ ઊઠ્યો, 'શું જામ જાતે ચડે તો જ વાઘેલા ઉપર વિજય મેળવાય? હું શા માટે એ કાર્ય ન સાધી શકું? મારાં સામર્થ્ય અને શક્તિનો જામને જરૂર પરિચય કરાવવો જોઈએ.'

જેસાજીને કંઈક કરી બતાવવાની–પોતાની શક્તિનું પારખું આપવાની તમન્ના જાગી. તેણે નિશ્ચય કરી લીધો અને કઈ રીતે કામ સાધવું તેની યોજના વિચારવા લાગ્યો.

**રણગર્જના**

સેંકડો શૂરવીરો રણ ખૂંદતા આગળ વધી રહ્યા છે. મોખરે એક નવજુવાન આસ્તે કદમ કૂચ કરતો પોતાની એ પાયદળ સેનાને ઉત્તેજી રહ્યો છે. ઉત્સાહનાં પૂર ઉલટયાં હોય તેમ એ સેના હર્ષ-પ્રફુલ્લ બનીને એ રણ ઉતરવા અધીરી બની છે.

એ નવજુવાન બીજો કોઈ નહિ, પરંતુ જેસાજી પોતે હતો. એણે ખૂબ વિચાર કર્યો, પોતાના મનને મનાવી લેવાનો પ્રયત્ન કર્યો, પણ કોઈ રીતે મન ન જ માન્યું. એને એક જ વાતની રઢ લાગી, 'મારા પરાક્રમનું પારખું જરૂર કરાવવું જ જોઈએ.' તેને એક સુંદર

વિચાર સૂઝયો. કોઈ પણ રીતે જામની પહેલાં વાઘેલાના ગામ ગેડી આગળ પહોંચી જવું અને ત્યાં પોતાનો વિજયવાવટો ફરકાવવો !

પણ એ શી રીતે બને ? જામના ઘોડેસવાર લશ્કર પહેલાં પોતાનું પગપાળું સૈન્ય શી રીતે પહોંચી જાય ? સદ્ભાગ્યે એ માર્ગ પણ તેણે શોધી કાઢ્યો. ઘોડેસ્વારો જઇ શકે તે માર્ગ બહુ લાંબો હતો. આડે રસ્તે પગપાળા રણ ઉતરીને જતાં એ આડો રસ્તો તદ્દન ટૂંકો પડે તેમ હતું. રણ ઊતરતાં વધુ શ્રમ પડવા જેવું હતું; પરંતુ જો મનની મુરાદ પાર પાડવી હોય તો બીજો ઉપાય નહોતો. તેણે એ માર્ગ લીધો.

ગેડી આગળ આવીને તેણે એકાએક હલ્લો કર્યો.

વાઘેલો ચમક્યો. આમ અચાનક શત્રુઓ ક્યાંથી ફૂટી નીકળ્યા ?

પરંતુ એ વખતે ' મારે એની તલવાર' જેવો જમાનો હોવાથી અને કયા વખતે ક્યાં ધિંગાણું થાય એનો કાંઈ નિરધાર ન હોવાથી એ જમાનામાં નાનામોટા સૌ કોઇને પોતાનાં હથિયારો તૈયાર જ રાખવાં પડતાં. જરા પણ ગભરાયા વિના તે પોતાના સૈનિકો સાથે શત્રુઓનો સામનો કરવા નીકળી પડ્યો.

જેસાજીએ જોયું કે વાઘેલા સાથે અસંખ્ય સૈનિકો છે. આટલી વિશાળ સેના જોઇને રખેને પોતાના સૈનિકોમાં નિરુત્સાહ વ્યાપે એ વિચાર આવતાં તેણે પાણી પહેલાં પાળ બાંધવાનો નિશ્ચય કર્યો.

" વફાદાર સૈનિકો અને સામંતો, આપણે રાવળ જામની કીર્તિ ઉપર એક વધુ કળશ ચઢાવવા માટે અહીં આવ્યા છીએ; નહીં કે એ કીર્તિને કલંક લગાડવા ! જામનું ઘોડેસવાર સૈન્ય વિજયનો યશ ખાટી જાય તે પહેલાં આપણે જ એ કીર્તિને વરવાને જાણી જોઇને જ અહીં ધસી આવ્યા છીએ. શત્રુનું સૈન્યબળ કે સંખ્યાબળ જોઇને જરા યે ન ભડકતા ! હથિયાર કરતાં મનોબળ વધારે કામ કરે છે એ તમને ક્યાં સમજાવવું પડે તેમ છે ? આટલે સુધી આવ્યા પછી ડરીને પાછા

પગલાં માંડશો તો તમારા કુળને કલંક લાગશે, તમારા માતપિતાને ખોટ બેસશે, અને સ્વર્ગમાં બેઠા બેઠા તમારા પિતૃઓ પણ તમારા ઉપર શાપ વરસાવશે. રણે ચડ્યો રજપૂત કદી પણ પાછો પાય ધરતો નથી. આબરૂ ગુમાવીને જીવવું તેના કરતાં ગૌરવભર્યું મૃત્યુ વહોરવું એ વધારે શ્રેયસ્કર છે. હવે તો આપણે એક જ નિશ્ચય કરીએ–આ પાર કે પેલે પાર ! कार्यं साधयामि वा देहं पातयामि । ”

જેસાજીના વિરોચિત વચનોથી તેના સૈનિકોનું રાજપૂત લોહી ઉછળી આવ્યું. મરવું કે મારવું એવો દૃઢ નિશ્ચય કરીને મ્યાનમાંથી તલવાર કાઢીને ડાબા હાથમાં ઢાલ ધારણ કરીને તેઓ લડવા તત્પર બન્યા. પોતાની તલવારને ગગનગામી કરતાં એ સૈનિકોએ રણગર્જના કરી, ‘ જય જડેશ્વરની ! જય રાવળ જામની ! ’

**છેવટનો હલ્લો !**

જેસાજીના સૈનિકો શત્રુઓ ઉપર તૂટી પડવા થનગની રહ્યા. વાઘેલાએ આ જોયું. એ પણ શત્રુને પહેલે સપાટે હાર્યા દેવા તત્પર બન્યો.

ભયંકર યુદ્ધ જામ્યું. જાડેજાઓ ઉછળી ઉછળીને પોતાના દુશ્મનો ઉપર તૂટી પડતાં પોતાની તલવારનું પાણી બતાવવા લાગ્યા.

બન્ને પક્ષના રજપૂતો મરણિયા બન્યા હતા. ડગલું પણ પાછું ન હઠતાં શત્રુસૈન્યને ભેદી આગળ વધવા બન્ને પક્ષ પ્રયાસ કરી રહ્યો હતો.

મેકરણ વાઘેલાએ પોતાના સૈનિકોને પડકાર્યા, “ ખબરદાર ! જો પાછી પાની કરી છે તો ! મુઠ્ઠીભર માણસોએ વાઘેલાના અસંખ્ય સૈનિકોને મારી હઠાવ્યા એવા કલંકની કાળી ટીલી સદાયને માટે તમારા કપાળે ચોંટશે અને શૂરાઓની સૃષ્ટિમાં જીવવું પણ તમને અકારું થઈ પડશે. માટે ખૂબ હિંમતથી આગળ ધસો અને શત્રુઓને અહીંથી તગડી મૂકો ! ”

બીજી તરફ જેસાજી પણ પોતાના પાયદળને પ્રશંસાનાં વચનો સંભળાવી પાનો ચઢાવી રહ્યો હતો.

આમ બે પ્રહર સુધી તો ભીષણ યુદ્ધ મચ્યું. યુવાનો ગેડી દડે રમતાં જેમ કોણ પોતાના સપાટામાં આવે છે અને કોને વાગી જાય છે તેનું ભાન રાખી શકતા નથી તેમ બન્ને પક્ષ ઉત્સાહના તાનમાં એવા ચકચૂર બન્યા હતા કે પોતાનો કે પારકા પક્ષનો માણસ જે કોઈ સપાટામાં આવતું તેને પોતાની તલવારનો સ્વાદ ચખાડતા, અને ઘાસ વાઢતા હોય તેમ સામી છાતીએ લડવા આવનારનાં માથાં વધેરી નાખતા.

મેકરણ વાઘેલાના સૈન્યને તો કોઈ પણ રીતે ગેડીનું રક્ષણ કરવું હતું. જેસાજી અને તેના પાયદળને પોતાના માલિક જામ રાવળ આવે તે પહેલાં વિજય વરીને જામને આશ્ચર્યમુગ્ધ કરવાની તાલાવેલી લાગી હતી. એટલે તેમને ક્ષણ ક્ષણનો સમય મહામૂલો લાગતો હતો અને બધાને બધા ય જાડેજાઓ ખપી જાય તોપણ વિજય જેસાજીનો જ થવો જોઈએ એવા દૃઢ સંકલ્પથી ઉત્સાહપૂર્વક મરણિયા બનીને તેઓ દુશ્મનોનો સંહાર કરવા મચી પડયા હતા.

ત્રીજે પ્રહર થયો અને વાઘેલાના સૈનિકોનો ઉત્સાહ મંદ પડવા લાગ્યો. જાડેજાઓના જબરા મારાથી વાઘેલાનું સૈન્ય ધીરે ધીરે પાછળ હઠવા લાગ્યું. આગલી હરોલ બેહાઈ ગઈ. ઉત્સાહભંગ બનેલા વાઘેલા સૈનિકોમાંથી કોઈ એ હરોલ પૂરવા આગળ ન આવ્યા. આ સ્થિતિ જોતાંજ જેસાજીના સૈનિકોમાં બમણું જોર આવ્યું. ખરી તકનો લાભ લઈ લેવાની ઇચ્છાથી તેઓ દ્વિગુણિત બળથી પોતાના હથિયારો ચલાવતા દુશ્મનોને પાછળ અને પાછળ હઠાવવા લાગ્યા.

"હં મારો બાપો ! હવે તો વિજય હાથવેંતમાં છે. એક જ છેવટનો હલ્લો અને આપણો બેડો પાર થયો સમજો !" જેસાજીએ જાડેજાઓને પ્રોત્સાહન આપ્યું અને 'જય જડેશ્વરની ! જય રાવળ જામની !' એ વિજયગર્જનાથી વાતાવરણ ગાજી ઊઠ્યું.

ખરેખર એ છેલ્લો જ હલ્લો હતો. એના વફાદાર સૈનિકો જાણે કેસરિયાં કરીને જ રણમેદાનમાં આવ્યા હોય તેમ જીવનનો મોહ તજી દઈને પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરતા દુશ્મનો ઉપર તૂટી પડ્યા.

વાઘેલા સૈન્યમાં ઠેકઠેકાણે ભંગાણ પડ્યું. છિન્નભિન્ન થયેલું એ લશ્કર પાછળ હઠતાં ચોમેર વિખરાઈ જવા લાગ્યું.

મેકરણ વાઘેલાએ આ જોયું. તેણે પોતાનો પરાજય થતો જોયો અને એની આંખ ફાટી.

તેણે ત્રાડ મારી, "જેસાજી! પારકાના પરાક્રમથી વિજયનો યશ ખાટી જવામાં શું શરાતન સમાયું છે? વીર નર હો તો આમ આવી જા મારી સામે! સંગ્રામ તો સમોવડિયાના શોભે!"

"હું પણ તને જ શોધ્યા કરું છું મેકરણ વાઘેલા! પ્રથમથી તેં કહ્યું હોત તો આપણું દ્વંદ્વ યુદ્ધ જ વિજયપરાજયનો નિર્ણય કરી નાખત. ચાલ, આવી જા, આપણે હવે એ વાતનો નિર્ણય કરી નાખીએ!"

અને વીજળી ઝબકી રહી હોય તેમ એ બન્ને લડવૈયાની તલવારો સૂર્યના કિરણોમાં ચમકારા મારી રહી. કુશળ ખેલાડીની માફક બંને પોતાની તલવારને જાણે પટાબાજી ખેલતા હોય તેમ શત્રુ ઉપર નાખવા લાગ્યા અને ક્યારે શત્રુ સપાટામાં આવી જાય એવો લાગ જોતા પોતાના પરાક્રમનું પારખું કરાવવા લાગ્યા.

દારુણ દ્વંદ્વયુદ્ધ મચ્યું. બંને શૂરવીરો પરસેવાથી રેબઝેબ થઈ ગયા.

વાઘેલાએ જોયું કે જાડેજો જરૂર પોતાને આજે અહીં જ પૂરો કરી નાખશે. તેણે એ પણ જોયું કે પોતાના સૈનિકો નિરુત્સાહી બનીને પાછળ હઠતા હઠતા નાસભાગ કરી રહ્યા છે. પોતે અહીં ખપી જાય અને સૈન્ય પણ નાસી જાય તો પછી પોતાના કુટુંબીજનોનું શું? એ રાજસત્તા અને સાહેબી બધું ય પછી તો સ્વપ્ન સમું થઈ જાય! 'જીવતો નર ભદ્રા પામશે' એ સૂત્ર તેને યાદ આવ્યું અને જેસાજીના વધુ ઘાથી પોતે અશક્ત બને તે પહેલાં ત્યાંથી પલાયન થઈ જવાના

વિચારથી તેણે પોતાનો ઘોડો ફેરવ્યો.

" વાઘેલો રાજા નાઠો ! વાઘેલો રાજા નાઠો ! " એવી જાડેજા સૈન્યમાં બૂમો પડી રહી. કેટલાક જાડેજા એને ત્યાં જ પૂરો કરી નાખવા માટે તેની પાછળ પડયા.

" ખબરદાર ! " જેસાજીએ પોતાના અશ્વને આડે લાવતાં ત્રાડ મારી, " નાસતા શત્રુ ઉપર પીઠ પાછળથી ઘા ન જ કરાય ! "

" પરંતુ મહારાજ એ જીવતો હશે તો વળી ફરીથી..."

" તોપણ એમાં શી હરકત છે ? આપણે જીવતા જાગતા બેઠા છીએ ત્યાં સુધી એ ભલેને મરજી પડે ત્યારે ચાલ્યો આવે ! "

મેકરણ વાઘેલો તો પોતાના અશ્વને ખૂબ વેગ આપતો—પોતાના નાસભાગ કરી રહેલા સૈન્યને ભેદીને માર્ગ કરતો આગળ ને આગળ વધતો દૂર દૂર નીકળી ગયો.

એના સૈનિકોએ તેને નાસતો જોયો ને હવે જીવ બચાવવા માટે નાસી છુટવા સિવાય બીજો કાંઈ ઉપાય નથી એવી ખાતરી થતાં તેમણે પણ પોતાના સ્વામીનું અનુકરણ કર્યું.

વિજયડંકા વગાડતો જેસોજી ગેડી ગામમાં આવ્યો, એ ગામમાં જામ રાવળની આણ વર્તાવી, અને વિજયચિન્હ તરીકે દરબારગઢ ઉપર જામનો વિજયધ્વજ ફરકાવ્યો.

**સિંહણનાં સંતાન**

બીજે દિવસે સૂર્યનારાયણ પોતાનાં કિરણો પૃથ્વી ઉપર પાથરવાની તૈયારી કરતા હતા, તે વખતે દૂર દૂરથી રણવાદ્યો સંભળાયાં અને જેસાજી સમજી ગયો કે પોતાનો માલિક આવી પહોંચ્યો લાગે છે ! ખાતરી કરવાને માટે તેણે પોતાના ગુપ્તચરોને મારતે ઘોડે એ દિશામાં જઈને બાળ કાઢી લાવવાની આજ્ઞા કરી.

" મહારાજ ! આ તો ખુદ જામ સાહેબ પોતે જ પધારે છે ! સાથે સાગર જેવડું સૈન્ય છે ! " પેલા ગુપ્તચરોએ ખબર આપ્યા.

જેસાજીએ મંદ હાસ્ય કર્યું. " ભલે પધાર્યા. ચાલો આપણે તેમનો સત્કાર કરીએ ! "

જામ ગેડીને પાદર પહોચ્યા. જુએ તો પોતાના રાજ્યચિન્હવાળો વાવટો હવામાં ફરકી રહ્યો છે !

તેને કંઈ સમજણ ન પડી.

' જસવંત બારોટ ! આ તો જબરું કુતૂહલ ! શત્રુના ગામમાં આપણો વાવટો ફરકે એ પણ નવાઈની વાત ! '

" જામસાહેબ ! વાઘેલો કાંઇ કાચો નથી કે પોતાના દરબારગઢ ઉપર તમારો વાવટો ફરકાવે ! મને તો લાગે છે કે એ જેસાજીનો કામો હોવો જોઈએ ! એ નરકેસરી પણ જબરો નટખટ લાગે છે ! "

એટલામાં તો ગામના દરવાજા આગળ ત્રાંસાં અને ત્રાંબાળુ ઢોલ વાગવા લાગ્યા, શરણાઇઓ ફુંકાવા લાગી, અને જાણે કોઈ સામૈયું કરવા આવતા હોય એવો દાક નજરે પડયો.

જામના આશ્ચર્યની અવધી થઈ; એટલામાં તો એ સામૈયું નજીક આવ્યું. મોખરે રહેલા સવારે ઘોડા ઉપરથી ઠેકડો માર્યો અને દોડતા આવીને રાવળ જામને મસ્તક નમાવી નમન કર્યું.

"ઓહહો ! કોણ જેસાજી ? મારા પહેલાં તમે અહીં પહોંચી ગયા ?"

" જી. " જેસાજીએ ટૂંકો ઉત્તર વાળ્યો.

" પણ તમે આવ્યા કયારે ? વાઘેલા સાથે લડયા કયારે ? અને આ વિજયવાવટો અહીં ચડાવી દીધો કયારે ? "

" એ બધું આપના આશીર્વાદથી ગઈ કાલે જ બની ગયું ! "

જામને આ બધું ચમત્કાર જેવું લાગ્યું.

" અન્નદાતા ! આપની આજ્ઞા લોપીને હું જામનગર જવાને

બદલે અહીં આવ્યો તે બદલ આપની ક્ષમા યાચું છું."

"એ વિવેક જવા દો, જેસાજી! તમે તો મારી કીર્તિ ઉપર કળશ ચડાવ્યો છે! તમારી આ સમયસૂચકતા અને સ્વામીભક્તિ સદાને માટે મારા સ્મરણમાં રહેશે..."

"અને જામનગરના ઇતિહાસમાં તમારી નામના અમર થશે!" જસવંત બારોટે પોતાના અંતરની લાગણી દર્શાવવા માંડી, "તમે તો ખરેખરો રંગ રાખ્યો! માલિકની હાજરીમાં તો ધમાલ અને ધાંધલ કરનારા ઘણા ય નીકળી આવે, પરંતુ પોતાનો માલિક જાણે પણ નહીં તેમ તેનું સંકટ હરનારા સેવકો તો તમારા જેવા કોઈ વિરલા જ પાકે છે!"

"કરો, કરો, ગઢવી! તમારાથી થાય તેટલી તેની પ્રશંસા કરો. ખરી રીતે તો તમારે ખાતર જ એને આ પરિશ્રમ ઉઠાવવો પડ્યો છે."

"સાચું કહ્યું, બાપલા! એ વાઘેલાએ મારું અપમાન કર્યું હતું, તેનો બદલો તમે તેને બરાબર આપ્યો." બારોટે જામસાહેબનો ઉપકાર માન્યો.

"મેં નહિ, આ જેસાજીએ! આ વિજયનો બધો યશ એનો છે! હું તો હજી પણ એ જ વિચાર કર્યા કરું છું કે આમ ગણ્યાગાંઠ્યા માણસો સાથે વાઘેલાના વિશાળ સૈન્ય સામે લડવાની જેસાજીએ હામ શી રીતે બીડી?"

"જાણતા નથી જામસાહેબ? એ તો સિંહણનાં સંતાન! જેસાજી તો સાચો નરકેસરી! સેંકડો શિયાળો સામે એક જ કેસરી સિંહ બસ છે! એ એક જ રણશૂરો અનેકને પૂરો પડે તેવો છે! તમે સાંભળી નથી પેલી કહેવત:–

**કુકડ બચ્ચાં લાખ, લાખે બિચારાં**
**સિંહણ બચ્ચું એક, એકે હજારાં!"**

"સાચી વાત ! જસવંત ગઢવી ! તદ્દન સાચી વાત ! જેસાજી તો મારા સામંતોમાં અણમૂલ રત્ન છે !"

"એમ લુખ્ખા વખાણ કરવામાં તેનું દળદર ન ફીટે, જામ સાહેબ !" જસવંત બારોટે ખરો વખત જોઇને આડકતરી સૂચના આપી દીધી.

"ત્યારે તમે કહો તે કરું" જામ પણ તેની વલણ સમજી ગયા.

"એને માટે આપ જેટલું કરો તેટલું ઓછું. છતાં ય આપ જો એના પરાક્રમથી ખરેખર પ્રસન્ન થયા હો તો તેનો માનમરતબો વધે એવો કોઈ હોદ્દો આપવાની કૃપા કરો !"

"બસ એ જ ને ? ચાલો તમારા જેવા પવિત્ર ચારણદેવની સાક્ષીએ હું વચન આપું છું કે જામનગર જઇને હું જેસાજીને વજીરની પદવી આપીશ !"

"વાહ રાવળ જામ ! ધન્ય છે તમારી કદર કરવાની શક્તિને ! ધન્ય છે તમારી ઉદારતાને !" જસવંત ચારણે જામની પ્રશંસા કરી.

"એમ નહિ, એમ કહો કે ધન્ય છે માલિકને ખાતર મરી ફીટનારા આવા સ્વામીભક્ત સેવકને !"

"સાચું કહ્યું, એ સિંહણના સંતાનને—એ નરકેસરીને તો જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા ! એણે તો પોતાના કુળની કીર્તિ વધારી છે, અને પોતાની જનેતાની કૂખ અજવાળી છે. અમર રહો એ વીર નર !'

જસવંત ગઢવીના મુખમાંથી તે દિવસે જેસાજીની પ્રશંસાની વાક્ધારા વહેતી રહી. જામ જેસાજીની કદર કરવા અધીરો બની રહ્યો. ત્યારે જેસાજીના મનમાં તો પોતાના સ્વામીની સેવા કરવાનો બીજો પ્રસંગ પ્રભુ ક્યારે આપે એવું ચિંતવન ચાલી રહ્યું હતું !



# જેસાજી વજીર

[ ૧૯ ]



બા સાહેબને સલામ! જેસાજી વજીર આપની મદદે આવી પહોંચ્યા છે.”

**જૂ**નાગઢનો સૂબો તાતારખાન વિચારમાં ઊતરી પડ્યો: “ શું કરું ? જેસા વજીરને કિલ્લામાં આવવા દઉં ? અને કદાચ એ પોતે જ દગો રમે તો ? એના જેવા પ્રબળ સિપાહી બચ્ચાથી તો ચેતતા જ રહેવું સારું ! ” ક્ષણ માત્રમાં તેણે નિશ્ચય કરી લીધો.

“ ઠીક છે. તમારા સરદારને કહેજો કે તમારાં મુબારક પગલાં થતાં અમે ખૂબ ખુશ થયા છીએ. પણ દિલગીર છીએ કે કિલ્લામાં આપની સગવડ થાય તેવી જગ્યા નથી, એટલે આપ બહાર મુકામ નાંખશો.”

રાજદૂત કુર્નિશ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

સૂબો ફરી વિચારમાં પડ્યો: "શું કરું અને શું ન કરું તે કાંઈ સૂઝતું નથી. એક તરફથી દિલ્લીથી દોઢ લાખની ફોજ ચડી આવી છે. બીજી તરફથી જામની સેના જેસા વજીરની સરદારી નીચે આવી પહોંચી છે! ઉપરાંત નાના મોટા કાફલા આવ્યાના કે આવવાના ખબર પળે પળે મળતા જ રહે છે. આમાં કોણ શત્રુ અને કોણ મિત્ર એ કાંઈ સમજાતું નથી? કોને સંઘરવા અને કોને વિદાય કરવા તે પણ સૂઝતું નથી. અત્યારે તો ચેતીને ચાલવામાં જ માલ છે. જેસા વજીરને કિલ્લાની બહાર રાખવામાં જ સાર છે."

જૂનાગઢનો સૂબો તાતારખાન સ્વતંત્ર થવાનાં ફાંફાં મારી રહ્યો હતો. દિલ્લીના બાદશાહને આજ સુધી પોતે ખંડણી ભરતો હતો તે પણ તેણે બંધ કરીને સમ્રાટનો કોપ વહોરી લીધો હતો. બાદશાહે મુઝફરખાં નામના સૂબાને બાવન અમીરો અને દોઢ લાખના લશ્કર સાથે જૂનાગઢ ઉપર ચડાઈ કરવા મોકલ્યો હતો. એ ફોજ જોતજોતામાં જૂનાગઢ આવી પહોંચી, અને ગિરનારની તળેટીમાં છાવણી નાંખીને પડી.

તાતારખાનને દિલ્લીથી ફોજ ચડ્યાના ખબર મળતાં જ તેણે પાકી કિલ્લેબંધી કરી કોટના દરવાજાઓને વધુ મજબૂત બનાવ્યા, અને એક જ દરવાજો ખુલ્લો રાખીને પૂરતી તપાસ વિના અજાણ્યું ચકલું પણ ફરકી ન શકે એવો બંદોબસ્ત કર્યો.

તેણે પોતાના પક્ષના રાજામહારાજાઓની પણ મદદ માગી, અને જૂનાગઢનો સુબો કોઈ વખતે કામનો છે એમ માનનારા રાજાઓ, ઠાકોરો, ગીરાસદારો અને લડવાના હોંસિલા સેનાનીઓ જૂનાગઢમાં એકઠા થયા.

નાના નાના પક્ષોને સાચવવા એમાં બહુ મુશ્કેલી નહોતી, ગણીગાંઠી સંખ્યાની ફોજ સાથે આવેલા સરદારો પોતાની સામે

માથું ઊંચકે એવો ભય રાખવાનું કાંઈ કારણ નહોતું, પરન્તુ વિશાળ સેના સાથે જામનો સરદાર આવે અને એ સરદાર જ્યારે જેસા વજીર જેવો નરબંકો હોય ત્યારે તો વાત જરા વિચારવા જેવી થઈ પડી. સૂબાને નમાજ પઢતાં મસીદ કોટે વળગવા જેવું થાય અને જેસાજી લાગ જોઈને જૂનાગઢ બથાવી પાડે એ શંકાએ તેના હૃદયમાં સ્થાન લીધું, અને તે અકળાયો. એ મુંઝવણ ટાળવાનો તેને એક જ માર્ગ લાગ્યો—કિલ્લામાં પગપેસારો કરવા ન દેતાં તેને ગઢથી દૂર જ રાખવાનો!

**અડે દ્વારકા!**

જેસાજી વજીરે દૂત પાસેથી સૂબાનો ઉત્તર સાંભળ્યો, અને એને રોમે રોમે ક્રોધ વ્યાપ્યો. સૂબાના જવાબમાં તેણે પોતાની અવગણના જોઈ. પોતાના માલિકનું અપમાન જોયું, યુદ્ધના નિયમનો ભંગ જોયે., અને એનો ક્રોધ ઉછળ્યો. 'શા માટે આવા વિવેકહીન અને તમા વગરના સૂબાને સહાય કરવી? આથી તો સૈન્યને પાછું જ લઈ જવું સારું.'

પરંતુ બીજી જ ક્ષણે એને પોતાનો રાજપૂતધર્મ યાદ આવ્યો: 'ના. ના, એમ પાછા તો નજ જવાય. રાવળ જામે મને તાતારખાનની મદદે મોકલ્યો છે. દિલ્લીની સલ્તનત નાનાં નાનાં રાજ્યોને દાબી દેવા અને પોતાનું ચક્રવર્તીપણું ફેલાવવા લાખો માણસોની ફોજ મોકલે ત્યારે તો અમારામાં કેટલું પાણી છે તે જરૂર બતાવી દેવું જોઈએ! વળી હું એમ ને એમ પાછો જઈશ તો લોકો ઉલટા મારી નિંદા કરશે, અને કહેશે કે બાદશાહી ફોજથી ડરી જઈને જેસા વજીર પાછી પાની કરીને નાસી આવ્યો. એમ થાય તો તો આજ સુધીની કરી કમાણી ધૂળમાં મળે, અને મારી કીર્તિને કલંક લાગે.

'ત્યારે હવે શું થાય ?

'કંઈ નહીં. માથું એક કોર મેલીને લડવા નીકળ્યા પછી કિલ્લાના આશરાનો કે સુખસગવડનો વિચાર શા માટે કરવો જોઈએ ? આ ખુલ્લું મેદાન એ જ કિલ્લો ! હવે તો અહીં જ દારકા કરીને એ સૂબાને ખાતરી કરી આપવી કે રાજપૂતો આપ્યું વચન કદી ફોક કરતા નથી, અને એક વખત યુદ્ધ માટે નીકળ્યા પછી કદી પણ પાછી પાની કરતા નથી !

'ગમે તેમ થાય તો પણ જેની મદદ માટે મને મોકલવામાં આવ્યો છે તેને મદદ કર્યા વગર–શત્રુ સાથે લડ્યા વગર પાછા ન જ જવાય. કિલ્લાનું મારે શું કામ છે ? સાચા લડવૈયાને તો કિલ્લો કે ખુલ્લું રણમેદાન એ બધું સરખું જ છે !'

તેણે આમ વિચારી **જૂ**નાગઢની બહાર એક ગાઉ દૂર છાવણી નાંખી, અને **તા**તારખાનને કોઈ પણ ક્ષણે મદદરૂપ થઈ પડાય તે માટે સૈન્યને હરદમ તૈયાર રહેવા સૂચના આપી દીધી.

**તરકીબ !**

**મુ**ઝફ્ફરખાં **જૂ**નાગઢ ઉપર હલ્લો શી રીતે લઈ જવો તેની યોજનાઓ વિચારી રહ્યો હતો, તેવામાં એક ગુપ્તચર ત્યાં આવ્યો, અને કુર્નિશ કરી અદબ વાળી ઊભો રહ્યો.

"કેમ **ક**મર શા **સ**માચાર ?"

"બીજું તો બધું ઠીક છે, નામવર ! **જૂ**નાગઢનો સૂબો કિલ્લાના દરવાજાઓ બંધ કરી પોતે સલામત છે એમ માની કિલ્લામાં ભરાઈ બેઠો છે. આપણે કિલ્લાને ઘેરો ઘાલશું એટલે એને નમ્યા વગર છૂટકો જ નથી. આપણું આવું દરિયા જેવડું લશ્કર જોઈને એ ગભરાઈ જશે અને પોતાની મેળે આપ ખુદાવિંદના પગમાં પડતો આવશે ! પરંતુ........."

એ જાસૂસ બોલતાં અટકી પડયો. મુઝફ્ફર ચમકયો, કમર વાત કેમ છુપાવે છે? જરૂર કંઈ અણધારી આફત જેવું હોવું જોઈએ.

"કેમ કમર! કેમ અટકી પડયો? કહે, મારા ખોફનો કે બીજી કોઈ પણ બાબતનો ડર રાખ્યા સિવાય જે હોય તે કહી દે."

"શું કહું જનાબ! આપણે આસાનીથી ફતેહ મેળવી શકત તેમાં ફાચર મારનાર એક રજપૂત એકાએક આવી ચડયો છે!"

"તો તેમાં શી હરકત છે? એવા મગતરાને તો હું આમ ચપટીમાં ચોળી નાંખીશ!" સૂબાએ ચપટી વગાડતાં દાંત કચકચાવ્યા.

"આપની બહાદુરી તો મુલ્કમશહૂર છે, પરંતુ આ તો કોઈ જુદા જ ખમીરનો રજપૂત છે. એણે એક વખત મેદાનમાં પગ મૂકયો એટલે એ ફતેહ કર્યા વગર મેદાન ન જ છોડે એવી એની આબરૂ જામી ગઈ છે!"

"એમ?" સૂબાની અકળામણ વધતી ગઈ, "એવો તે એ માથાનો ફરેલો કોણ છે?"

"જામનગરનો જેસો વજીર! એણે કેટલાય જંગ ખેલ્યા છે અને દરેક જંગમાં કામયાબી કરી છે!"

"જેસાજી? હા, હા, એની બહાદુરીનું બયાન ઘણી વાર મારા કાને પડયું છે. કમર! આપણે એને આપણા પક્ષમાં ન લઈ શકીએ?"

"માફ કરો, નામવર! એ તો રજપૂત બચ્ચો! એ લીધી ટેક કદી ન છોડે. જૂનાગઢના સૂબાને મદદ કરવા એ આવ્યો છે એટલે જીવ જતાં પણ એનો પક્ષ તે કદી ન છોડે. વળી બાદશાહી ફોજ સાથે તો એ કદી દોસ્તી ન કરે!"

"કારણ?"

"કારણ એ જ કે સોરઠના રાજાઓ પોતે સ્વતંત્ર છે એમ માને છે, અને સ્વતંત્ર રહેવા માગે છે. બીજી સત્તાની ડખલ એમને

આંખના કણુાની માફક ખૂંચે છે, એટલે સારઠના કાઈ પણ પક્ષ માટે તેઓ પ્રાણ આપવા તત્પર થાય, પરંતુ બહારની સત્તાને તો હરગીઝ મદદ ન કરે !"

"એમ? ઠીક છે, ત્યારે પહેલાં એનો જ નિકાલ કરી નાંખીશ ! તું જા, કિલ્લા આગળ ફરતો જ રહેજે. કંઈ પણ જાણવા જેવી બાતમી મળે કે તરત જ મને ખબર આપજે."

ગુપ્તચર ગયો, અને મુઝફ્ફર વિચારમાં પડયો. જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તે વધુ અને વધુ ઉશ્કેરાવા લાગ્યો. અત્યારે એ વાતનો નિકાલ કર્યા વગર પોતાના ચિત્તને શાન્તિ નહીં થાય એવી ખાતરી થતાં તેણે પોતાની સાથેના બાવન અમીરોને પોતાના તંબૂમાં બોલાવ્યા અને તેમની સાથે મસલત કરી.

"તે એમાં ગભરાવા જેવું શું છે ? એનું ત્રીસ હજારનું લશ્કર આપણી દોઢ લાખની ફોજ સામે થોડું જ ટકી શકવાનું છે ?" દિલાવરખાંએ પોતાની દિલાવરી દર્શાવી.

અનવરખાં બોલી ઊઠયો : "બરાબર કહ્યું દોસ્ત ! એટલા માણસોને તો આપણે જોતજોતામાં ચટણી કરી નાંખીએ !"

"આપણે આટઆટલા જંગ જીત્યા છીએ પછી આવા મગતરાથી બીવાનું શું ?" ત્રીજાએ ટાપસી પૂરી.

આમ એક પછી એક સૌ બડાઈ હાંકવા માંડયા, પરંતુ મુઝફ્ફરને તેથી જરા ય સંતોષ ન થયો.

બધાયનો અહંભાવભર્યો અભિપ્રાય જાણી લીધા પછી તે ગંભારતાપૂર્વક બોલ્યો: "તમે કહો છો એ બધું ઠીક છે, બિરાદરો ! પરંતુ અહીં મામલો જુદા જ પ્રકારનો છે. મેં જેસાજી વિષે ખૂબ સાંભળ્યું છે. એ મામૂલી સિપાઇ નથી, પરંતુ મરતાં સુધી અનેકને મારે એવો એ સાચો રજપૂત બચ્ચો છે. આપણે એની સાથે ખુલ્લી લડાઈ કરશું તો ભલેને એના ત્રીસ હજાર લડવૈયા ખતમ થઈ જાય તો પણ એ

હારીને નાસી જવાનો વિચાર સુદ્ધાં નહીં કરે. વળી એના ત્રીસ હજાર સૈનિકો મરતાં મરતાં પણ આપણા માણસોને વીણી વીણીને મારી નાખશે, અને આપણી દોઢ લાખની ફોજને અહીં જ પૂરી કરી નાંખશે!"

અમીરો ઊંડા વિચારમાં ઊતરી પડ્યા. સૌ પોતપોતાની બુદ્ધિ અનુસાર જાતજાતની તરકીબો શોધવા અને તે બાબત એકબીજા સાથે ચર્ચા કરવા મંડી પડ્યા.

અંતે એક યુક્તિ સૌને ગમી ગઈ. મુઝફ્ફરે પણ એ યુક્તિને વધાવી લીધી. અને જ્યાં સુધી એ યુક્તિ અમલમાં ન મૂકાય ત્યાં સુધી સભામાં હાજર રહેલા અમીરો સિવાય બીજું કોઈ એ તરકીબ જાણવા ન પામે તેવી સાવચેતી રાખવા સૌ કોઈને તાકીદ આપી.

**કર્તવ્યભાન**

"જનાબ! આ ખાણું તો બધું ઠંડુગાર થઈ ગયું. આપ અત્યાર સુધી ક્યાં પધાર્યા હતા? મને તો ક્યારની ફિકર થયા કરતી હતી!"

"ફિકર? મા...રી ફિકર! અરે મા...મારી સામે આંગળી પણ ઊંચી કરી શકે એવી કોની તા...તાકાત છે?"

અનવરખાં લથડિયાં ખાતો ખાતો અને આમ ગમે તેમ બોલતો પોતાના તંબૂમાં આવ્યો. પછી તે ભોજનના થાળ તરફ નજર કરતાં બોલ્યો: "નઝર! તું અમારી વાતમાં શું સમજે? તારા જેવો બબરચી અમો અમીરોની વાતમાં શું જાણે? આજે તો એક એવી જબરી તદબીર રચી છે કે દુશ્મન એક જ રાતમાં દફે થઈ જાય!"

નઝરની જિજ્ઞાસા ઉશ્કેરાઈ. નમીનમીને સલામ કરતાં તેણે પૂછ્યું: "એક રાતમાં દુશ્મન દફે? વાહ! એ તો આસમાનના સિતારા નીચે ઉતારવા જેવી વાત! એ તે શી રીતે બને?"

"ન કેમ બને ? અમારા જેવા બહાદુરોની વાતોમાં તું શું સમજે ? જગ જિતવાનો ફાંકો રાખનાર પેલા જેસા વજીરથી આપણા મુઝફ્ફરખાં ખૂબ ડરતા હતા. મેં તેમને યુક્તિ બતાવી કે એ રજપૂતો રાતના ઊંઘતા હોય ત્યારે તેમના ઉપર અજાણ્યો છાપો મારી તેમને રહેંસી નાંખવા, એટલે વગર મહેનતે બલા દૂર થઈ જાય ! કાલે મધરાતે અમે છૂપો હલ્લો કરીએ એટલી જ વાર. પછી આપણો બેડો પાર !"

નજીર તો આભો બનીને આ વાત સાંભળી રહ્યો. એને શંકા થઈ કે પોતાનો સરદાર દારૂના ઘેનમાં ખોટો બકવાદ તો કરતો નથી ?

"જનાબ ! આપ આ શું બોલી રહ્યા છો ? દારૂના ઘેનમાં આપ ખોટાં ગપ્પાં હાંકશો તો સરદાર મુઝફ્ફરખાં ખીજાશે !"

"ખીજાશે ? હા હા હા હા !" અનવરખાં ખડખડાટ હસી પડ્યો. "અરે, એણે પોતે પણ આ વાતને મંજૂર રાખી છે. નજીર ! કાલ રાતે જ જોજે કે એ રજપૂતની છાવણીમાં મડદાનો ઢગ થાય છે કે નહીં ?"

"ત્યારે શું ખરેખર તમે કાલે રાત્રે છૂપો હલ્લો કરવાના છો ? ખુદા ખેર કરે ને આપ સલામત પાછા આવો, નહિ તો તમારા વિના મારું બીજું કોણ છે ?"

"તું નાહકની ફિકર કરે છે, નજીર ! ખરી રીતે આમાં લડવાનું જ ક્યાં છે ? આ તો દુશ્મનો બેફામ હોય ત્યારે અણધાર્યો છાપો મારીને તેમને ઝબ્બે કરવાની જ વાત છે !"

"ત્યારે તો બહુ સારું, જનાબ ! ખુદા ખેર કરે ! આપ નિરાંતે ખાણાને ઇન્સાફ આપો !"

અનવરખાં અમીરોની સભામાંથી પાછા ફરતાં પોતાના એક મિત્રના આગ્રહથી મદિરાનું સેવન કરવા રોકાયો. એ મિત્રના આગ્રહથી તેણે એટલું બધું મદ્યપાન કર્યું કે મહા મુશીબતે લથડીયાં ખાતો તે તંબૂમાં આવી પહોંચ્યો, અને પોતાના મગજનું સમતોલપણું

ગુમાવ્યું. મદિરાના નશામાં તેણે પોતાના રસોયા પાસે ન કહેવાની બધી વાત જણાવી દીધી અને પોતે મોટો વાઘ મારવાનો હોય એમ મનમાં મલકાવા લાગ્યો.

**વતનનો સાદ !**

'અરરર આ તો ગજબ થાય ! જેસાજી વજીર જેવો નરબંકો આમ પશુની માફક વધેરાઈ જાય એ તો જુલમ કહેવાય ! બાદશાહી ફોજ આવી રીતે જંગ જિતવા માગે તો તો ભારે અન્યાય કહેવાય ! પરંતુ આ લોકોને ન્યાય-અન્યાય જેવું છે જ ક્યાં ? એને તો દાવપેચ કે લુચ્ચાઈ-લફંગાઈથી ફત્તેહ જોઈએ છે. ધર્મયુદ્ધમાં માનનારા રજપૂતો આવા અધર્મી આચરણવાળા દુશ્મનોને હાથે અજાણપણે કતલ થઈ જાય એ તો ઘોર પાપ ગણાય ! જેસાજી મારી જન્મભૂમિના શિરતાજ સમા છે. જન્મની રૈયત તરીકે મારી ફરજ છે કે આવો ઘોર અત્યાચાર અટકાવવો. નવાનગર ગમે તેમ પણ મારી જન્મભૂમિ. એ જન્મભૂમિના સેંકડો સૈનિકોને કમોતે મરતા બચાવવા એ મારું ખરું કર્ત્તવ્ય ! પેટને ખાતર મેં બાદશાહી ફોજમાં બબરચીની નોકરી સ્વીકારી એ વાત સાચી. પરંતુ તેથી મનુષ્ય તરીકેના ધર્મથી તો હું વિમુખ ન જ રહી શકું. ભલે સામી છાતીએ લડતાં મારા વતનના હજારો સૈનિકો કપાઈ મરે, પણ આમ કમોતે તો તેમને મરવા નહીં જ દઉં. આનો જરૂર ઇલાજ કરવો જોઈએ.'

આખી રાત નજરને ઊંઘ ન આવી. જેસાજી ઉપરનું આ વિપદવાદળ પોતે શી રીતે દૂર કરી શકે તેના અનેક સંકલ્પવિકલ્પ તેણે કર્યા, અને છેવટે શું કરવું તેનો મનમાં નિશ્ચય કરી લીધો.

**મુલાકાત**

"વજીર સાહેબ ! કોઈ મુસલમાન આવ્યો છે, અને આપને પોતાને રૂબરૂમાં મળવા માગે છે."

" ક્યાંથી—જૂનાગઢથી આવ્યો છે ? "

" જી, ના ' એ તો બાદશાહી ફોજમાંથી આવ્યો છે. "

જેસાજી વિચારમાં પડ્યો. ' બાદશાહી ફોજનો માણસ ! હશે, કોઈ દૂત દુશ્મનનો સંદેશો લઈ આવ્યો હશે. ' તેણે પરવાનગી આપી.

એ યુવાન આવ્યો, અને કુર્નિશ કરવાને બદલે બન્ને હાથે પ્રણામ કરીને ઊભો રહ્યો. જેસાજીને લાગ્યું કે એ માણસ આ તરફના રીત-રિવાજ જાણતો લાગે છે.

" કેમ યુવાન, તું શા કામે આવ્યો છે ? આ મુલકના રીત-રિવાજથી તું જાણીતો હોય એમ લાગે છે. "

" જી ! સોરઠમાં હું જન્મ્યો છું, અને એ ધરતીના અનાજ-પાણીથી ઉછર્યો છું. મારે આપને કંઈક કહેવાનું છે, પરંતુ આપના સેવકોની હાજરીમાં તો નહીં જ. "

જેસાજીએ પોતાના અંગરક્ષકોને ત્યાંથી ચાલ્યા જવાનો ઇશારો કર્યો.

" મહારાજ, એ અજાણ્યા આદમીનો શો વિશ્વાસ ? પ્રથમ એની જડતી લેવી જોઇએ ! "

" હરકત નહીં. એણે હથિયાર છુપાવ્યાં હોય તોપણ તેનાથી બચાવ કરવાની મારામાં તાકાત છે ! "

આજ્ઞાને આધીન થઈને અંગરક્ષકો ત્યાંથી ચાલ્યા ગયા.

" કૃપાનિધાન ! મારા જેવા ગરીબ માણસની વાત આપના માનવામાં નહીં આવે, પરંતુ મારી જન્મભૂમિના હિતની ખાતર પણ મારા જીવના જોખમે હું તમને એ હકીકત કહેવા આવ્યો છું. સોરઠમાં રહીને સોરઠી વીરોની ટેક મેં નજરે જોઈ છે. અનેક ધર્મયુદ્ધો ખેલાતાં પણ મેં જોયાં છે, પરંતુ શત્રુ ઊંઘતા હોય ત્યારે તેની કતલ કરી નાંખવાની વાત તો આજે જ જાણી ! "

જેસાજી ચમક્યો. ઉંઘતા શત્રુની કતલ ? આ માણસ શું બોલે છે ? તેણે ધીરે ધીરે એ યુવાન પાસેથી બધી વાત જાણી લીધી.

“ શાબાશ યુવાન ! વતનનો સાદ તેં બરાબર સાંભળ્યો છે. કહે તારી આ સેવાનો શો બદલો આપું ?”

“ માફ કરો, વઝીર સાહેબ ! બદલાની આશાએ હું અહીં આવ્યો નથી. મારા અંતરના અવાજને માન આપીને મેં મારી ફરજ બજાવી છે.”

“ ધન્ય છે જન્મભૂમિ પ્રત્યેની તારી લાગણીને ! જ્યારે પણ તારી ઇચ્છા થાય ત્યારે મારી પાસે ચાલ્યો આવજે ! ”

પેલા યુવાને ત્યાંથી ચાલ્યા જવા માટે પોતાની પીઠ ફેરવી.

એકાએક કાંઈ યાદ આવ્યું હોય તેમ જેસાજીએ તેને હાંક મારી. “ અને જોજે ભાઈ! મારું કહ્યું માનીને આજે રાત્રે તારી નોકરીની ફરજમાંથી પરવારીને બાદશાહી છાવણીનો ત્યાગ કરી જજે ! ”

“ જેવી આપની મરજી.” કહીને પેલો યુવાન ચાલ્યો ગયો.

**જયગર્જના**

સૂર્યનારાયણ ક્ષિતિજમાં અદસ્ય થયા અને નિશાદેવીનું સામ્રાજ્ય સ્થપાયું. બાદશાહી છાવણીમાં આજે જાણે મોટો ઉત્સવ થતો હોય તેમ રંગરાગ ઊડી રહ્યો હતો. મુઝફ્ફરખાંએ પોતાના ભવ્ય તંબૂ પાસે બાર હજાર લશ્કરીઓને એકઠા કર્યા હતા. જુદી જુદી ટુકડીઓના સરદારોએ પોતપોતાની ફોજને સૂચનાઓ આપી દીધી હતી, એટલે કાલની કોને ખબર છે એમ માનીને આજે છેવટની મોજ માણી લેતા હોય તેમ એ સૈનિકો શરાબ અને સંગીતની મોજ ઉડાવી રહ્યા હતા !

સૂબાના તંબૂમાં તો ઓર રંગ જામ્યો હતો. સૌંદર્યથી નીતરતી બાંદીઓ કોઈ શરાબની પ્યાલીઓ ભરી આપતી, તો કોઈ વાયુ ઢોળતી, કોઈ હુક્કો આપતી તો કોઈ સુગંધી ઉત્તેજક પદાર્થો સાથે તૈયાર કરેલાં પાનબીડાં તેની સન્મુખ ધરતી, ખડે પગે એની સેવા કરી રહી હતી.

કોકિલકંઠી કિન્નરીઓ સ્વર્ગમાંથી ઉતરી પડી હોય તેમ કંચનીઓ મધૂરાં ગાન ગાતી હતી, અને નર્તકીઓ ગાન સાથે તાન આપતી હોય તેમ સુંદર અંગમરોડ સાથે નૃત્ય કરી રહી હતી.

સૂબાના આનંદનો પાર ન હતો. આજે વગર મહેનતે ફતેહ મેળવવાના વિચારથી તે હર્ષઘેલો બન્યો હતો. આનંદના આવેશમાં આજે જેટલી મોજમઝા લૂંટાય તેટલી લૂંટવાનો તેણે નિશ્ચય કર્યો હોય તેમ અત્યારે ધાર્યું કામ પાર પાડવા જતાં પહેલાં તે શરાબ, સંગીત અને સૌંદર્યની બને તેટલી મોજ માણી રહ્યો હતો.

સૌ સૌના તાનમાં મસ્તાન હોય તેમ બાદશાહી ફોજના માણસો આનંદમસ્ત બન્યા હતા. તેવામાં એકાએક કંઈ ચમત્કાર બન્યો હોય તેમ છાવણીમાં દીવાઓ ઓલવાઈ જઈને ત્યાં અંધારું થતું હોય એમ લાગ્યું. સૌ વિચારમાં પડી ગયા. આ શો ચમત્કાર ?

એટલામાં તો ‘ મારો ! કાપો ! ’ બૂમો સંભળાવા લાગી અને ફોજમાં નાસભાગ થતી હોય એમ જણાયું. બાદશાહી ફોજ ખળભળી ઊઠી. આ વળી અણધારી આફત ક્યાંથી આવી ! તેઓ હથિયાર સજીને રક્ષણ માટે તૈયાર થાય એટલામાં તો અસંખ્ય ઘોડેસવારો ત્યાં ધસી આવ્યા. યુદ્ધ કરવાને બદલે પ્રથમ તો તેઓ તંબૂમાં કે રાવટીમાં–બહાર કે અંદર જ્યાં જ્યાં દીવાઓ બળતા હોય ત્યાં ધસી જઈને એ દીવાઓ ઓલવી નાખવા લાગ્યા.

ફોજમાં દોડાદોડી થઈ રહી. અંધારામાં જે આવે તેને તેઓ પોતાના હથિયારોનો સ્વાદ ચખાડતા આગળ વધવા લાગ્યા.

પરંતુ વધુ અને વધુ દીવાઓ ઓલવાતા ગયા. એ દીવાઓ ઓલવનારાઓ પોતાના માર્ગમાં આડે આવનાર માણસને પોતાની તાતી તલવારનો સ્વાદ ચખાડતા અને સામેથી થતો હુમલો સહન કરતા પોતાના કાર્યપ્રદેશમાં આગળ વધી રહ્યા હતા.

સૂબો તો નાચરંગમાં જ મશગૂલ બન્યો હતો. નૂપુરના ઝણકારમાં

બહારનો કોલાહલ પણ તેના કાને પડવા પામ્યો નહોતો.

એટલામાં એક સૈનિક તેના તંબૂમાં દોડી આવ્યો. હાંફતાં હાંફતાં તેણે કહ્યું: "સૂબા સાહેબ! ગજબ થયો! કોઈ હથિયારબંધ દુશ્મનોએ ધસી આવીને છાવણીના દીવા ઓલવી નાંખી આપણાં માણસોને જખ્મી કરી નાંખ્યાં છે. બહાર અંધારામાં તો જબરો જંગ જામ્યો છે!"

"તે એ બધા સરદારો શું કરે છે? જાવ, એમને કહી દો કે દુશ્મનોને મારી હઠાવે!"

"પરંતુ જનાબ!......"

"કુછ નહીં, જાવ, મેરા હુકમ હૈ!" સૂબાએ ત્રાડ મારી.

સૂબાએ હુકમ તો આપ્યો, પરંતુ તેના ચિત્તને શાંતિ ન વળી. એ૭લી ખબરથી તેના ચિત્તમાં ચટપટી થઈ. નાચરંગમાં એને મજા ન આવી. વ્યગ્ર ચિત્તે તે તંબૂની બહાર આવ્યો અને પોતાના અશ્વને ત્યાં લાવવાની આજ્ઞા કરી.

અશ્વ આવ્યો, અને તે ઘોડેસવાર થયો ન થયો એટલામાં તો તંબૂમાંથી બાંદીઓ અને કંચનીઓએ દોડાદોડ કરી મૂકી.

"શું છે? શું છે?" કરતો સૂબો ક્રોધથી ઊકળી રહ્યો. તેણે જોયું કે પોતાના તંબૂની અંદર દીવા ઓલવાતા જાય છે!

"ખબરદાર! કોણ છે એ બદમાશ!" તેણે ત્રાડ મારી. પરંતુ જવાબ કોણ આપે! જવાબમાં માત્ર તેણે તલવારોનો ખણખણાટ સાંભળ્યો.

સૂબાને ખાતરી થઈ કે આ તો જરૂર દુશ્મનોએ અણધાર્યો દાવ ખેલ્યો લાગે છે!

એનો મિજાજ ગયો. તેણે સત્તાવાહક સ્વરે આજ્ઞા કરી: "ખબરદાર જો પાછા હઠયા છો તો! દુશ્મનોને વીણી વીણીને મારી નાંખો! જોજો એમાંનો એક પણ માણસ જીવતો જવા ન પામે!"

પરંતુ ત્યાં ફેલાયલા ગાઢ અંધકારમાં કોણ શત્રુ અને કોણ મિત્ર એ જ જાણી શકાય તેમ નહોતું. ત્યાં દુશ્મનને વીણી વીણીને મારવાનું તે શી રીતે બને? સરદારની આજ્ઞાને વશ થઈને બાદશાહી ફોજ આંધળિયાં કરીને તૂટી પડી, અને અંધારામાં જે કોઈ સપાટામાં આવે તેની કતલ કરવા લાગી.

સામો પક્ષ મરણિયો બનીને લડી રહ્યો હતો. હથિયારના હડફેટમાં આવી જનાર શત્રુ છે કે મિત્ર એ દેખી જ શકાતું નહોતું. અને જીવ ઉપર આવી ગયેલા દોડનારાંઓને એ જોવાની અત્યારે દરકાર નહોતી. એટલે સૌ કોઈ જેમ દાતરડાથી ઘાસ વાઢી રહ્યા હોય તેમ તલવારથી જે કોઈ લાગમાં આવી જાય તેનાં માથાં ઉડાવી રહ્યા હતા. ઘડીકમાં 'યા ખુદા!' અને ઘડીકમાં 'ઓ રામ!'ની મર્મભેદક દુઃખભરી ચીસો સંભળાતી હતી, તો ઘડીકમાં 'અલ્લા હો અકબર' અને ઘડીકમાં 'જય રાવળ જામની' એવી જયગર્જના કાન ફાડી નાખતી હતી.

રાવળ જામની જયગર્જનાએ સૂબાને ચમકાવ્યો. તેણે જાણ્યું કે આ તો પેલા જેસા વજીરનાં કારસ્તાન લાગે છે!

જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ પોતાના માણસો પાછળ પડતાં હોય અને રજપૂતો વિજય-ગર્વથી વધારે ને વધારે સંહાર મચાવી રહ્યા હોય એમ તેણે જોયું. તેની ખાતરી થઈ ગઈ કે જ્યારે પોતાની આવી વિશાળ સેના રજપૂતોથી કાયર બનીને પાછળ હઠતી નાસભાગ કરી રહી છે, ત્યારે જેસાજી વજીર પાસે જબરું સૈન્ય હોવું જોઈએ. આવી રીતે અંધારામાં પોતાના લશ્કરની કતલ થવા દેવી અને છેવટે દુશ્મનના હાથમાં બંદીવાન બનવું તેના કરતાં ત્યાંથી નાસી જઈને પોતાનો તથા પોતાના સાથીઓનો જીવ બચાવવો એ વધારે સલાહકારક છે એમ માનીને મુઝફ્ફર ત્યાંથી પલાયન થઈ ગયો!

"સૂબો નાસે છે! સૂબો નાસે છે!" હજારો રજપૂતોએ ગર્જના કરી અને બાદશાહી ફોજમાં સનસનાટી ફેલાઈ ગઈ. એ જ

ક્ષણે બીજા હજારો રજપૂતો ત્યાં ધસ્યા આવ્યા હોય એમ બાદશાહી ફોજને લાગ્યું, અને જ્યારે સૂબો પોતે નાસી ગયો ત્યારે પોતે જીવનું જોખમ શા માટે ખેડવું એમ માનીને બીજા અમીરો અને સિપાહીઓએ સૂબાનું અનુકરણ કર્યું. 'જામ રાવળની જય! વજીર જેસાજીની જય!' એવી જયગર્જનાથી આખી છાવણી ગાજી ઊઠી.

**ધન્ય જેસાજી**

બાદશાહી સૂબાની છૂપી મસલતના ખબર મળતાં જ જેસાજી વજીરે આત્મરક્ષણનો ઉપાય શોધવા માંડ્યો હતો. પોતાના કરતાં ચાર પાંચ ગણી સંખ્યાની ફોજનો સરદાર જ્યારે આવી અધમ યુક્તિ વાપરે ત્યારે એ જાળમાંથી છટકી જઈને સામાને એવી જ કોઈ જાળમાં ફસાવીને પોતાનો બચાવ કરવો અને પોતાના સૈનિકોને કમોતે મરતાં બચાવવા એ પોતાનો પરમ ધર્મ છે એમ માનીને લાંબા વિચારને અંતે તેણે એક યુક્તિ શોધી કાઢી. પોતાને અંધારામાં રાખીને શત્રુઓ પોતાના સૈન્યની કતલ કરી નાખે તે પહેલાં જ શત્રુઓ ઉપર અણધાર્યો છાપો મારીને તેમને અહીંથી નસાડી મૂકવાનો તેણે નિરધાર કર્યો. મુખ્ય મુખ્ય સરદારો અને સૈનિકોને બોલાવીને તેણે સર્વ હકીકત જણાવી અને પ્રથમ પાંચ હજાર સૈનિકો એકાએક શત્રુની છાવણીમાં ધસી જઈને તંબૂઓમાં કે બહાર જ્યાં જ્યાં દીવા બળતા હોય ત્યાં દોડી જઈને દીવા ઓલવી નાંખે. અને પોતે બાકીના ૨૫ હજાર સૈનિકો સાથે શત્રુઓ ઉપર તૂટી પડે તેવી ગોઠવણ કરી. આ પાછળથી જનાર પચીસ હજાર સૈનિકોએ પણ કોઈ સ્થળે દીવા બળતા બાકી જણાય તો તે ઓલવી નાખીને શત્રુઓનો કચ્ચરઘાણ કાઢી નાંખવો એવી સૂચના પણ તેણે આપી રાખી. આ ગોઠવણનો બરાબર અમલ થયો અને તેમાં જેસાજી ફાવ્યો.

શત્રુઓને નાસી જતા જોઈને રજપૂતોના પગમાં બમણું જોર આવ્યું, અને તેઓ ફરી પાછા આવવાની હિંમત ન કરે એટલા

ખાતર તેમની પાછળ પડીને બાદશાહી ફોજને દૂર દૂર નસાડી મૂકી.

બાદશાહી સિપાઈઓ જીવ લઈને એવા નાઠા કે તેમને પોતાનો સરસામાન સાથે લઈ જવાનું સૂઝયું નહીં. રજપૂતોએ એ માલ કબજે કરી લીધો. મુઝફ્ફરના ડેરાતંબૂઓ, અસંખ્ય ઘોડા, બાવન હાથી વિગેરે જેસાજી વજીરે કબજે કર્યાં, અને તે બધું નવાનગર મોકલી આપ્યું.

તેણે જોયું કે જે કાર્ય પોતે કરવા આવ્યો છે તે કામ તો પાર પડયું છે! બાદશાહી ફોજ સામે જૂનાગઢના સૂબાને સહાય કરવા પોતે આવ્યો હતો. હવે એ ફોજ પાછા આવવાની હિંમત કરી શકે તેમ નથી એટલે અહીં રોકાવાનું કાંઈ કારણ નથી એમ માનીને પોતાની છાવણી ઉપાડીને સૈન્ય સાથે તેણે નવાનગર તરફ કૂચ કરી.

તાતારખાનને આ ખબર મળ્યા. પોતે જેને કિલ્લામાં આવવા ન દેતાં બહાર રાખીને બેદરકારી બતાવી હતી એ જ જેસાજી વજીર પોતાને ખાતર આટલો શ્રમ લે અને પોતાને બાદશાહી ફોજરૂપી જબરી આફતમાંથી બચાવી લે એ એની કેટલી ખાનદાની? આવા ઉમરાવદિલ રજપૂતની કદર કરવી જોઈએ એમ તેને લાગ્યું, અને તે થોડા માણસો સાથે તેની પાછળ નીકળી પડ્યો.

મજલ દર મજલ કૂચ કરતું જેસાજીનું સૈન્ય આગળ વધ્યા કરતું હતું. તેવામાં પાછળથી ધૂળની ડમરી ચડી આવતી જણાઈ.

"વજીર સાહેબ! જરૂર કોઈ લશ્કર પાછળ પડયું લાગે છે!"

"હરકત નહીં, આવવા દો. આપણે તેનો સત્કાર કરવા તૈયાર છીએ!"

અને જ્યારે એ સૈનિકો નજીક આવ્યા ત્યારે જણાયું કે મોખરે તાતારખાન પોતે જ છે! જેસાજી ખુલ્લી તલવાર સાથે તેનું સ્વાગત કરવા તૈયાર થઈ ઊભો રહ્યો.

પરંતુ તાતારખાન અને તેના સાગરીતોએ હથિયાર ન જ ઉગામ્યાં.

તાતારખાન હસ્યો: " જેસાજી વજીર ! સોરઠમાં રહીને હું પણ રજપૂતોની માફક યુદ્ધના ધર્મો શીખ્યો છું. તમે મારી મદદે આવ્યા, એટલું જ નહીં, પરંતુ મેં તમને કિલ્લાની બહાર રાખ્યા છતાં તમે મને મદદ કરી એ તમારો ગુણ ભૂલી જઈને હું તમારા ઉપર હથિયાર ઉપાડું તો તો પછી શયતાનમાં અને મારામાં શો ફેર ? હું લડવા નથી આવ્યો ! આવ્યો છું મેં કરેલા ગેરવર્તન માટે માફી માગવા અને તમારી સેવાની કદર કરવા ! લો આ મીણાસરના બાર ગામનો પટ્ટો લખી આપું છું તેનો સ્વીકાર કરો ! "

જેસાજીએ પટ્ટો લીધો અને પોતાની સાથે જામસાહેબના કુંવર ભારમલજી હતા તેના હાથમાં આપતાં તે બોલ્યો, " જ્યાં સુધી જામસાહેબના કુંવર અહીં હાજર હોય ત્યાં સુધી મારાથી કોઈ જાતની ભેટ લેવાય નહીં ! "

તાતારખાન સમજી ગયો. જેસાજીની સ્વામીભક્તિ વિષે તેણે ખૂબ સાંભળ્યું હતું. તેણે તરત જ બાર ગામનો બીજો પટ્ટો લખી નાંખ્યો અને તે જેસાજીને ભેટ કર્યો.

જેસાજી એ પટ્ટો ભાણુજી દલને આપતાં બોલ્યા: " જામસાહેબના નજીકના ભાયાત હોય તેને આ ભેટ આપવી જોઈએ ! "

તાતારખાન ખૂબ મુંઝાયો: 'જામના કેટલાય ભાયાતો આ લશ્કરમાં હશે, તે બધાને હું ઈનામ અકરામ આપ્યા કરું તો મારી આખી રિયાસત ડૂબી જાય !' તેણે નિખાલસ દિલે ખુલાસો કર્યો: " જેસાજી ! આમ દરેક ભાયાતને આપવા બેસું તો મારું આખું જૂનાગઢ આપી દઉં તો પણ પૂરું ન પડે. કૃપા કરી આ બાર ગામનો ત્રીજો પટ્ટો આપું છું તે જરૂર તમે પોતે જ રાખો ! "

જેસાજી સમજી ગયો. તાતારખાનની ઈચ્છાને તેણે માન આપ્યું,

અને એ પદ્દી પોતે સ્વીકાર્યો.

*

વિજયને વરીને **જેસાજી** **નવાનગર** આવ્યો. જામે એને હર્ષ પૂર્વક સત્કાર્યો, એના પરાક્રમની ખૂબ પ્રશંસા કરી, અને જાહેર દરબાર ભરીને '**જેસા** **વજીર** જેવો વીર નર તો પોતાના રાજ્યનું સાચું ભૂષણ છે' એમ સ્વીકારીને તેની વજીરાત કાયમની કરી આપી.

માત્ર રાજસભામાં જ નહિ, પરંતુ આખા **નવાનગર**માં આ નર-બંકાનાં ગુણગાન થવા લાગ્યાં. સૌ કોઈ આવી વિશાળ બાદશાહી ફોજને **જેસાજી**એ શી રીતે નસાડી મૂકી હશે એ વિચાર આવતાં આશ્ચર્યચકિત બનતા અને તેમના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડતા:

'ધન્ય **જેસાજી** વજીરને!

ધન્ય એ વિજયી વીર નરને!'



# ભાભીનું મહેણું

[ ૧૯ ]

“ ભી થાળી પીરસો ને! હજી કેટલી વાર?”

રસોડામાં કામ કરતી ભાભીએ આ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કર્યાં અને પોતાને કામે વળગી રહી.

દિયર અધીરો બન્યો. ઘરમાં આંટાફેરા મારતો તે વારે ઘડીએ રસોડા તરફ નજર કરવા લાગ્યો અને ક્યારે ભોજન પીરસાય તેની રાહ જોઈ રહ્યો.

પરંતુ વળી પાછો તે ઉતાવળો થયો, “ અહોહો ! ભાભી, તમે કેવાં થાંથાં ! ક્યારનો ડાચાં તોડું છું પણ તમને તો જરાય ઉકરાંટો જ આવતો નથી !

“ થાય છે ભાઈ, હું એ જ કામ કરી રહી છું. ” ભાભી હજી પણ રસોડામાં કામે વળગી રહેલી હતી.

પેલો નવજુવાન પળેપળનો હિસાબ ગણી રહ્યો હતો. એને આજે વરાહનો શિકાર કરવાની ઇચ્છા થઈ આવી હતી. શિકાર માટે તે જંગલમાં જવા અધીરો બન્યો હતો. ભાભી ક્યારે થાળી પીરસે અને જમી પરવારીને શિકાર ખેલવા ચાલ્યો જાઉં એવી ચટપટી તેના ચિત્તમાં થઈ રહી હતી.

વારેઘડીએ પોતાના દિયરને એકની એક વાત કરતો સાંભળીને ભાભીનો મિજાજ ગયો. મોં ચડાવીને તે બોલી, "વાહ! આજ આટલી બધી શી ધાડ આવી છે? તમે તો એટલા બધા આકળા ઉતાવળા બની ગયા છો કે જાણે જયસિંહની સાથે યુદ્ધ કરી તેની છાતીમાં ભાલો મારવા માટે જતા ન હો!"

ભાભીના આ શબ્દો દિયરના અંતરમાં તીરની માફક ભોંકાયા.

ભાભીનું એ મહેણું બહુ આકરું બન્યું. આ શબ્દબાણોથી ભાભી પોતાના હૃદયને વીંધી નાખતી હોય, એ વચનો ઉચ્ચારીને પોતાને અમુક કાર્ય સાધવા ઉશ્કેરી રહી હોય, એવી ભાવના તેના અંતરમાં જાગી, અને તેનું યુવાન લોહી ઉછળી આવ્યું. પ્રાણ જાય તો ભલે જાય, પરંતુ ભાભીનું આવું મહેણું ખાઇને મૂંગે મોંઢે બેસી ન જ રહેવું એવો તેણે નિશ્ચય કર્યો.

એજ ક્ષણે એની ભાભી પીરસેલી થાળી લઈને રસોડામાંથી બહાર નીકળી.

પરંતુ પેલા યુવાનનું ચિત્ત ખાવા ઉપરથી ઊઠી ગયું હતું. એના મગજમાં એની ભાભીના મહેણાના ભણકારા વાગી રહ્યા હતા. ખંડમાંથી બહાર નીકળવાની તૈયારી કરતાં તે બોલ્યો, "બસ, ભાભી, તમારા હાથનું ભોજન હાલ તરત તો મને ન જ ખપે!"

ભાભી ચમકી. એને લાગ્યું કે દિયર પણ સામી મશ્કરી જ કરે છે. તેને ફોસલાવતી પટાવતી હોય તેમ તેણે મીઠાં વચનો ઉચ્ચાર્યાં, "ભાઈ, તમે પણ ઠીક મને બનાવો છો! હું તો સહેજ હસતી હતી

એમાં આવી રીસ તે હોય ?"

પરંતુ એ યુવાનના ચહેરા ઉપર હાસ્યને બદલે ગંભીરતા છવાયેલી હતી. તેણે દૃઢ સ્વરે ઉત્તર આપ્યો; "ભાભી, આ કાંઇ હાંસીની વાત નથી. હું આ તલવારના સોગન ખાઈને કહું છું કે જ્યાં સુધી હું જયસિંહના હૃદયમાં ભાલાનો આઘાત નહિ કરું ત્યાં સુધી તમારા હાથનું ભોજન નહિ લઉં."

ને ભાભી તેને વધુ સમજાવવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો પોતાની ઢાલ અને તલવાર સાથે એ યુવાન પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવા ઘરની બહાર નીકળી પડ્યો.

પોતાની સાથે દસ હથિયારબંધ ઘોડેસવાર લઇને એ યુવાને અંબરનો માર્ગ લીધો.

માર્ગમાં તેને એક જ ધૂન લાગી હતી–' ક્યારે અંબર પહોંચું અને અંબરનરેશ જયસિંહના હૃદયમાં ભાલો મારું !'

**વસમો વખત**

એની એ ધૂનનું કારણ સબળ હતું. અંબર રાજ્યના મૂળ સ્થાપક કછવાહા રાજવંશના આદિ પુરુષ દુલેરાયે નરવરથી નીકળી સૌથી પ્રથમ બડગૂજરોના તાબામાં ઘોસા નામના સ્થાન ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. આ યુવાન બડગૂજર જાતિનો હોવાથી પોતાનું મૂળ રાજ્ય અંબરનરેશે ઝૂંટવી લીધું હતું એ વાત તેના મનમાં ઘણીવાર ખટકતી અને પોતાનું ચાલે તો પોતાના પૂર્વજોની ભૂમિ પુનઃ પ્રાપ્ત કરવી એવી ઇચ્છા ઘણીવાર તેને થઈ આવતી. મનમાં જ સંઘરી રાખેલી એ અભિલાષા આજે ભાભીના મહેણાથી સતેજ થઈ, અને કંઈ નહિ તો પોતાના કુળના એ શત્રુ જયસિંહને પોતાનો હાથ બતાવવાનો મોકો મળશે એ વિચારે પણ તેને અજબ પ્રેરણા આપી.

જેવી રીતે કછવાહા લોકો **રામચંદ્રજી**ના પુત્ર **કુશ**દ્વારા પોતાની ઉત્પત્તિ માને છે, તેવી રીતે **બ**ડગૂજર લોકો **રામચંદ્રજી**ના પુત્ર **લવ** દ્વારા પોતે ઉત્પન્ન થયા એમ માને છે. જ્યારે અનેક રાજપૂત જાતિઓ પોતાની કન્યાને યવનસમ્રાટના કુળમાં આપતા ત્યારે પણ આ **બ**ડગૂજર લોકો એ કાર્યથી અલિપ્ત રહ્યા હતા, એટલું જ નહિ, પરંતુ પોતાની સ્ત્રીઓના સતીત્વની રક્ષાને માટે જરૂર પડે તો તેમને અગ્નિમાં ભસ્મિભૂત કરી દેતા. આમ તેઓ પોતાને કછવાહા કરતાં પણ ઊંચી પંક્તિના રજપૂતો માનતા, અને **અં**બરનરેશને પણ નમતું ન જ આપતા.

આ યુવાન બડગૂજર જાતિનો **દેવતી** રાજ્યના રાજાનો નાનો ભાઈ હતો. **દેવતી**નો રાજા એ વખતે **ગં**ગાજીની પાસે **અ**નુપ શહેરમાં સમ્રાટના સૈન્ય સાથે પોતાની સેના સહિત રોકાયેલો હતો, તેથી તેણે **દેવતી**નો રાજકારભાર પોતાના નાનાભાઈને સોંપ્યો હતો. આમ હોવાથી એ નાનો ભાઈ **દેવતી**ની રાજ્યધાની **રાજો**રમાં રહેતો હતો. જ્યેષ્ટ બંધુની ગેરહાજરીમાં **દેવતી** રાજ્યની વ્યવસ્થાનું શું થશે તેનો વિચાર કરવાનું પણ એ યુવાનને ન સૂઝયું અને વેરની ધૂનમાં એમ ને એમ તે **અં**બર આવવા નીકળી પડયો.

**અં**બરના ધૂળકોટ પાસે આવીને એ યુવાને ત્યાં મુકામ કર્યો.

એના સેવકો વારંવાર તેને **અં**બરની રાજધાનીનું નિરીક્ષણ કરવા, ત્યાંની શોભા નિરખવા, ત્યાંની સગવડોનો ઉપભોગ કરવા લલચાવતા, પણ અન્ય વાતમાં એનું ચિત્ત ચોંટતું નહોતું. એ તો માત્ર એક જ પ્રસંગની રાહ જોઈ રહ્યો હતો—**જ**યસિંહને પોતાના સપાટામાં લેવાની !

આમ ને આમ ધૂળકોટ આવ્યાને અઠવાડિયું વિત્યું, પંદર દિવસ પસાર થયા, મહિનો પણ પૂરો થયો; પરંતુ એવો લાગ એને ન મળ્યો. એની સાથેનાં માણસો કંટાળ્યાં. એના મૂર્ખાઈ ભરેલા

તરંગો તેમને હાંસીજનક લાગ્યા અને એમાં કંઈ દહાડો વળવાનો નથી એમ માની ધીરેધીરે ઘણા તેને છોડીને ચાલ્યા ગયા.

અને પછી તો તેની પાસેથી ખરચી પણ ખુટવા આવી. તેણે એક પછી એક અશ્વ વેચી નાખવા માંડ્યા.

પરંતુ એમ તે ગાડું ક્યાં સુધી ગબડે ? બીજો મહિનો પણ એમ ને એમ પસાર થઈ ગયો. થોડું ઘણું રાચરચીલું ને જરૂરી વાસણ વસાવ્યાં હતાં તે પણ વેચાઈ ગયાં ને છેવટે ઉદરનિર્વાહ માટે પોતાનાં હથિયારો વેચવાનો વસમો વખત આવી લાગ્યો.

કેવળ એક ભાલો જ પોતાની પાસે રાખીને બીજું બધું તેણે વેચી નાખ્યું, છતાં ય **જયસિંહ**નો ભેટો તેને ન જ થયો.

હવે તો પાસે ફૂટી બદામ પણ રહી નહોતી ! કેવળ અંગ ઢાંકવા પૂરતું એક વસ્ત્ર અને હાથમાં ઝાલવા એક ભાલો એ જ એની પૂંજી હતી. પૈસાને અભાવે એને ઉપવાસ કરવાનો વખત આવી લાગ્યો.

**ભાલો માર્યો !**

ત્રણ ત્રણ દિવસ સુધી તેને બરાબર કડાકા થયા. ક્ષુધાથી અક-ળાઈને તેણે રજપૂતોની માન્યતા મુજબ શુકન રૂપ ગણાતી માથાની પાઘડી પણ વેચી નાખી, અને અનાજ ખરીદીને પોતાની ક્ષુધાને શાંત કરી.

જાણે એની કસોટી પૂરી થઈ હોય તેમ તેણે તે જ દિવસે સાંભળ્યું કે મહારાજ **જયસિંહ** કિલ્લાની બહાર નીકળવાના છે. અને આ માર્ગ તરફ જ આવવાના છે. આથી એના શરીરમાં શેર લોહી ચડી આવ્યું.

જેને માટે પોતે આટઆટલી મુશિબતો વેઠી રહ્યો છે, તે જ પોતાનો શત્રુ આજે બરાબર લાગમાં આવવાનો છે ! એના બદનમાં

અજબ સ્ફૂર્તિ આવી ગઈ અને જે માર્ગે જયસિંહ આવવાનો હતો તે માર્ગ ઉપર જઈને તે છુપાઈ રહ્યો.

અંબરનરેશ મહારાજા સવાઈ જયસિંહ સામાન્ય રીતે પર્વતવાળા માર્ગનો ઉપયોગ કરતા હતા; પરંતુ આજે તેણે બીજો સીધો અને સરળ માર્ગ લીધો હતો. તેઓ કિલ્લાના દ્વારમાંથી જેવા નીકળવા ગયા તેવા જ એકદમ ચીસ પાડીને ઊભા રહી ગયા. એક તીક્ષ્ણ ભાલો વેગથી આવીને તેમના ડાબા પડખાના ખૂણા સાથે અથડાયો.

સાથેના અંગરક્ષકો ચમકી ઊઠયા. તેમણે એ ભાલો ફેંકનાર કોણ છે તેની ચોમેર તપાસ કરી, તેમણે એક ખૂણામાં લપાઈને ઊભેલા ચીંથરેહાલ યુવાનને જોયો, અને તેઓ ઉઘાડી તરવાર સાથે તેના તરફ આવેશભર્યા ધસ્યા.

જયસિંહે જોયું કે એ અનુચરો જોતજોતામાં પેલા યુવાનના ટુકડેટુકડા કરી નાખશે. તેણે ત્રાડ માર્ગી, "સાવધાન! રખે કોઈ એનો ઈજા કરતા! એને જીવતો જ પકડીને લઈ જાવ! રાજદરબારમાં એને હાજર કરજો!"

રાજસેવકો ધારતા હતા કે એ યુવાન ભયનો માર્યો અધમૂઓ થઈ ગયો હશે અને મુક્તિ મેળવવાને માટે પોતાના પગમાં પડશે; પરંતુ તેની નજીક આવતાં તેમણે જોયું કે એના મુખ ઉપર ગભરાટને બદલે આનંદ અને આત્મસંતોષની સુરખી ચમકી રહી છે અને એ જરાપણ ગભરાયા વિના જયસિંહ તરફ નજર ટેકવીને સ્થિર ઊભો છે! આવી દૃઢતા જોઈને અનુચરો આશ્ચર્યચકિત બન્યા.

**પ્રાણદંડ કે પોશાક?**

અંબરની રાજસભામાં આજે પેલા યુવાનની જ ચર્ચા ચાલી રહી હતી. જરૂર આજે એ હાથીના પગતળે ચગદાઈ મરશે એવી સૌ

કોઈને સંપૂર્ણ ખાતરી હતી. એ ક્રૂર શિક્ષા જોવા માટે કેટલાક ક્રૂરતાના ઉપાસકો તલપાપડ થઈ રહ્યા હતા.

છડીદારે અંબરનરેશની પધરામણીની નેકી પોકારી અને આખી સભા ખડી થઈ ગઈ.

પ્રતાપી સવાઈ જયસિંહ સિંહાસને બિરાજ્યા. પેલા યુવકને સભામાં લાવવાની તેણે આજ્ઞા કરી.

એ યુવક આવ્યો—દૃઢતાપૂર્વક પગલાં ભરતા શૂરા સિંહની માફક એણે બુંદીનરેશને ગૌરવભરી રીતે નમન કર્યું અને અદબ વાળીને નીડરતાથી તેની સામે ઊભો રહ્યો.

સભાજનો ચકિત થયા. 'આવો તે માથાનો ફરેલો આ કોણ છે, જે આવી દશામાં પણ રજભારેય નમતું આપતો નથી!'

કેટલાકે એને અતડા સ્વભાવનો ધાર્યો, કોઈકે એને મૂર્ખની ઉપમા આપી, કોઈએ એને પાગલ ગણી કાઢ્યો, અને કોઈએ વિનાશકાળે વિપરિત બુદ્ધિની માફક એને અવળી મતિથી મુંઝાયેલો માની લીધો. સૌ કોઈ પરિણામની આતુરતાથી રાહ જોઈ રહ્યા.

સિંહાસને બેઠેલા જયસિંહે એને પ્રશ્ન કર્યો. "રાજપૂત યુવાન, તું કોણ છે? ક્યાં રહે છે? અને આવું અવિચારી કૃત્ય કરવા શા માટે પ્રેરાયો છે?"

એ યુવાનના મુખમાંથી શાંત સ્થિર શબ્દો નીકળવા લાગ્યા: "અંબરનરેશ, હું દેવતીના બડગુજરપતિનો નાનો ભાઈ છું. આપના પૂર્વજોએ મારા પૂર્વજો પાસેથી અમારું ઘોસા રાજ્ય છીનવી લીધું હતું એ હું વડીલો અને ભાટચારણો પાસેથી સાંભળતો અને એ રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાનાં સ્વપ્નાં સેવ્યા કરતો. એવામાં એક દિવસ મારી ભાભીએ વાતવાતમાં તમારી છાતીમાં ભાલો મારવાનું મને મહેણું માર્યું, અને મારો નિશ્ચય દૃઢ થયો. એ મહેણાનો માર્યો હું પીરસેલા

ભોજનની પણ અવગણના કરીને આ તરફ નીકળી આવ્યો. પરંતુ અહીં આવતાં જ મારી દુર્દશા બેઠી. મારા તમામ અશ્વો, જરઝવેરાત, કપડાંલત્તાં અને છેવટ છેવટ રજપૂતને મન પ્રાણ સમાન પ્યારાં મારાં હથિયારો પણ વેચવાનો સમય આવ્યો. ત્રણ ચાર દિવસની લાંઘણ વેઠીને આજે જ મને થોડું ઘણું ખાવાનું મળ્યું. એટલામાં આજ ઘણે દહાડે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો મોકો મળ્યો અને મેં આપના હૃદયમાં ભાલો માર્યો. જરા પણ અતિશયોક્તિ કર્યા વિના કે કંઈ છૂપાવ્યા વિના સત્ય હકીકત આપને જણાવી દઉં છું. હવે આપને યોગ્ય લાગે તેમ કરો. મને મારવો કે ઉગારવો એ આપની મરજીની વાત છે."

એ સત્યવક્તા અને નીડર યુવાનની હકીકત સાંભળી ક્રોધે ભરાવાને બદલે **જય**સિંહ તેના ઉપર પ્રસન્ન થયો. ભલેને પોતાનો જીવ લેવા આવ્યો હતો છતાં એ ખરો રાજપૂત બચ્ચો હતો. પોતે લીધેલી પ્રતિજ્ઞા પૂરી કરવા માટે તેણે પ્રાણની પરવા કરી નહોતી, અને અત્યારે પણ તે હસતે ચહેરે પરિણામ ભોગવવા તૈયાર હતો!

'આવા યુવાનનો સંહાર શી રીતે કરાય? એને તો જીવતો જ છોડી મૂકવો જોઈએ.' જયસિંહે નિર્ણય કરી લીધો.

તેણે તરત જ એક સેવકને આજ્ઞા કરી. જોતજાતામાં પોશાકથી ભરેલો થાળ લઈને એ સેવક રાજસભામાં પાછો આવ્યો. **જય**સિંહે સ્વહસ્તે એ મૂલ્યવાન પોશાક પેલા યુવાનને ભેટ આપ્યો અને સભાજનો સાંભળે તેમ તેના સાહસની કદર કરતાં કહ્યું:

"ધન્ય છે પરાક્રમી યુવાન, તારા જેવો શત્રુ પણ પ્રશંસાને પાત્ર છે. ભલે તારી પ્રતિજ્ઞા મારા પ્રાણ લેવાની હતી છતાંય આટઆટલાં સંકટો વેઠીને પણ તેં પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરી છે માટે જરૂર તને ધન્યવાદ ઘટે છે. રજપૂત બચ્ચો પ્રાણ જતાં સુધી પણ પોતાની ટેકને ન છોડે. તેં તારી જનેતાની કુખ ઉજળી કરી

છે. હું તારા દોષની ક્ષમા આપું છું અને તારી દૃઢ ટેકથી મુગ્ધ બનીને આ પોશાક તને ભેટ આપું છું, એટલું જ નહિ, પણ તને તારા રાજ્યમાં સહીસલામત પાછો પહોંચાડવા માટે મારા પચાસ ઘોડેસવારોને પણ તારી તહેનાતમાં મોકલું છું."

આખી સભા દિગ્મૂઢ બની ગઈ. 'આ તો ધાર્યું કંઈ ને થયું કંઈ!' એમ સૌને લાગ્યું. પ્રાણદંડ મળવાને બદલે પોશાકની પ્રાપ્તિ કરનાર એ યુવાનની સભાજનોને ઇર્ષા ઉપજી, છતાંય એની નીડરતા માટે તેમના અંતરમાં ભારે માનવૃત્તિ પેદા થઈ. સભા બરખાસ્ત થતાં સૌ કોઇ એ યુવાનની જ વાતો કરવા લાગ્યા અને મનમાં ને મનમાં તેને ધન્યવાદ આપવા લાગ્યા.

**ટેકીલો જવાંમર્દ !**

એ હોંશભર્યો પોતાને ગામ પાછો ફર્યો.

એની ભાભી તો આતુરતાથી એની રાહ જ જોઈ રહી હતી. એને તો એમ જ લાગતું હતું કે એ ઉચ્છૃંખલ યુવાન જયસિંહના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ થઈ ગયો હશે અથવા એના સેવકોને હાથે કાળનો કોળીઓ બની ગયો હશે. પરંતુ જ્યારે તેણે પોતાના દિયરને હેમખેમ પાછો આવેલો જોયો ત્યારે તેના આશ્ચર્યની અવધિ થઈ.

પરંતુ બીજી જ ક્ષણે એના મનમાં શંકા આવીઃ 'એ ભાઈ મોટે ઉપાડે ત્યાં ગયા તો ખરા, પરંતુ ડરના માર્યા કાં તો જેવા ગયા તેવા જ પાછા આવ્યા લાગે છે!'

"ભાભી તમારા જેવા વડીલોના પુણ્યપ્રતાપે મેં લીધેલી પ્રતિજ્ઞા પાર પાડી છે. અંબરનરેશ જયસિંહના હૃદયમાં મેં ભાલો માર્યો છે, એટલું જ નહિ, પરંતુ તેના હાથે જ આ ઇનામ મેળવ્યું છે!"

અને હોંશભર્યા એ યુવાને અંબરનરેશ તરફથી મળેલો પોશાક એની ભાભીના ચરણે ધર્યો.

ભાભી તો એ અમૂલ્ય પોશાક જોઈને આભી જ બની ગઈ.

"પરંતુ ભાઈ, અંબરના સૈનિકો અહીં શા માટે આવ્યા છે?" ભાભીએ બીજી શંકા ઉઠાવી.

"એને તો અંબરનરેશે મારા રક્ષણને માટે મોકલ્યા છે. એના સેવકો માર્ગનો થાક ઉતારી વિશ્રાંતિ લઈને પાછા ચાલ્યા જવાના છે. એમની ખાતરબરદાસ્તનો બંદોબસ્ત તમારે કરવો પડશે હો ભાભી!"

"હા, ભાઈ! હવે તો તમે મોટો જગ જીતી આવ્યા એટલે તમારું વચન અમારાથી કાંઈ ઠેલાય?" ભાભીએ ઉલ્લાસમાં આવી જઈને દિયરની પ્રશંસા કરવા માંડી.

ભાભીનું મહેણું ટાળવાથી યુવાનનો તો ઉત્સાહ માતો નહોતો. આજે પોતાના જીવનની ધન્ય પળ હોય એમ તે આનંદસાગરમાં મહાલવા લાગ્યો.

અને આજ સુધી છૂપી રહેલી ભાભીના મહેણાની વાત આજ તો આખા ગામમાં જાહેર થઈ જવા પામી. જે કોઈ વાત સાંભળતાં તે ચકિત બનતાં અને ધન્યવાદ આપતાં. 'આ તો જબરો ટેકીલો જવાંમર્દ નીકળ્યો! ધન્ય છે એની ટેકને અને એની નીડરતાને!'



# પરાક્રમનું પારખું

[ ૨૦ ]



“રાજરાણાનો જય થાઓ! બુન્દીના વીરવર મહારાજ ઉમેદસિંહજી પધારે છે!”

‘કોણ બુન્દીનરેશ? અત્યારે? આમ અચાનક?” રાજરાણા જાલિમસિંહજી એકાએક આસન ઉપરથી ઊભા થઈ ગયા. આખા અખાડામાં સનસનાટી ફેલાઈ ગઈ.

જ્યારે મલ્લયુદ્ધનો ખરો રંગ જામ્યો હતો, જ્યારે રાજરાણા રસપૂર્વક એ રમત નિહાળવાની મોજ માણી રહ્યા હતા, ત્યારે અચાનક એ આમ ઊભા કાં થઈ ગયા?

બધાય પહેલવાનો કુતૂહલપૂર્વક એક બીજા તરફ જોઈ રહ્યા.

એજ ક્ષણે ‘નિગાહ રખ્ખો મહેરબાન હાડાકુળ શિરોમણી ઉમેદસિંહજી મહારાજ!’ ની નેકી પોકારાઇ અને સોનાની છડીથી

માર્ગ કરતા છડીદારની પાછળ એક ભવ્ય મનુષ્યાકૃતિએ રંગમંડપમાં પગ મૂક્યો.

સદાય ગર્વપૂર્વક ઉન્નત મસ્તક રાખનારા પહેલવાનોનાં માથાં સ્વાભાવિક જ એ આવનાર વ્યક્તિ તરફ માન દર્શાવવા ઢળી પડયાં. એ રંગમંડપના અધિષ્ઠાતા પણ સામે જઈ તેને સન્માનપૂર્વક વ્યાસપીઠ ઉપર લઈ આવ્યા.

"બિરાજો બુન્દીનરેશ! આપ તો દ્વારકાં યાત્રાર્થે ગયાનું સાંભળ્યું હતું ને?"

"ત્યાંથી જ પાછો આવું છું, રાજરાણા જાલિમસિંહજી! તમારા રંગમંડપ વિષે મેં બહુ બહુ સાંભળ્યું હતું. વિચાર થયો કે જતાં જતાં એ નજરે જોતો જાઉં."

"આપના આગમનથી મને બહુ જ આનંદ થયો. જરા અગાઉથી ખબર તો કહેવરાવવા હતા?"

"એટલે એનો અર્થ એ જ કે રાજવંશી સત્કારની ભવ્ય તૈયારીઓ માટે તમને તકલીફમાં ઉતારવા, કેમ ખરું ને?" ઉમેદસિંહે અર્થસૂચક હાસ્ય કર્યું.

"એમાં તસ્દી શાની? અતિથિસત્કાર એ તો આપણા આર્યોનો પરમપુનિત ધર્મ છે, અને તેમાં પણ આપણો તો ભાઈઓ જેવો સંબંધ! તમે મારે આંગણે ક્યાંથી?" જાલિમસિંહજીએ વિવેક કર્યો, અને રંગમંડપની રચના બતાવવા માંડી. "આ 'જોડી' મલ્લોનું દળ. એકએકને માથે પછાડે એવા આ જોડી જુવાનોનું મલ્લયુદ્ધ થાય છે ત્યારે જોવા જેવો રંગ જામે છે!"

"અને આપ એમાં ખૂબ રાચો છો, કેમ?" ઉમેદસિંહની આંખ સામી બાજુએ ઊભેલા મલ્લો ઉપર ફરી વળી. એને અણગમો ઉપજ્યો હોય એમ એણે મોં મચકોડયું.

બીજો કોઈ હોત તો **જાલિમસિંહ** એને મૂર્ખમાં જ ગણી કાઢત, પરંતુ વનને વટાવી ચુકેલા—સાઠ વર્ષની ઉમ્મરે પહોંચેલા આ વયોવૃદ્ધ રાજવીને શું કહેવાય? શું જવાબ આપવો એજ એને ન સૂઝયું.

**ભુજબળથી ભાગ્યપરીક્ષા**

**ઝાલાકુળશિરોમણી હરપાળદેવના** વંશમાં ૨૭મા પુરુષ **રાજ ચંદ્રસિંહજી** જ્યારે હળવદની ગાદીએ રાજ્ય કરતા હતા, ત્યારે તેનો કુંવર **પૃથીરાજ** રીસાઈને **વઢવાણ** ગયો અને **પૃથીરાજ**ના કુંવર **રાજોજીએ વઢવાણ**માં ગાદી સ્થાપી. **રાજોજી**ના ત્રીજા કુંવર **ભાવસિંહજી** પોતાનું ભાગ્ય અજમાવવા ઈડર ગયા. ત્યાં તેમના પુત્ર **માધવસિંહજીએ સાવરગઢ**ના શિરતાજની સારી સેવા બજાવી તેને પ્રસન્ન કર્યાં. પરંતુ રખેને **માધવસિંહ** જતે દહાડે રાજાને પણ ભારે પડે એવી રાણીને શંકા જતાં **માધવસિંહે સાવરગઢ**નો ત્યાગ કર્યો અને તે **બુંદી** પહોંચી ગયો. **માધવસિંહ**ના બાહુબળ અને યુદ્ધનિપુણતાથી પ્રસન્ન થઈ **બુંદી**નરેશ **છત્રસાલે ચંબલ** નદીના કિનારે આવેલો લાખ રૂપીઆની ઉત્પન્ન વાળો '**નાણતા**' નો કિલ્લો બક્ષીસ આપ્યો; અને મરતી વખતે પોતાના પુત્ર **ભાવસિંહ**નો હાથ તેના હાથમાં સોંપ્યો.

**માધવસિંહજી** અહીં પણ રાજખટપટનો ભોગ બન્યા. **બુંદી**ની રાણીએ સૈન્યને **માધવસિંહ** સામે લડવા ઉશ્કેર્યું. એ સૈન્યનો સામનો કરવાની શક્તિ **માધવસિંહ**માં હતી, પરંતુ નિમકહરામ થવાની તેમની ઈચ્છા ન હોવાથી **બુંદી**નો ત્યાગ કરી તે **કોટા** ચાલ્યા ગયા. **કોટા**ના રાય **ભીમસિંહે** તેનો સત્કાર કર્યો અને સેનાપતિપદ અર્પણ કર્યું. સાડા સાતસો ગામ સહિત **શેસાઢ**નો કિલ્લો અને બીજો પણ કેટલોક પ્રદેશ જીતી લઈ **કોટા**માં મેળવીને **માધવસિંહે** સેનાપતિપદનું સાર્થક કર્યું.

પ્રધાન, મંત્રી, સેનાપતિ, આદિ પદવી બનતા સુધી વંશપરંપરા પ્રાપ્ત થાય એવો નિયમ એ સમયે પ્રચલિત હોવાથી **માધવસિંહ**ના

મૃત્યુબાદ તેના પુત્ર મદનસિંહ, પછી હિંમતસિંહ અને તેના પછી તેના ભત્રીજા જાલિમસિંહને કોટાનું સેનાપતિપદ મળ્યું.

કોટાના મહારાવ અજીતસિંહનો સ્વર્ગવાસ થતાં કુમાર છત્રસાલ ગાદીએ આવ્યો ત્યારે જાલિમસિંહ માત્ર એકવીસ વર્ષની વયના હતા. એ અરસામાં વિ. સ. ૧૮૧૭ માં આમેરના રાજા કછવાહા માધવસિંહે કોટા ઉપર આક્રમણ કર્યું, પરંતુ જાલિમસિંહે બુદ્ધિપૂર્વક મલ્હારરાવ હોલ્કરને મળી જઈ માધવસિંહને નસાડી મૂક્યો.

છત્રસાલ પછી ગુમાનસિંહ ગાદીએ આવ્યા. તેને જાલિમસિંહની સત્તા ખુંચવા લાગી. તેણે 'નાણતા'ની જાગીર તેની પાસેથી છીનવી લીધી.

જાલિમસિંહથી આ અપમાન સહન થઈ ન શક્યું. મેવાડના મહારાણા અરિસિંહે તેને સન્માન્યા. જાલિમસિંહે રાણા ઉપર ઘેરાયેલાં અનેક વિપદવાદળો વિદારી નાખ્યાં. પરંતુ વિદ્રોહી સામંતો મરાઠાઓ સાથે મળી જતાં તેમનો સામનો કરવાનો પ્રસંગ આવ્યો અને તેમાં ઘાયલ બની જાલિમસિંહ મહારાષ્ટ્રના સેનાપતિના કેદી બન્યા. ત્યાંથી પણ પોતાના બુદ્ધિબળથી તેણે મુક્તિ મેળવી લીધી.

જાલીમસિંહે પુનઃ કોટા તરફ નજર દોડાવી, પરંતુ ગુમાનસિંહે એની અવગણના કરી.

એજ સમયે મરાઠાઓએ કોટા ઉપર ધસારો કર્યો. ગુમાનસિંહે સેનાપતિ ભૂપતસિંહને સુલેહ માટે મલ્હારરાવ પાસે મોકલ્યો, પરંતુ એ નિરાશ બની પાછો આવ્યો.

કોટાની દક્ષિણ દિશાએ બુકાયની પ્રદેશના કિલ્લાને મરાઠાઓએ ઘેરી લીધો. રજપૂતો બહાદૂરીથી લડ્યા, પરંતુ નિષ્ફળ નિવડ્યા. ગુમાનસિંહ ચિંતામાં પડ્યો.

જાલમસિંહે તક સાધી. તે વગર બોલાવ્યો ગુમાનસિંહ પાસે પહોંચી ગયો. ગુમાનસિંહની આંખ ઊઘડી ગઈ. જાલિમસિંહને લીધે

જ હાડાઓને ભટવાડાની લડાઇમાં વિજય મળ્યો હતો, એણે જ કોટાને પરતંત્ર થતું બચાવ્યું હતું; એ ઝાલા વીરનરે એ જ મલ્હારરાવની સહાનુભૂતિથી અગાઉ કોટાનું રક્ષણ કર્યું હતું. આવા કાબેલ અને શૂરવીર ક્ષત્રિય માટે પોતે નાહક શંકા કરી તે માટે તેને પશ્ચાત્તાપ થયો. તેનું મન મનાવી લઇને તેણે મરાઠાઓ સાથે સંધી કરવાનું કામ તેને સોંપ્યું.

જાલિમસિંહે મલ્હારરાવની મુલાકાત લીધી, અને છ લાખ રૂપીયા આપી તેનું મન મનાવ્યું. મરાઠા સેના એ પ્રદેશનો ત્યાગ કરી ગઈ.

જાલિમસિંહની આ કાર્યકુશળતાએ પુનઃ ગુમાનસિંહની પ્રીતિ મેળવી લીધી. મરતી વખતે ગુમાનસિંહે પોતાના દશ વર્ષના કુમાર ઉમેદસિંહને સર્વ સામન્તોની સમક્ષ જાલિમસિંહની ગોદમાં બેસાડી જાલિમસિંહને તેના પ્રતિનિધિપદે સ્થાપ્યો અને કોટાના સંરક્ષણનો ભાર પણ તેને સોંપ્યો.

રાજપ્રતિનિધિની પદવી સુખની નહિ. પરંતુ કાંટાળા તાજ સમી નિવડી. ઉમેદસિંહનો દુધભાઇ યશકર્ણ ખટપટિયાઓ સાથે મળી ગયો, અને જબરી ખટપટ જમાવવા લાગ્યો.

રાજ્યનીતિકુશળ જાલિમસિંહે કાંટાથી જ કાંટાને ઉખેડી કાઢવાની દૂરંદેશી વાપરી. પ્રથમ તેણે એ યશકર્ણને પોતાના પડખામાં લીધો, તેના જ હાથે ખટપટના નાયક સ્વરૂપસિંહનું કાસળ કઢાવ્યું, અને છેવટે યુક્તિપૂર્વક તેને દેશનિકાલ કર્યો. સામન્તોના હાથ હેઠા પડ્યા.

પોતાની વિરુદ્ધ રચાયેલા અઢાર અઢાર પડયંત્રોને પોતાના બુદ્ધિબળ અને સબળ શક્તિથી વિદારીને કોટા રાજ્ય ઉપર જાલિમસિંહે પોતાની સત્તા સ્થાપી. લોકો કહેવા લાગ્યા કે કોટાનો ખરો રાજા તો જાલિમસિંહજી છે; મહારાવ ઉમેદસિંહ તો તેના હાથમાં

રમકડું માત્ર છે !

જાલિમસિંહે હવે રાજ્યની આબાદી ઉપર લક્ષ આપવા માંડ્યું. રાજ્યની ખરી આવકનો આધાર ધરતીના પાક ઉપર હોઈ તેણે ખેડ, ખાતર અને પાણીની અનુકૂળતા કરી આપીને ખેડુતોને હળ તથા બળદોની સગવડ કરી આપી. એની પોતાની ખાનગી માલિકીના ચાર હજાર હળ અને સોળ હજાર બળદ અને બીજા ભાયાતો વગેરેના એક હજાર હળ અને ચાર હજાર બળદ ખેતીના કામમાં રોકાયલા રહેતા. આઠ લાખ વીઘાં જમીન ખેડાતી; અને તેમાંથી પાકેલા અનાજની આમદાની રૂપિયા બત્રીસ લાખ જેટલી ગણાતી. આ ખેતી પાછળ રૂપિયા અગીઆર લાખ જેટલો ખર્ચ થતો.

જાલિમસિંહે માત્ર ખેતીની સુધારણા તરફ જ લક્ષ આપ્યું હતું એમ નહોતું, તેણે વીસ હજાર સૈનિકો તૈયાર કર્યા હતા, અસ્ત્રશસ્ત્રની વિપુલ સામગ્રી વસાવી હતી. ફળવૃક્ષો ઉગાડવા પ્રબંધ કર્યો હતો, સાહિત્ય, ન્યાય, અને ઇતિહાસનો પ્રચાર કર્યો હતો. વેપારમાં પણ પોતાની કુશળતા—અનાજ, અફીણ વગેરેના ભાવમાં મરજી મુજબ વધઘટ કરાવીને તેણે સિદ્ધ કરી બતાવી હતી.

કેવળ રાજનીતિજ્ઞ પુરુષ તરીકે જ નહિ, પરંતુ રમતગમત, કસરત અને શારીરિક વિકાસના પણ તે જબરા નિરીક્ષક તેમજ પરીક્ષક હતા. અનેક સશકત યુવાનોની શક્તિને તેણે કસોટીએ ચડાવી હતી, અને મલ્લોનો તો મોટો અખાડો જમાવ્યો હતો. પોતાને આંગણે આવેલા મહેમાનોને મલ્લકુસ્તીના પ્રયોગો એ સગર્વ બતાવતા અને એમાં મોજ માણતા. આજે અચાનક બુંદીનરેશ આવી ચડતાં તેને પણ પોતાના મલ્લમંડળના પરાક્રમભર્યાં પ્રયોગનું દિગ્દર્શન કરાવવા તે ઉત્સુક બન્યા.

પરંતુ બુંદીનરેશના વર્તને એના ઉત્સાહને ભાંગી પાડ્યો. એ માનવંતા મહેમાનના અણગમાનું કારણ તે ન કળી શક્યો.

## પરાક્રમનું પારખું

"જાલિમસિંહ ! તમારી શક્તિને માટે મને સંપૂર્ણ માન છે, પરંતુ વીરશ્રી આવી રીતે રકતપાત કરાવવામાં જ સમાઈ જતી નથી. શારીરિક કસરતથી સ્નાયુઓનો વિકાસ થાય છે, મલ્લકુસ્તીથી શત્રુ-પક્ષને હંફાવવાના અનેક દાવપેચની આવડત આવે છે એ વાત પણ નિર્વિવાદ છે. એ કળાને તમે ખીલવો એ ઇચ્છવા યોગ્ય છે. પરંતુ આ શું ? મલ્લોના શરીર ઉપર આ ઊઝરડા શા ? લોહી નિતરતા આ ઘા શાના ?" બુંદીનરેશે આ પ્રશ્ન પૂછતાં લોહીથી રંગાયલા મલ્લો તરફ પુનઃ દૃષ્ટિપાત કર્યો.

"નથી જાણતા મહારાજાધિરાજ ? આ મારી પોતાની શોધ છે. માણસ કેટલા અંશે સાવધાની રાખી શકે છે એનું પારખું આનાથી થઈ જાય છે !" જાલિમસિંહે એક મલ્લના હાથે બાંધેલું અસ્ત્ર લઈ બુંદીનરેશ સમક્ષ ધર્યું.

"ઓહ ! આ તો વાઘનખ ! વાઘનખો મઢાવીને બનાવેલું આ અસ્ત્ર જેના અંગને અડે તેની ચામડી જ ચીરી નાખે ને! આ તો તમે મનુષ્યોનું મનુષ્યત્વ હરી લઈ તેમને પશુ જેવા–વાઘ જેવા વિકરાળ બનાવવાનો માર્ગ ગ્રહણ કરો છો ! વાઘનખના ઉપયોગથી સામા પક્ષને લોહીલુહાણ કરવો એમાં કોઈ જાતનું પરાક્રમ નથી, જાલિમસિંહ ! પરાક્રમનું પારખું તો સાચા બાહુબળમાં રહેલું છે !" બુંદીનરેશે પોતાના અણગમાનું કારણ દર્શાવતાં સાચું માર્ગદર્શન કરાવી દીધું.

"એટલે આપ એમ કહેવા માગો છો કે મારા આ મલ્લ-યોદ્ધાઓમાં જોઇએ તેવું બાહુબળ નથી? આપ ગમે તે રીતે એમના પરાક્રમનું પારખું કરી શકો છો !" પોતાની પ્રતિષ્ઠા જાળવવા અતિ ઉત્સુક જાલિમસિંહે હોડ બાંધી.

બુંદીનરેશે સહેજ તુચ્છકારભર્યું હાસ્ય કર્યું. એની હોડનો

પ્રતિકાર કરતા હોય તેમ તેણે તરત જ પોતાના ખભે ભરાવેલી વિશાળ વજનદાર ઢાલ ઉતારી, એ ઢાલને ધરતી ઉપર સ્થિર ટેકવી, અને તેણે પોતાના અંગ ઉપર ધારણ કરેલાં શસ્ત્રો–તલવાર, બંદૂક, જમૈયા અને રણકુઠાર વગેરે એક પછી એક ઉતારીને એ ઢાલમાં મૂકી દીધાં અને રંગમંડપમાં હાજર રહેલા તમામ મલ્લોને ઉદ્દેશીને તેમણે પડકાર કર્યો,

"આ ઢાલને એક જ હાથે ઉપાડી લે એવો બહાદુર હોય તે આગળ આવે !"

પહાડ જેવી પ્રચંડ કાયાવાળા પહેલવાનો એક બીજા સામું જોઈ મંદ હાસ્ય દ્વારા પોતાનું કુતૂહલ પ્રદર્શિત કરવા લાગ્યા. બુંદી નરેશને કંઈ નહિ અને આ શું સૂઝયું ? આવી હસવા જેવી હોડ બાંધવામાં એમને શું મહત્ત્વ લાગતું હશે ? ભલભલા મલ્લને કુસ્તીમાં કાયર કરી નાખનારને ઢાલ ઉપાડવી એ તો બચ્ચાના ખેલ જેવી વાત ગણાય !

"જોયા શું કરો છો ? ચાલો, જેને પોતાના પરાક્રમનું પારખું કરાવવું હોય તે આગળ આવો ! ઉપાડો એક જ હાથે આ ઢાલ ! જોઉં તો ખરો કે કોના કાંડામાં એ તાકાત છે !"

પોતાને છાજતી આ વાત ન હોય તેમ મોં મચકોડી કેટલાકે અણગમો દર્શાવ્યો, આમાં તે શી મોટી વાત છે એવા અતિ વિશ્વાસથી કેટલાક બેદરકારીભરી નજરે ઢાલ સામે શૂન્ય દૃષ્ટિથી તાકી રહ્યા, અને આ પડકારમાં પોતાનું–પોતાના અન્નદાતા રાજવીનું અપમાન કલ્પી લેનાર કેટલાક પહેલવાનો ખુંખારો ખાતા આગળ આવ્યા.

જાણે કુસ્તી કરવાની પ્રાથમિક તૈયારી કરતો હોય એમ મલ્લ પોતાના બન્ને હાથ વારાફરતી ઊંચા નીચા કરી, વ્યાયામના નિયમાનુસાર હાથના સ્નાયુઓને બળવાન બનાવતો ઢાલ પાસે આવી લાગ્યો, અને ઢાલ ઉપાડવા માટે પોતાના બન્ને હાથ ઢાલ તરફ લંબાવ્યા.

"બન્ને હાથે નહિ, મલ્લરાજ! એમ બે હાથે તો રસ્તા ઉપર રખડતો મજૂર પણ ઢાલ ઉપાડી શકે. ફક્ત એક જ હાથે ડાબા કે જમણા—ગમે તે એક હાથે ઢાલ ઉપાડવાની છે, એ સૌ કોઈને બરાબર લક્ષમાં રહે!" બુંદીનરેશે ચેતવણી આપી.

જાલિમસિંહને પોતાના મહેમાનની આ છેદ નવાઈ ભરી લાગી.

બન્ને હાથે ઢાલ ઉપાડવા જતો પેલો મલ્લ ખસિયાણો પડી ગયો, છતાં ય પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે એ ઢાલ ઉપાડવા તેણે પોતાનો જમણો હાથ લંબાવ્યો.

આ શું આશ્ચર્ય! જાણે સીસું ઢાળ્યું હોય એમ પોતાની સર્વ શક્તિ વાપરવા છતાં એ ઢાલ જરા પણ ચસકતી કાં નથી? જ્યાં ઢાલને જમીનથી જુદી પાડવા જેટલે અંતરે પણ ન ઊંચકાય, ત્યાં એને ઊંચે ઉપાડી લેવાની વાત તો ક્યાં રહી? એના મુખ ઉપર નિરાશાની છાયા ફરી વળી. ભગ્ન હૃદયે તે પાછો ફર્યો.

એક પછી બીજો અને બીજા પછી ત્રીજો, એમ વારાફરતી એકેક મલ્લ આવતો ગયો, અને પોતાના કાંડાનું બળ અજમાવતો ગયો. ડાબાને બદલે જમણો કે જમણાને બદલે ડાબો હાથ વધારે કારગત નિવડશે, એમ માની કોઈએ જમણો હાથ તો કોઈએ ડાબો હાથ વાપરી અખતરા અજમાવવા માંડ્યા. પરંતુ એકે ય યુક્તિ સફળ ન નિવડી.

દેશદેશમાં વખણાતા કોટાના મલ્લસમાજને આજે આમ માનભંગ થતો જોઈને જાલિમસિંહની આંખ ફાટી. એ મલ્લો તરફ રોષભરી નજર ફેરવી પોતાનું પાણી જવા ન દેવા તેણે તેઓને ઉશ્કેર્યા.

અને મરણિયા બનેલા પાંચ દશ મલ્લો આગળ ઊભેલા પોતાના ધંધાભાઈઓને ધક્કા મારીને એક કોર ખસેડતા સુસવાટાભર્યા આગળ આવ્યા.

અપમાનના અતિરેકના ખ્યાલે તેમની કાયા કંપતી હતી.

સમરાંગણમાં કોઈ યોદ્ધો મારું કે મરું એવો નિશ્ચય કરીને છેવટની લડાઈ લડી લેવા આતુર હોય તેમ તેમાંના દરેક મલ્લે પોતાના બાહુબળનું પારખું આપવા માંડ્યું.

પરંતુ અફસોસ! એ ઢાલને જમીનથી સહેજ ઊંચી કરતાં તો કાંડા ઉપર અનહદ અસહ્ય વજન આવતાં કાળી કળતર થતી હોય તેવો અનુભવ થવા લાગ્યો. એ ઢાલ ઊંચકી લેવાનું સામર્થ્ય તેમના કાંડામાં નહોતું એવી સૌ કોઈને પ્રતીતિ થઈ.

પરાક્રમના પારખામાં નિષ્ફળ નિવડેલા એ મલ્લે જમીન તરફ નજર ઢાળી. બધાય મલ્લો મ્લાન હૃદયે એ ઢાલ અને તેમાંના ખૂબ વજનદાર બોજા તરફ તાકી રહ્યા.

જાલિમસિંહની આંખમાંથી ક્રોધના અંગારા વરસતા હતા. પરંતુ એના તરફ ઊંચી આંખ જોવાની કોઈની હામ નહોતી!

તાતાં તીર ફેંકતા હોય તેમ બુંદીનરેશના મુખમાંથી હાંસીભર્યા શબ્દો નીકળવા લાગ્યા.

"બસ થઈ રહ્યું ? આ જ કોટાની કીર્તિ સમાન મલ્લોના પરાક્રમનો પુરાવો ! કેવળ કસરતથી સ્નાયુ ખીલવવામાં—મલ્લકુસ્તીની યુક્તિપ્રયુક્તિ અજમાવવામાં કે વાઘનખનાં હથિયારો દ્વારા સામા પક્ષને લોહીલુહાણ કરી મૂકવામાં જ ખરું પરાક્રમ સમાયું નથી. એ તો કાંડાનું બળ કેળવવામાં કે કાંડાના બળથી શત્રુનો સામનો કરી વિજયવંત બનવામાં છે!"

અને પોતે ઉચ્ચારેલા શબ્દોનું પ્રત્યક્ષ પ્રમાણ આપવા માગતા હોય તેમ બુંદીનરેશ એ ઢાલ તરફ આગળ વધ્યા.

આખાય મલ્લસમાજની આંખો બુંદીનરેશ તરફ—નીચે પડેલી ઢાલ તરફ ગઈ, અને હવે શું થાય છે એ જોવા સૌ કોઈ અધીરા બન્યા.

આખા રંગમંડપમાં ઉશ્કેરાટભર્યું વાતાવરણ જામ્યું.

બુંદીનરેશ એ ઢાલ પાસે આવ્યા. જરા પણ ખચકાયા વિના કે હાથને ઊંચા નીચા કરી કસરતથી કેળવવાનો ડોળ કર્યા વિના તેમણે પોતાનો જમણો બાહુ લંબાવ્યો, બાજ પક્ષી પોતાના શિકારને એક જ સપાટે પકડી લે તેમ પોતાના હાથથી એ ઢાલને પકડી લીધી, અને એને ઊંચકી.

રાઠોડી પંજાની પકડમાં બરાબર પકડાયલી એ ઢાલ ઉંચકાઈ, બુંદીનરેશનો ડાબો હાથ જરા પણ કંપ્યા વિના—સહેજ પણ નમ્યા વિના એક જ સપાટે એ ઢાલ સાથે ઊંચો આવ્યો; પોતાની સામે ખૂબ વજનદાર હથિયારોથી ભરેલી એ ભારે ઢાલ એમ ને એમ હાથમાં જ તેણે ઊંચકી રાખી, અને આખોય રંગમંડપ દિગ્મૂઢ બન્યો. ઈચ્છા ન હોવા છતાં અનાયાસે મલ્લોના મુખમાંથી 'શાબાશ બુંદીનરેશ!' 'ધન્ય મહારાજા ઉમેદસિંહજી!' એવા જાતજાતના પ્રશંસાના ઉદ્ગારો નિકળી પડયા.

"જાલિમસિંહજી!" આખો મંડપ ગાજી ઊઠે તેવી ગર્જના સાથે બુંદીનરેશ ગર્જી ઊઠયા, "પરાક્રમનું પારખું આમ આપી શકાય. શરીરનું સાચું કૌવત કાંડાના ખરા બળથી માપી શકાય! એમાં એકલી શારીરિક તાલીમ કામ ન લાગે, સાથે સાથે મનોબળ પણ દૃઢ બનાવવું પડે. આ રંગમંડપની યોજનાને હું અભિનંદું છું. આપના મલ્લસમાજને પણ સત્કારું છું; પણ આ વાઘનખના શસ્ત્રોની ઘૃણાજનક રમત તિરસ્કારને પાત્ર છે. એવી ખોટી ખૂનરેજી રજપૂતોને ન છાજે! મારી આપને નમ્ર સૂચના છે કે આ ક્રૂર કસોટીને તિલાંજલી આપી દો, વાઘનખની આ રમતને સદાને માટે દેશવટો આપો, અને આપના મલ્લોનું મનોબળ કેળવી પરાક્રમનાં સાચાં પારખાં આપવામાં તેમને પ્રવૃત્ત બનાવો."

જાલિમસિંહની આંખ ઉઘડી ગઈ. આવી ક્રૂરતાભરી રમત

ગોહને પોતે દૈવી શક્તિની કેવી ક્રૂર મશ્કરી કરી રહ્યો હતો તેનું તેને ભાન થયું. કેવળ દાવપેચની રમત રમવામાં જ સાચી શક્તિ સમાઈ જતી નથી, પરંતુ કાંડાના બળમાં પરાક્રમનું પારખું રહેલું છે એ વાતની પણ તેને પ્રતીતિ થઈ ગઈ. ક્ષણ પહેલાં હરીફ તરીકેની ઘૃણા પૂજ્યબુદ્ધિમાં ફેરવાઈ ગઈ. હેતભર્યો તે દોડયો, બુંદીનરેશને ભેટી પડયો, અને તેમની મુક્તકંઠે પ્રશંસા કરી.

"ધન્ય મહારાજ ! પરાક્રમનું પારખું આપીને આપે મને સાચા શૂરવીરતાનું ભાન કરાવ્યું. આપની સૂચનાનો આજથી જ અમલ થઈ જશે !"

"શાબાશ જાલિમસિંહ ! તમારું વર્તન સાચા ક્ષત્રિયને શોભે તેવું જ છે એ તમારા ઉદાર વિચારો અને વર્તનથી સિદ્ધ થાય છે !"

"એ તો આપનો સદ્‌ભાવ, મહારાજ ! બાકી આજનો પ્રસંગ આ રંગમંડપના ઇતિહાસમાં યાદગાર નિવડશે."

અને જોતજોતામાં એ હકીકત કેવળ બુંદી કોટામાં જ નહિ, પરંતુ આખા રાજસ્થાનમાં પ્રસિદ્ધિ પામી. ભાટચારણો બુંદીનરેશને બિરદાવતાં પરાક્રમના પારખાના એ પ્રસંગને અમર કરવા લાગ્યા.



# રાઈનો દાણો

[ ૨૧ ]



"કોઇ જબરો જુવાન લાગે છે ! આટઆટલી તરવારો બતાવી પણ એને તો એકે ધ્યાનમાં આવતી નથી !"

સિરોહીનો સોદાગર વિચારમાં પડ્યો. સિરોહીની સુપ્રસિદ્ધ તરવારોનું સંગ્રહસ્થાન જ જાણે પોતાની સાથે લઇને ફરતો હોય તેમ, તેની પાસે એક એકથી ચડિયાતી જાતજાતની તરવારો હતી, પરંતુ હીરાપારખુ ઝવેરીની માફક ગ્રાહકોને પારખવાની ગજબ શક્તિ એણે કેળવી હતી. મોં તેવો ચાંલ્લો કરવાની એનામાં અજબ આવડત હતી. આ જુવાનનું ગજું જોઇને તેને લાયકની તરવારો એક પછી એક તે બતાવતો ગયો. જુવાન તો તરવાર હાથમાં તોળતો જાય, એના પાણીનું પારખું કરતો જાય, અને ડોકું ધુણાવી તે પાછી મૂકતો જાય.

સોદાગર ચીડાયો. "આ તો નાના મોઢે મોટી વાત જેવો ઘાટ છે, ભાઈસાહેબ! મારી પાસે તરવાર તો સેંકડોની કિંમતની છે, પણ ખરીદનારની લાયકાતનો પણ મારે વિચાર કરવો જોઈએ ને!"

ચીડમાં ને ચીડમાં તેણે પોતાના સંગ્રહમાંથી એક કીમતી તરવાર કાઢી. અને જુવાનના હાથમાં મૂકતાં કહ્યું, "લો, નામદાર, હવે આમાં કંઈ કહેવા જેવું છે?"

જુવાનની આંખો ચમકી. મ્યાનમાંથી નીકળતી તરવાર વીજળીના ઝબકારાની માફક ચમકી ઊઠી. એણે ખાતરી કરી કે તરવાર પોતાને ફાવે તેવી જ અને ખૂબ પાણીદાર છે!

"બસ! આ તરવાર હું રાખી લઈશ. કાકાસાહેબ જરૂર મને એ અપાવશે."

અને આશાભર્યો યુવાન એ તરવાર સાથે ગેલ કરતો પોતાના કાકાઓ પાસે આવ્યો.

કાકાઓએ તરવાર જોઈ. પળવાર તેમની આંખો પણ ચમકી ઊઠી, પરંતુ બીજી જ પળે તેમના મોં ઉપર વિષાદભરી છાયા છવાઈ ગઈ.

તરવારની કિંમત આપવાની તેઓમાં તાકાત નહોતી.

"વનાજી! અમારા મનથી હજી તું બાળક છે. અમે બેઠાં તારે ગામના રક્ષણની શી ચિંતા? અને તારી પાસે તરવાર ક્યાં નથી?"

"છે, પણ તે ટૂંકી. હવે તો હું મોટો થયો એટલે તરવાર પણ મોટી જોઈએ ને, બાપુ?"

'બેટા! તરવાર એ તો માત્ર સાધન છે, મર્દના બચ્ચાને તો હૈયાંની હામ જોઈએ. આપણામાં ખરી હિંમત હોય તો વગર હથિયારે પણ શત્રુને મહાત કરી શકીએ. તારી તરવાર ટૂંકી છે તો શી હરકત છે? ટૂંકી તરવાર હોય તો શત્રુનો સામનો કરતી વખતે એક ડગલું

આગળ ભરીએ."

વનાજી સમજ્યો. પોતાના કાકાની નબળી સ્થિતિનું પ્રદર્શન બહાર ન થાય તે માટે તેણે તરવાર સોદાગરને પાછી આપી.

"કેમ? હું કહેતો જ હતો કે આ તરવાર તો કોઈ રજવાડાને લાયક છે! સાધારણ માણસનું એ ખરીદવાનું ગજું નહીં." સોદાગરે મોઢું મારી પાનો ચડાવવાનો પ્રયાસ કર્યો.

'ના, ના, એવું તો કંઈ જ નહિ, મને તો આ મારો નીમચો (ટૂંકી તરવાર) બહુ ફાવી ગયો છે.' એણે ટૂંકામાં પતાવ્યું, અને મનમાં સંકલ્પ કરી લીધો કે 'આ ટૂંકી તરવાર જ હવે તો મારી જીવનસંગાથી બની રહેશે!'

## જુવાનીનો જુસ્સો

સરવૈયા શાખાનો રજપૂત મેઘરાજજી હાથસણીનો ગીરાસદાર હતો. એના પૂર્વજ જેસોજી અને વિજોજીએ અમદાવાદના સુલતાન સામે બહારવટું ખેડીને નામના મેળવી હતી. મેઘરાજજીમાં પણ એ પૂર્વજોનું ખમીર હતું, પરંતુ તે માત્ર એક જ પુત્ર–વનાજીને મૂકીને અકાળે અવસાન પામ્યા. તેના ભાઈઓ કાનોજી અને વરસોજી ભત્રીજાનું પુત્રવત્ પાલન કરવા લાગ્યા.

પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય તેમ વનાજી નાનપણથી તેજીલો હતો. સાહસ એ તો જાણે એને વર્યું હતું. પોતાના લાડીલા વછેરાને પણ એણે એવો જ નીડર અને સાહસિક બનાવી દીધો હતો. એને ખીલેથી એક વખત છોડ્યો તો પછી માત્ર વનાજી સિવાય બીજા કોઈની તાકાત નહિ કે એના વેગને રોકી શકે. માણસપારખુ એ વછેરો માત્ર હાથને જ નહિ, પરંતુ સવારના આખા દેહને ઓળખી જતો, અને વનાજી સિવાય બીજાને મચક આપતો નહોતો.

ધીંગાણામાં આગળ પડતો ભાગ લઈને નામના મેળવવા

વનાજી સદાય આતુર રહેતો. કાકાના વારવા છતાં જુવાનીનો જુસ્સો એ તનમનાટને રોકી શકતો નહોતો. કાકાઓ વિચારમાં પડી જતા, 'હજી તો મૂછનો દોરો પણ ફૂટયો નથી, અને આટલો બધો ઉત્સાહ આ છોકરાને કોઈ દી' ભારે પડી જશે.'

અને એ કાકાએ બંને ભાઈને અનિવાર્ય કામને અંગે બહારગામ જવાની જ્યારે ફરજ પડી ત્યારે તેમણે પોતાના માણસોને ખાસ ચેતવણી આપી, કે પોતાની ગેરહાજરીમાં **વનાજી** કંઈ સાહસ ન કરી બેસે તેની તેઓએ ખાસ કાળજી રાખવી.

પરંતુ જે વસ્તુ ન જ કરવી એવો જ્યાં આગ્રહ કે અતિ કાળજી હોય છે, ત્યાં તે વસ્તુ બની જ જાય એવા કુદરતી પ્રસંગો ઉપસ્થિત થાય છે. કાકાની ગેરહાજરીમાં ગામલોકોને કોઈ જાતની કનડગત નથી થઈ એવી પોતાના કાકાઓની ખાતરી કરી આપીને તેમને ચકિત બનાવવાની ઇચ્છા સેવતા **વનાજી**ના કાને એક દિવસ એકાએક બુંગીઆ ઢોલનો અવાજ પડયો અને એ ચમકી ઊઠયો.

બુંગીઆના અવાજ સાથે બીજા અવાજે પણ તેનું લક્ષ ખેંચ્યું. તેનો લાડીલો વછેરો પગ પછાડી હણહણાટી કરી રહ્યો હતો. બુંગીઓ વાગે ત્યારે આ ચંચળ પ્રાણી બેલગામ બની જતું.

'કોણ છે રે? આ બુંગીઓ શાનો થયો? કોઈએ કૂવો હવાડો પૂર્યો કે ગામમાં આગ લાગી?' **વનાજી**એ તપાસ કરવાની ચાકરોને આજ્ઞા કરી.

ચાકરો આળસ ખંખેરીને મૂઠી વાળી દોડયા.

ગામના ચોકમાં માનવમેદની ટોળે વળી હતી. ભરવાડો ચોધાર આંસુએ મહાજન પાસે ધા નાખી રહ્યા હતા.

"મહાજન માબાપ! તમારાં ને અમારાં બધાં ય ઢોરને પેલો કાઠી—**નાજો** ગીડો વાળી ગયો!"

"અને તમે કંઈ ન કરી શક્યા ?'

'અરે ધનજીશેઠ ! એ કાળમુખો એકલો હોત તો અમે એને ત્યાં જ ભંડારી દેત, પણ એ તો મોટું ધાડું લઈને આવ્યો છે ! અમને મારી મારીને અમારાં હાડકાં ખોખરાં કરી નાખ્યાં, બાપલા !"

અને ભરવાડોએ પોતાના બરડા ઉપર ઉઠેલા સોળ બતાવ્યા.

શેઠિયા કંપી ઊઠ્યા.

"માળો...કંઈ લાગ શોધ્યો છે ને ! કાનોજી અને વરસોજી બાપા ગામમાં નથી એટલે જ એ કાઢીએ આજે ઉપાડો લીધો !"

"હાલોને વનાજીભાઈ પાસે ! એ લોંઠકો જુવાન..." ભરવાડો અધીરા બન્યા.

"અરે ભલા માણસ, ગમે તેમ તોય એ બાળક ગણાય. આવા મામલામાં એનું કામ નહિ." શેઠિયા વિચારમાં પડ્યા.

"ત્યારે હજી તમે એને ઓળખતા નથી, શેઠ ! ગમે તેમ તોય એ સિંહનું બચ્ચું ! નાનો તો પણ રાઈનો દાણો ! એ જરૂર આપણી વહારે ચડશે."

વનાજીના મોકલ્યા સેવકોએ આ બધું સાંભળ્યું અને એમના હોશ ઊડી ગયા. વનાજી ખરી વાત જાણવા ન પામે એવો પ્રબંધ કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

પરંતુ વનાજી એમ માની જાય તેવો નહોતો. તે કળી ગયો કે સેવકો સાચી વાત છૂપાવે છે.

"ખબરદાર, જો જૂઠું બોલ્યા છો એવી ખાતરી થશે તો આ મારા નીમચાથી તમારું માથું ઉડાવી દઈશ.' તેણે તાકીદ આપી.

જીવ ઉપર વાત આવી એટલે સેવકોએ પોતે કાનોકાન સાંભળેલી હકીકત જણાવી દીધી. વનાજી વિચાર કરવા ન રોકાયો. એક ક્ષણનો પણ વિલંબ કરવા જેવો વખત નહોતો. નાજો ગીડો પોતાના

કાકાઓની કીર્તિ ધૂળમાં રગદોળે—પોતાના વડીલોનું નાક કાપી ચાલ્યો જાય તે પહેલાં જ મામલો સુધારી લેવાની જરૂર હતી. તેણે અધીરાઈથી હણહણતા પોતાના વછેરાને છોડયો, તેના ઉપર સાજ નાંખ્યા વિના જ ઠેકડો મારી પોતે સવાર થયો, અને સેવકોની કાકલૂદી ઉપર ધ્યાન ન આપતાં વછેરાને મારી મૂકયો.

**ગૌબ્રાહ્મણપ્રતિપાળ**

રખેને કાઠીઓ ધણને પોતાની સીમની બહાર લઈ જાય એ ચિંતામાં તેઓને જેમ બને તેમ જલદી પકડી પાડવા માટે વનાજીએ વછેરાની લગામ ઢીલી મૂકી દીધી હતી. પાણીપંથા જાતવાન વછેરાને જાણે પાંખો આવી હોય એમ એ પવનવેગે આગળ ને આગળ ધસ્યો જતો હતો.

મૂંગાં પશુઓને નિર્દયતાથી માર મારી આગળ થવાની ફરજ પાડતા અને તેમના ઉપર અત્યાચાર કરતા કાઠીઓને વનાજીએ જોયા અને તેની આંખ ફાટી. ગૌબ્રાહ્મણપ્રતિપાળનું બિરૂદ પામેલ રજપૂત બચ્ચો ગાય ઉપર ત્રાસ વર્તે તેવા વખતે મૂંગો બેસી રહે તો તો એનું જીવતર ધૂળ જેવું !

તેણે ત્રાડ મારીઃ " ખબરદાર ! એ મૂંગાં પશુઓએ તમારૂં શું બગાડયું છે ? તમારા શૌર્યનું પ્રદર્શન સમોવડીયા સાથે શોભે. પ્રથમ મારી સાથે તમારો હિસાબ ચૂકવી લો ! "

**નાજાએ** આ ત્રાડ સાંભળી અને એનો ઉલ્લાસ ઊડી ગયો. આજે **કાનોજી**નું નાક કાપી નાખવાનો અણમૂલો અવસર હાથ લાગ્યો, તેમાં વળી ઘીમાં માખી પડે તેમ આ જુવાન કયાંથી ફાટી નીકળ્યો ? તેનો મિજાજ ગયો.

' કોણ તું ? **કાનોજી**નો ભત્રીજો ? અલ્યા, હજી તો પૂરો ઊગીને ઊભો ય થયો નથી, એટલામાં માકડને આંખો આવી ગઈ ? તારા

જેવા છોકરાનું એ કામ નહિ. જા, હજી પણ ડાહ્યો ડમરો થઈને પાછો ચાલ્યો જા. જાને મોટો તીસ્માર ખાં થઈને આવ્યો છે તે!" અને એણે એવું તો બેપરવા અટ્ટહાસ્ય કર્યું કે બીજો કાચોપોચો હોય તો ત્યાં ને ત્યાં એના મોતીઆ મરી જાય.

પરંતુ **વનાજીએ** રજપૂતાણીનું દૂધ પીધું હતું. એ સાચો ક્ષત્રી-જાયો એવો પડકાર ઝીલવા તો સદૈવ તત્પર જ હતો.

'**નાજા** ગીડા! રેઢા ઘરમાંથી કૂતરું રોટલો લઈ જાય તેમ મારા કાકાઓની ગેરહાજરીનો લાભ લઈને અમારું ધણ તું વાળી જાય તેમાં તારી શી મર્દાઈ? એ તો નર્યું બાયલાપણું.'

'ઓહોહો, હજી તો મૂછનો દોરો પણ ફૂટયો નથી અને નાના મોઢે મોટી વાતો કરવા માંડી? મને લાગે છે કે તારો રામ રૂઠયો છે. નહિ તો મૂછાળા મર્દ કહેવાતા તારા કાકાઓ ઘરમાં ભરાઈ રહીને તને હોળીનું નાળીયેર બનાવી અહીં ન જ મોકલે!'

**વનાજી** અહીં જીભાજોડ કરવા નહોતો આવ્યો. એને તો પોતાનું ધણ પાછું વાળવું હતું. આ કાઠીઓ એમ સમજાવ્યા નહીં સમજે એની એને ખાતરી થઈ. એણે જોયું કે કાઠીઓના સરદાર **નાજાને** પૂરો કર્યા વિના બીજો એકે આરો નથી.

એણે પોતાના નીમચાને મ્યાનમાંથી બહાર કાઢયો. કાળી નાગણ રાફડામાંથી નીકળી ફુંફાડા મારે તેમ એની એ ટૂંકી તરવાર સૂર્ય-પ્રકાશમાં ઝગહળી ઊઠી.

એણે પોતાના વછેરાને **નાજા** ગીડાના અશ્વ તરફ વાળ્યો. સહજ ઈશારામાં તો વછેરો **નાજા** ગીડાના અશ્વને આંબી ગયો. એક જ ઘાએ **નાજાનું** માથું ધડથી જુદું કરવાના નિશ્ચયથી **વનાજીએ** પોતાની ટૂંકી તરવાર એના ઉપર ઝીંકી.

અને કાઠીઓનાં કાળજાં એક હૃદયભેદક ચીસથી કંપી ઊઠયાં.

એ ચીસ તો પોતાના સરદારની ! ત્યારે શું એ કપાઈ મૂઆ ?

ફફડતા હૃદય સાથે તેમણે જોયું કે સરદારનું માથું તો ધડ ઉપર સલામત છે, પરંતુ **નાજાએ** પોતાનું મોં ફાળીઆથી દબાવ્યું છે—લોહીથી એ કપડાંને તરબોળ કરી દીધું છે ! ચકોર **નાજાએ** **વનાજી**ની તરવારથી ઉગરી જવા માટે પોતાનું ડોકું એક કોર નમાવવા પ્રયાસ કર્યો હતો, પરંતુ તેમ કરવા જતાં તેનું નાક અને ઉપરનો હોઠ તરવારની લ્હાણમાં આવી ગયાં હતાં !

**નાજાને વનાજી** પોતાનો કાળ જણાયો. અસહ્ય વેદનાથી પીડાતાં એણે બૂમ મારી, ‘ છોડી દો, ધણને છોડી દો, પણ આ કાળમુખાને અહીં જ ધરબી નાખો ! ’

સારાસારનો વિચાર કર્યા વગર કેવળ પોતાના સરદારની આજ્ઞાને વશ વર્તનારા કાઠીઓએ, પોતે ઘેરી લીધેલા ધણને છૂટું મૂક્યું. ભુરાંટાં થયેલાં પશુઓ છૂટાં થતાં જ પોતાના ગામ તરફ ધસ્યાં. કાઠીઓનું લક્ષ હવે **વનાજી**ને ત્યાં જ પૂરો કરવા તરફ પ્રેરાયું.

**વનાજી**એ જોયું કે ધણ છૂટું થયું છે. હવે કાઠીઓ માથાં ફૂટીને મરી જાય તો પણ પાણીના પૂરની માફક ઘર તરફ ધસમસ્યા જતા એ ધણને તેઓ અટકાવી શકે તેમ નથી. તેણે વછેરાને એડી મારી.

‘ ઓ જાય ! ઓ જાય ! ’ કરતા કાઠીઓ વિમાસી રહ્યા. **નાજો** ગીડો ધમપછાડા કરવા લાગ્યો. “ બાયલાઓ ! તમે તો બધી મહેનત ધૂળમાં મેળવી ! તમારો કાકો આમ મારું નાક કાપીને સહીસલામત ચાલ્યો ગયો અને તમે કંઈ ન કરી શક્યા ? ’

“ હા, માળું આ તો અચરજ જેવું ! માળો છે તો પાણિયારો જુવાન ! બચ્ચું તો પણ સિંહનું તો ખરું ને ! ’ કાઠીઓ અંદર અંદર અભિપ્રાય ઉચ્ચારવા લાગ્યા.

**નાજા** ગીડાને તો આ શબ્દો દાઝ્યા ઉપર ડામ જેવા લાગ્યા.

## ારવૈયા કુળદીપક

આખું ગામ ભાગોળે ભેગું થયું હતું. પોતાના જીવનના આધાર પ પશુઓનાં હરણથી સૌનાં ગાત્ર ગળી ગયાં હતાં. હવે શું થશે એ ચેંતામાં સૌ અધમુઆ બની રહ્યા હતા, એવામાં 'હંભા! હંભા!' રતી અને ધૂળની ડમરી ચડાવતી આવતી ગાયોને જોતાં તેમનો જીવ ેઠો બેઠો. ધણની પાછળ ધસમસ્યા આવતા વછેરા અને તેના ઉપર બેઠેલા અલબેલા અસવારને જોતાં સૌના મુખમાંથી હર્ષોદ્‌ગાર નીકળી ડ્યા, 'ધન્ય **વ**નાજી! ધન્ય સરવૈયા કુળદીપક!'

"ભાઈ, એણે તો ગામની લાજ રાખી! બાપ કરતાં બેટા ચડે એવું એણે કરી બતાવ્યું!" હર્ષમાં આવી ગયેલા લોકો પ્રશંસાને હેલોળે ચડ્યા.

અને જ્યારે **કા**નોજી તથા **વ**રસોજી ગામમાં આવ્યા ત્યારે તો ગામલોકોએ એમની પાસે **વ**નાજીનાં ભરીભરીને વખાણ કર્યાં, "બાપુ! અમે તો આશા છોડી દીધી હતી, પરંતુ **વ**નાજીએ રંગ રાખ્યો! ગમે તેમ તો પણ એ સિંહનું સંતાન! નાનો તો પણ રાઈનો દાણો!"

અને પોતે જેને હજી બાળક ગણતા હતા એ **વ**નાજીએ તો કુળની કીર્તિ આવી રીતે ઉજ્જવળ કરી હતી એ જાણતાં **કા**નોજી અને **વ**રસોજીના આનંદનો પાર ન રહ્યો. હર્ષના આવેશમાં તેમનાં કડિયાંની કસો તૂટુંતૂટું થઈ રહી. તેઓએ પુલકિત હૃદયે **વ**નાજી ઉપર અંતરના આશીર્વાદ વર્ષાવ્યા.



# મોંઘી મહેમાની

## [ ૨૨ ]

“  રી નાખ્યા **માન** બાપુ !” ચોમેર પોતાની પાણીદાર તરવાર ઝીંકતા રજપૂતની રાડ ફાટી ગઈ.

“કોણ જાણે કેમ પરાક્રમી **પ્રાગો** પણ આજે પાછાં પગલાં ભરે છે ?” પ્રશ્ન પૂછનારની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા. એની નાની તલવાર દાતરડું ઘાસ કાપે તેમ શત્રુઓનાં માથાં ધડથી જુદાં કરી રહી હતી !

“આપનો **પ્રાગો** પાછી પાની કરે તો તો એની જનેતા લાજે **રાજસાહેબ** !”

"ત્યારે ગભરાય છે શા માટે ?"

"આમ જુઓ, પાછળ નજર ફેરવો ! વંટોળિયાની માફક ધૂળના ગોટેગોટ આમ ધસ્યા આવે છે, જરૂર બાદશાહી સૈન્ય ચડી આવ્યું છે !"

શત્રુઓ પોતાને ઇજા ન કરી શકે એવી સાવચેતી રાખતા માનસિંહજીએ પાછળ નજર કરી.

એણે જોયું કે બાદશાહી સેના રૂપી સાગરની છોળો ઉછાળા મારતી પોતાના તરફ ધસી આવતી હતી. હમણાં ઘડીભરમાં એ છોળો પોતાને ગળી જશે–ક્ષણ માત્રમાં પોતે હતો ન હતો થઈ જશે એવી ભ્રાંતિ તેને થઈ. અને એનું હૃદય કંપી ઊઠ્યું. વજ્ર જેવી એની કઠણ છાતી પણ ક્ષણભર થડકી ઊઠી.

માનસિંહજીએ લડતાં લડતાં જ પોતાનો અશ્વ પ્રાગજીના અશ્વની પડખે લીધો અને કાનમાં કહ્યું, "પ્રાગજી ! બાદશાહી એ એક્કાઓ અગણિત સૈનિકો સાથે આપણી પાછળ લાગ્યા છે, એ તો આ ન હોય ?"

"એમ જ લાગે છે, રાજસાહેબ !" પ્રાગજી ઊંડા વિચારમાં ઊતરી પડ્યો હતો.

"હરકત નહિ, એમને પણ આવવા દો; આજે આખરી દાવ ખેલી લઈએ."

"નહિ, મારા માલિક, નહિ. ગમે તેમ તો પણ અસંખ્ય માણસો સામે ટક્કર ઝીલવી એ જાણી જોઈને મોતના ડાચામાં પડવા જેવું છે. આપ અત્યારે તો આપણા માણસો સાથે અહીંથી નાસી જાવ. જીવતા નર ભદ્રા પામશે !"

"અને તું ?" માનસિંહજીની નજર વધુ ને વધુ નજીક આવતા સૈન્ય ઉપર ઠરી રહી હતી.

"મારી ચિંતા ન કરશો. તમને નાસવાનો વખત મળે ત્યાંસુધી હું શત્રુઓને અહીં જ રોકી રાખીશ. હું જીવતો હઇશ ત્યાં સુધી તો દુશ્મનો અહીંથી આગળ નહિ વધી શકે !"

માલિકને ખાતર પોતાનો પ્રાણ ન્યોછાવર કરવાને તત્પર થનાર આ સ્વામિભક્ત સેવક તરફ **માનસિંહજીએ** એક ભાવભીની નજર ફેંકી, પોતાના સાથીઓને ઈશારો કર્યો, અને પોતાના અશ્વને એડી મારી. અનેક આફતોનો અનુભવી એ અશ્વ વીજળીવેગે ત્યાંથી ઉપડ્યો. **માનસિંહના** માણસોએ પણ તેનું અનુકરણ કર્યું.

**'જીવતો પકડી લાવો!'**

**માનસિંહજી** સાથે લડતા દુશ્મનોએ જોયું કે પોતાનો શિકાર છટકી જાય છે! તેઓ તેની પાછળ પડ્યા.

પરંતુ **પ્રાગજી** તેમને એક ડગલું પણ આગળ વધવા દે તેવો નહોતો. એકલા પંડે તે તેમનો માર્ગ રોકીને પોતાની તરવારનું પારખું કરાવવા લાગ્યો.

એટલામાં ધુળના ગોટેગોટમાં ઘેરાયલી અફાટ બાદશાહી ફોજ ત્યાં આવી લાગી. **પ્રાગજી** એ ફોજની સામે ધસ્યો.

"હા હા હા હા!" દુશ્મનો ખડખડાટ હસી પડ્યા, "કોઈ મૂર્ખનો સરદાર લાગે છે!" તેમને લાગ્યું કે ઘંટીના બે પડની વચ્ચે દાણો પીસાઈ જાય તેમ આ રજપૂત પણ બંને સેના વચ્ચે અટવાઈને છુંદાઈ જશે!

પરંતુ એમનું એ હાસ્ય ગ્લાનિમાં ફેરવાઈ ગયું. **પ્રાગજીનો** ઘોડો ધસમસતો ફોજની સામે ધસતો હોય તેમ થોડે સુધી જઈને પછી આડે રસ્તે ફાટ્યો અને દુશ્મનો ચેત–સાવધ બને તે પહેલાં તો તીરની માફક ઊડતો ઝાડી પાછળ અદ્રશ્ય થઈ ગયો.

બાદશાહી ફોજ આવી પહોંચી. ત્યાં પોતાનાં જ માણસોને લોહીથી રંગાયેલા અને ઉઘાડી તલવાર સાથે લડતા જોઈ ફોજના ઉપરી એક્કાની છાતી ગર્વથી ફૂલાઈ ગઈ. તેણે જયઘોષણા કરી. આખી ફોજે એને આનંદપૂર્વક ઝીલી.

"નામવર, એક ઘડી પહેલાં જ આપ જો આવી પહોંચ્યા હોત…

"તો ?"

"એ બહારવટિયો વગર મહેનતે પકડાઈ જાત."

"અને હવે ?" એક્કો અકળાવા લાગ્યો.

"હવે તો એનો પત્તો જ મળવો મુશ્કેલ."

"પણ તમે એને જવા જ કેમ દીધો ! નામર્દ નહિ તો !" એક્કાએ એ સાચી ખબર આપનારને શિરપાવ (!) આપ્યો.

લથડતી જીભે મોગલ સૈનિકોએ માનસિંહજીનો ભેટો પોતે કેવી રીત કર્યો. કેવી રીતે એ શિકાર પોતાના હાથમાંથી છટકી ગયો, અને એનો એક સાથી છેવટની ઘડીએ કેવી રીતે પોતાને હાથતાળી આપી-ને નાસી ગયો, એ બધી હકીકત જણાવી. એક્કો ધુંવાકું‌વા થવા લાગ્યો. નામર્દ, ડરપોક. એવાં એવાં કંઈ કંઈ વિશેષણો કહીને તેણે મોગલ સિપાઈઓ ઉપર પોતાનો ક્રોધ ઠાલવ્યો.

"ઠીક છે. એ મગતરું નાસી નાસીને પણ ક્યાં જવાનું છે ? આટલામાં જ પકડાઈ જશે. સિપાઈઓ, તમે ચચ્ચારની ટુકડીમાં વહેંચાઈ જાઓ, અને આ ફરતા મુલકની તસુએ તસુ જમીનને ખુંદી વળો. એ બહારવટિયો જ્યાં હોય ત્યાંથી એને જીવતો પકડી લાવો. એને પકડનારને બાદશાહ સલામત સોનામહોરો અને જવાહરથી લાદી દેશે."

ફોજ નવજવાનોની નજર આગળ સોનામહોરથી ભરેલી કોથળીઓ અને ઝવેરાતથી ભરેલા થાળ તરવા લાગ્યા. એ ઇનામ મેળવીને પોતાની મીઠી માશૂકની દેહલતાને શણગારવાના સૌને કોડ જાગ્યા, અને આખી ફોજ જુદીજુદી દિશામાં વેરાઈ ગઈ.

વિક્રમ સંવત ૧૫૭૯માં હળવદના રાજ રાણાજીના મૃત્યુ પછી તેનો પુત્ર માનસિંહજી ગાદીએ બેઠો. પોતાના પિતાનું વેર વાળવા માટે દસાડા ઉપર ચઢાઈ કરીને તેણે ત્યાંના મહેમુબક્ષના

દીકરાને માર્યો. અમદાવાદનો બાદશાહ બહાદૂરશાહ આ ખબર જાણી કોપ્યો. તેણે પોતાની જંગી ફોજ મોકલી અને માનસિંહજી પાસેથી હળવદ છીનવી લીધું. માનસિંહજી કચ્છમાં ગયા, પોતાના નામ ઉપરથી "માનકૂવા" ગામ વસાવ્યું, બાદશાહ સામે બહારવટું ખેડવાનો સંકલ્પ કર્યો અને છેક વીરમગામ સુધીના બાદશાહી હકુમતવાળા કેટલાક પ્રદેશને તેણે ખેદાનમેદાન કરી નાખ્યો.

આ બહારવટિયાના વિજયથી બાદશાહ ઊંચોનીચો થવા લાગ્યો. એને જીવતો પકડી લાવવા માટે તેણે ઇનામો જાહેર કર્યાં અને છૂટી છવાઈ ટુકડીથી કંઈ કામયાબી ન થતાં થાકીને તેણે પોતાના બે એક્કાઓને મોટી ફોજ સાથે માનસિંહજીનો પરાજય કરવા મોકલ્યા.

**વેળા-ફરતી છાંયડી**

"અરરરર! બિચારો ઘોડો પરપોટાની પેઠે ફાટી પડ્યો! આ અસવાર પણ કેવો નગુણો છે કે મોઢામાંથી ફીણ નીકળી પડે અને શરીરમાંથી શ્વાસ ઊડી જાય ત્યાં સુધી આ અવાક જનાવરને દોડાવ્યા જ કર્યું?" ખેતરમાં ઉગેલો મોલ વાઢતા એક મજૂરના મુખમાંથી અરેરાટી નીકળી ગઈ.

"રામરામ! કેવો દેવનાઈ ઘોડો છે!" બીજો મજૂર અશ્વના મૃતદેહને નીરખી રહ્યો.

"અરે, પણ આ સવારની પોતાના ઘોડા માટેની મમતા તો જુઓ! એની આંખો આંસુથી છલકાઈ જાય છે!"

બધા મજુરોની નજર એ સવાર તરફ ખેંચાઈ.

"કોણ રાજ માનસિંહજી! હળવદના ધણી! અત્યારે આ દશામાં?" મજૂરે હાથમાનું દાતરડું દૂર ફેંકી દીધું. હડી કાઢીને તે ખેતરથી દૂર રસ્તા ઉપર ઘોડો ફસડાઈ પડ્યો હતો ત્યાં આવ્યો અને સવારના પગમાં પડ્યો.

"ઊઠ ભાઈ! હું હુળવદનો ધણી તો ખરો, પરંતુ હાલમાં તારા કરતાં પણ મારી બૂરી દશા છે. મારી સાથેના માણસો પણ જીવ બચાવવા આડા અવળા નાસી છૂટયા, અત્યારે તો ધરતીમાતા પણ મને સંઘરે તેમ નથી." રાજા **માન**સિંહજીએ પોતાના પવનવેગી પરંતુ અત્યારે નિષ્પ્રાણ થઈ પડેલા અશ્વ તરફ જોઈ ઊંડો નિસાસો નાખ્યો.

"હોય, એ તો વેળા કરતી છાંયડી છે! ધીરજ રાખો. પ્રભુ સારા વાનાં કરશે!" એક વૃદ્ધ મજૂરે આશ્વાસન આપવા માંડ્યું.

"ધીરજ? ભાઇ, ધીરજ શી રીતે રાખું? અત્યારે તો મારો જીવ ચપટીમાં છે. બાદશાહી ફોજ મારી પાછળ પડી છે. ઘડી બે ઘડીમાં તે અહીં આગળ આવી લાગશે. તેના હાથમાંથી છટકવાનું એક માત્ર સાધન–આ અશ્વ પણ હું ગુમાવી બેઠો. હવે બચવાની એકે બારી નથી!"

"બાપુ! બેઅદબી માફ કરજો. અમે તો હલકી વરણ ગણાઈએ, પણ આપદકાળમાં એ બધું જોવા ન બેસાય. ફોજ ચાલી જાય ત્યાંસુધી અમારા ખોરડામાં તમને છુપાવી રાખીએ તો?"

"તો બીજું તો કંઈ નહિ, પરંતુ બાદશાહી એક્કાને ખબર પડી તો તમારાં ખોરડાં ચુંથી નાખશે, આખો વાસ પાડીને પાદર કરી નાંખશે. મારે લીધે તમારાં બૈરીછોકરાં રઝળતાં થઈ જશે......"

"હરકત નહિ, રાજસાહેબ, તમારા જેવા રાજવીની અણમોલ જિંદગી બચાવવા માટે અમે ફના થઈ જઈએ તો ય હરકત નહિ. કહેવાય છે ને કે લાખો મરજો પણ લાખોના પાલનહાર ન મરજો!"

"ધન્ય છે તમને! ઢેડ જેવી પછાત કોમમાં પણ આટલી સ્વામીભક્તિ અને આવી પરોપકારવૃત્તિ હશે, એનો મને ખ્યાલ જ નહોતો; તમારી ઉદારતાથી હું ખૂબ પ્રસન્ન થાઉં છું ..."

" તો ચાલો, ઉતાવળા પગલે ગામ ભેગા થઈ જઈએ." ઢેડ આગળ પગલાં ભરવા લાગ્યો.

માનસિંહજીએ પાછળ જોયું. પોતે જે દિશામાંથી આવ્યો હતો એ દિશા તરફ મીટ માંડી. તે તરફથી સવારોનું ટોળું ધસમસ્યું આવતું હોય એવો આભાસ થયો. તેણે નિરાશામાં ડોકું ધુણાવ્યું.

" ભાઈ. જરા થોભી જા. જો, મારો કાળ આવી પહોંચ્યો છે. હવે ભાગી રહ્યા, ભાઈ!"

" એ વાલિયા! એમ વાતુ કર્યે દહાડા વળતો હશે! આ તારા કાકા પેલા તરકડા આવી પહોંચ્યા! ભેગો તું પણ હોમાઈ જાશ!" જુવાન ઢેડનું લોહી તપી આવ્યું.

વાલિયાએ—એ વૃદ્ધ ઢેડે ક્ષણમાત્રમાં વિચાર કરી લીધો. રાજસાહેબના માથા ઉપરથી પાઘડી ઉતારી લઈને તેને પોતાનું કાળિયું બાંધવા આપ્યું, અને એ પાઘડીને ભાતના સુંડલામાં છુપાવી દીધી.

એક નાના છોકરાના હાથમાંથી દાતરડું લઈને તેણે માનસિંહજીના હાથમાં મુક્યું.

માનસિંહ વિચારમાં પડ્યો. આ ડોસો શું કરવા માગે છે!

" ઝટ કામે વળગી જાઓ, રાજસાહેબ! બીજા મજૂરોની માફક તમે પણ મોલ વાઢવા મંડી જાવ. એક અક્ષર પણ ન ઉચ્ચારશો!"

વખતના માર્યા માનસિંહે ડોસાની આજ્ઞા અમલમાં મૂકી. મનમાંજ તે બબડવા લાગ્યો, 'કેવો વખત! જે હાથ તરવારથી શત્રુઓનાં માથા ઉડાવતા હતા એજ હાથને આજે દાતરડાથી મોલ વાઢવાનો વારો આવ્યો છે!'

વાલિયો વધુ સૂચના આપે કે બીજો કંઈ પ્રબંધ કરી શકે એ પહેલાં તો મોગલ ઘોડેસવારોની ટુકડી ત્યાં આવી પહોંચી.

આખા જગત ઉપર પોતાનું સામ્રાજ્ય ચાલતું હોય એવી

સત્તાના દોરથી એ ટુકડીના આગેવાને ત્રાડ મારી, "અબે ગંડૂ! ઇધર કોઇ અનજાના આદમી આયા હૈ?"

ઘોડેસવારનું ટોળું—તેમાં ય મોગલ સૈનિકો—રાજસત્તાના પ્રતિનિધિઓ, એટલે એના પ્રશ્નથી મજૂરો થથરી ઊઠયા.

એક દેહડી ખૂબ અધીરી બની. ઉતાવળમાં તેનાથી બોલી જવાયું, "હા, ભાઇશાબ, આ સામે ઊભો ઈ ક્યાંકથી આવેલો છે!"

સવારોના મુખ ઉપર આનંદ છવાયો. માનસિંહજીનું નૂર ઉડી ગયું. એમનું લોહી જાણે થીજી ગયું! પરંતુ મન ઉપર કાબૂ રાખીને એમણે તો દાતરડાથી યંત્રવતકાપવાનું ચાલુ રાખ્યું.

વાલિયાના પેટમાં ફાળ પડી. આ સ્ત્રીએ બધો ઘાણ બગાડી નાખ્યો. 'હવે માનસિંહ પકડાશે, એટલું જ નહિ, પરંતુ પોતાને અને ખેતરમાં કામ કરતા પોતાના બધાય જાતભાઇઓને બાદશાહીસૈનિકો મારી મારીને ખોખરા કરી નાખશે. અરે, બાદશાહના બહારવટિયાને આશરો આપવા માટે પોતાને ઘાણીએ ઘાલીને તેલ કાઢશે. એવા એવા કંઈ કંઈ વિચારો ક્ષણ માત્રમાં તેના મગજમાંથી પસાર થઇ ગયા, છતાં ય અનુભવથી રીઢા બનેલા એ વયોવૃદ્ધે વખત સાચવી લીધો.

**દેરની ઠેકડી**

હજી તો દેહડીના વચનોનો પૂરો અર્થ એ સરદારના સમજવામાં આવે—એ સરદાર કંઇ પણ આજ્ઞા ફરમાવે તે પહેલાં તો વાલિયાએ એકદમ એ દેયડીને જોસથી એક તમાચો ખેંચી કાઢયો, અને ક્રોધભર્યાં વચનો બોલ્યો, "રાંડ વેવલી! આ ટાણે પણ દેરની ઠેકડી! મશ્કરી કરી દેરનું માથું કપાવા ધાર્યું છે કે શું?"

ઠેકડી કરવા માટે પોતે પસ્તાતી હોય તેમ ઓશિયાળા મોઢે નીચું જોઇને તે બાઈ પગના અંગુઠાથી જમીન ખોતરવા લાગી.

"જમાદાર સાબ! આ બાયડી જરા બટકબોલી છે. એને મશ્કરી ઠઠ્ઠા કરવાની બહુ ટેવ છે. એના દિયરની એ બહુ મશ્કરી કરે છે, પછી ટાણું કટાણું કંઈ ન જુએ! અક્કલને ને એને બાર ગાઉનું છેટું છે!"

"હા હા હા હા!" મોગલ સૈનિકો એ સ્ત્રીને લાગેલા તમાચાથી અને એને 'કમઅક્કલ'ના મળેલા સરપાવથી ખુશ થઈ હસવા લાગ્યા.

સરદારે એ સ્ત્રીએ બતાવેલ મજૂર તરફ નજર કરી. મેલાં લુગડાં, માથે ટૂંકું ફાળીયું, નિરુત્સાહી મુખમુદ્રા અને મજૂરી કરતા હાથ—આ બધાં હળવદના રાજાનાં લક્ષણ ન હોય! તેણે મનમાં જ નિશ્ચય બાંધી લીધો.

દિવસોના દિવસો સુધી બહાર રખડવાને લીધે માનસિંહના કપડાં તદ્દન મેલાં અને અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં, તે અત્યારે આશીર્વાદરૂપ થઈ પડ્યાં.

"ક્યા તુમ સચ કહેતે હો!" સરદારે વધુ ખાતરી કરવા પ્રયાસ કર્યો.

"તમે કહો તેવા સોગંદ લઉં—મારી જાતના સોગન! જમાદાર સાહેબ! અમે તો જાતના ઢેડ, મહેનત મજૂરી કરી ખાઈએ, પણ ધરમ કદી ન છોડીએ, બાપલા!"

એ ઢેડની નમ્રતા, બોલવાની ઢાવકાઈ, તેણે લીધેલા સોગન અને છેવટે ઉચ્ચારેલો 'બાપલા' માનસૂચક શબ્દ એ સર્વની સરદાર ઉપર જાદુઈ અસર થઈ.એની રહી સહી શંકા પણ ઊડી ગઈ.

'ચલો, ચલો, ઈસ બાતમેં કુછ દમ નહિ!" સરદારે પોતાનો નિર્ણય જણાવ્યો, અને ઘોડાને ઉલટી દિશામાં વાળ્યો. તેના સેવકોએ પણ પોતાનાં ઘોડાં તેની પાછળ દોડાવી મુકયાં.

વાલિયાનો ચપટીમાં આવેલો જીવ હેઠો બેઠો.

જીવનદાતા

"શાબાશ વાલિયા! ધન્ય છે તારી સમયસૂચકતાને! ભલ-ભલા મુસદ્દી પણ ભાન ભૂલી જાય એવા વસમા વખતને તેં ખૂબી પૂર્વક જાળવી લીધો. તેં એ ખૂબી ન કરી હોત તો હું શત્રુના હાથમાં સપડાઈ જાત અને બાદશાહ મને તોપને ગોળે મારત, અથવા જીવતાં જ મારી ખાલ ઉતારી નાખત." માનસિંહજીએ અંતરના ઉદ્ગારો ઠાલવવા માંડ્યા.

"એ તો મારા ઠાકરનો પરતાપ, બાપલા! એ જ્યાં જુઓ ત્યાં હાજરાહજૂર છે. એ અંતરજામી મારા રૂદિયામાં જાગ્યા, દેવી શારદા મારી જીભે વસ્યાં, અને પાસો સવળો પડયો. બાકી એની મરજી વિના તો પાંદડું ય ક્યાં હાલે છે!"

"એ ખરું, પણ આજે તો તું જ મારો પ્રભુ–મારો જીવનદાતા બન્યો. તારા પ્રતાપે આજે હું નવા અવતારે જીવ્યો, તું ન હોત તો આજે હું હતો ન હતો થઈ જાત..." માનસિંહની આભારભરી આંખોમાં મોતી જેવાં અશ્રુબિંદુ દેખાયાં.

"રામ રામ કરો, બાપલા! એ તો તમારું પુણ્ય આડે આવ્યું એમ કહો. બાકી અમે તો પામર જીવ. વેઠવૈતરું કરીને પેટ ભરી ખાનારા......"

"એમ નહિ, કહો કે ખરા પરસેવાનો પૈસો ખાનારા. ભાઈ, તમે તો મને જીવતદાન આપ્યું, પણ હું અત્યારે તમને કંઈ આપી શકું એમ નથી. હળવદનો ધણી હોવા છતાં બાદશાહે મારો ગિરાસ ખૂંચવી લીધો છે, એટલે હમણાં તો હું રઝળતી દશામાં છું; પરંતુ પ્રભુકૃપાથી હું મારો ગિરાસ પાછો મેળવીશ ત્યારે તને–મને જીવતદાન આપનાર વાલિયાને હું નહિ જ ભૂલું, જીવતદાનનો બદલો તો જરૂર વાળી આપીશ."

એ આખો દિવસ માનસિંહે વાલિયાના ખેતરમાં જ ગાળ્યો. મજૂરજીવનનો આજે એને સાક્ષાત્કાર થયો.

સંધ્યાકાળ થવા આવી અને મજૂરો ઘર તરફ જવાની તૈયારી કરવા લાગ્યા.

શું કરવું ? ગામમાં જવું ! રખે ને 'વા વાતને લઈ જાય' તેમ પોતે અહીં છે એવી ચર્ચા ચાલે અને બાદશાહની મહેરબાની મેળવવાનો લાલચુ કોઇ આદમી બાદશાહના માણસો પાસે વાત ફોડી દે તો ! તો તો ઉલમાંથી ચુલમાં પડવા જેવું થાય. **વા**લિયો તો પોતાના જીવને જાખમે પણ તેને ગામમાં લઈ જવા તત્પર થયો હતો પરંતુ એમ મીઠા ઝાડનાં મૂળ કઢાય ? પોતાને લીધે બિચારો **વા**લિયો ભયમાં આવી પડે તે શા કામનું ?

આમ અનેક જાતની ભાંજગડ તેના મનમાં ઊભા થવા લાગી અને એની મૂંઝવણ વધતી ગઇ. **વા**લિયો પોતાની સાથે આવવા તેને વધુ આગ્રહ કરી રહ્યો હતો. એટલામાં એક ઘોડેસવાર મારતે ઘોડે એ ખેતરના શેઢા આગળથી પસાર થયો.

'આ તો મારો **પ્રા**ગજી !'' રાજસાહેબના મુખમાંથી હર્ષભરી ચીસ નીકળી પડી.

ઘોડેસવારે એ ચીસ સાંભળી. પોતાના માલિકનો અવાજ ઓળખ્યો, અને તેણે અશ્વને થંભાવી દીધો.

"આ શું ? મારા માલિક મજૂરના વેષમાં ?" **પ્રા**ગજીએ ઘોડા ઉપરથી છલાંગ મારી અને **મા**નસિંહજીને પ્રણામ કર્યા.

"એ મજૂર વેષનો જ રૂડો પ્રતાપ ! એને લીધે તો મારો જીવ બચ્યો, અને એ જીવતદાનના નિમિત્ત બનનાર આ ભાઈ !" રાજસાહેબે **વા**લિયા તરફ આંગળી ચીંધી.

**રાજસાહેબે પ્રા**ગજીને બધી હકીકત ટૂંકામાં કહી સંભળાવી. **પ્રા**ગજીએ **વા**લિયાને ધન્યવાદ આપ્યા.

"ચાલો, ઇશ્વર જે કરે તે સારા માટે. હવે પળનો વિલંબ

કરવામાં સાર નથી. ઇનામની લાલચે તમને જીવતા પકડવા માટે બાદશાહી માણસો ચોમેર તીડની માફક ઉભરાઇ રહ્યા છે, એટલે અહીં રોકાવામાં પૂરું જોખમ છે." **પ્રાગજી**એ મહત્વની સૂચના કરી.

"તો આપ કહો તો ગામમાં જઇ ઘોડું લઇ આવું." **વાલિયો** વખત વર્તી ગયો.

"અત્યારે એવા એઠમલિયા ઘોડાનું કામ નહીં, ભાઇ! મારો ઘોડો થાકેલો છે, છતાંય એ સવારોને ઉપાડી જશે એમાં જરાય વાંધો નહિ આવે." **પ્રાગજી**એ પોતાના ઘોડાની પીઠ થાબડી. પોતાના માલિકની પ્રશંસાની કદર કરતો હોય તેમ ઘોડાએ હણહણાટી કરી.

**વાલિયા** તરફ આભાર ભરી નજર ફેંકીને **માનસિંહ** કૂદ્યો, અને અશ્વ ઉપર આરુઢ થયો. **પ્રાગજી**એ પણ એજ અશ્વ ઉપર પોતાની બેઠક જમાવી. અશ્વ પવનવેગે ત્યાંથી ઉપડ્યો. **વાલિયો** અને તેની સાથેના મજૂરો એ ઘોડાની તેજીથી તાજુબ થયા.

શત્રુઓ પોતાને પકડી પાડે તે પહેલાં તો **માનસિંહજી** સહી સલામત **માનકુવે** પહોંચી ગયા.

*

ત્યાર પછી તો બહારવટું બહુ ચાલ્યું. બેગમ એ બહાદુરીભર્યા બહારવટા પર આફરીન બની. છેવટે બેગમની ઇચ્છાને માન આપીને બાદશાહે બહારવટું પાર પાડ્યું, અને **માનસિંહજી**ને **હ**ળવદની ગાદી પાછી સોંપી.

દુઃખમાંથી સુખ મળતાં ઘણી વાર મનુષ્યો આગલી વાતોને ભૂલી જાય છે. પરંતુ **વાલીયા**ને પોતે આપેલું વચન **માન**-સિંહજી નજર ભૂલી ગયા. તેણે પોતાના જીવનનું મૂલ્ય બરાબર આંક્યું. અણીના વખતે પોતાને જીવતદાન આપનાર એ **વાલયા** ઢેડને તેણે **ચ**રાડી નામનું ગામ ઇનામમાં આપ્યું હતું, જે આજે પણ **ઢેડ** **ચ**રાડી તરીકે ઓળખાય છે, અને જીવનના મોંઘા મૂલ્યની પ્રતીતિ કરાવે છે!

# સૂચિપત્ર

[ ઓક્ટોબર : ૧૯૪૧ ]



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ.

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

## સુંદર નવલિકાઓ, નાટકો ને કાવ્યસંગ્રહ

૭૭ ગુલદાર ૩-૦-૦
૭૮ દેવદાસ ૧-૦-૦
૭૯ શરદબાબુની બાળ વાતો ૧-૮-૦
૮૦ વેણીનાં ફૂલ [મેઘાણી] ૦-૮-૦
૮૧ કિલ્લોલ ૦-૮-૦
૮૨ પ્રગતિશીલ જાપાન ૧-૦-૦
૮૩ નિરંજન [મેઘાણી] ૨-૦-૦
૮૪ સોરઠ, તારાં વહેતાં પાણી ,, ૨-૮-૦
૮૫ કંકાવટી :
,, મંડળ પહેલું ૦-૧૨-૦
૮૬ ,, બીજું ૦-૧૪-૦
૮૭ અપરાધી ,, ૨-૮-૦
૮૮ માળજાળાં ,, ૧-૦-૦
૮૯ રાણો પ્રતાપ ,, (નવી આવૃત્તિ) ૧-૮-૦
૯૦ એક તારો ,, (ભજનસંગ્રહ) ૧-૦-૦
૯૧ વેવિશાળ ,, ૧-૪-૦
૯૨ ચૂંદડી ભા. પહેલો ૦-૧૦-૦
૯૩ ,, બીજો ,, ૦-૧૨-૦
૯૪ લોક સાહિત્ય ,, ૨-૦-૦
૯૫ રસધાર ભાગ ત્રીજો ,, ૨-૦-૦
૯૬ રઢિયાળી રાત ,, ભાગ બીજો છપાય છે
૯૭ હરીન્દ્રનાં બે નાટકો ૦-૧૦-૦
૯૮ કર્મભૂમિ ભાગ ૧ [સચિત્ર] ૨-૦-૦
૯૯ કર્મભૂમિ ભાગ ૨ ૨-૮-૦
૧૦૦ સંગીતમાર્ગદર્શિકા ૦-૬-૦
૧૦૧ સંગીતવિનોદ ૦-૧૦-૦
૧૦૨ વિદ્યાર્થી અને યુવકોને ૦-૪-૦
૧૦૩ સાચું જીવન [ટૉલ્સ્ટૉય] ૦-૧૦-૦

### રાષ્ટ્રીય સાહિત્ય

૧૦૪ મોહાવેરો ભા. ૧-૨ ૦-૬-૦
૧૦૫-૬ રંગદ્વેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન] બે ભાગમાં [સચિત્ર] ૫-૦-૦
૧૦૭-૧૧૦ આખરી ફેંસલો ભા. ૧-૨-૩-૪
પાકું પૂંઠું [મહાત્માજી] ૬-૪-૦
કાચું પૂંઠું ૫-૦-૦
૧૧૧ સંપૂર્ણ દારૂનિષેધ,, ૦-૮-૦
૧૧૨ હરિજન ભાગવત ,, પાકું ૧-૦-૦
૧૧૩ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગુજરાતનું ગ્રંથસ્થ વાઙ્મય

૧૭૦ સંસ્કૃતિનાં વ્હેણ ૧-૧૨-૦
૧૭૧ સ્વૈરવિહાર ભાગ બીજો ૧-૪-૦
[રા. વિ. પાઠક]
૧૭૨ શેષનાં કાવ્યો ,, ૨-૦-૦
૧૭૩ વિવેચના ૨-૮-૦
[વિ. ત્રિવેદી]
૧૭૪ અર્ચન : કાવ્ય-સંગ્રહ ૨-૦-૦
૧૭૫ મહાસભાના પ્રમુખો ૧-૦-૦
૧૭૬ સ્વપ્નની છાયા ૧-૪-૦
૧૭૭ ઝુમણું (જોષાણી) ૦-૧૨-૦
૧૭૮ બાલવાડી [ભો૦ દીવેટિયા] ૦-૮-૦
૧૭૯ નવરંગી બાળકો,, ૦-૪-૦
૧૮૦ આ. કલેકટર ,, ૨-૮-૦
૧૮૧ રાસમાલિની ૧-૪-૦
૧૮૨ રૂપાની ગાય [નાટકો] ૦-૮-૦
૧૮૩ માથાનું દાન ,, ૦-૮-૦
૧૮૪ દિલારામ [અનુ૦ માણેકલાલ જોશી] ૧-૮-૦
૧૮૫ પ્રેમળ જ્યોતિ ૧-૮-૦
૧૮૬ પ્રલયમૂર્તિ [શ્રી. મોહનલાલ ધામી] પાકું પૂઠું ૧-૧૨-૦
૧૮૭ કાળની ચક્કી ,, ૧-૦-૦
૧૮૮ પરિચારિકા ૧-૪-૦
૧૮૯ જીવનસંગીત : સચિત્ર [ડૉ. હરિપ્રસાદ દેશાઇ] ૨-૦-૦
૧૯૦ ખોવાયેલા તારા [ખાકુભાઈ દેશાઈ] ૧-૮-૦
૧૯૧ દેવકથાઓ ૦-૬-૦
૧૯૨ નર્મદનું ગદ્ય મંદિર ૨-૮-૦
૧૯૩ ગુજરાતનું પાટનગર [રત્નમણિરાવ ભીમરાવ ચિત્ર સહિત] ૬-૦-૦
૧૯૪ નર્મદનું મંદિર-પદ્ય ૧-૮-૦
૧૯૫ ખંભાતનો ઈતિહાસ ૪-૮-૦
૧૯૬ ૩૩-૩૪નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૯૭ ૩૪-૩૫નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૯૮ ૩૫નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૯૯ જૌહર [ધીરજલાલ ધ. શાહ] ૦-૬-૦
૨૦૦ હિંદનાં વિદ્યાપીઠો [રતિલાલ ત્રિવેદી] ૧-૮-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

# શ્રી મેઘાણીના ગ્રંથો

**નિરંજન** : જેનાથી શ્રી મેઘાણીના વિરોધીઓ પણ તાજુબી પામ્યા : એ કોલેજજીવન, આજનાં યુવક–યુવતી અને પ્રોફેસરનાં જીવનને વાચા આપતી નવલકથા. નવી આવૃત્તિ ૨–૦–૦

**સોરઠ, તારાં વહેતાં પાણી** : સોરઠની જવાંમર્દી ભરી ગઈ કાલની સાચે સાચી ઘટનાઓ ઉપર વણાયેલી નવલકથા. નવી આવૃત્તિ ૨–૮–૦

**અપરાધી** : આ તે ભાષાંતર કે નવી નવલકથા? એક મહાન અંગ્રેજી નવલકથાનું આદર્શ રૂપાંતર ૨–૮–૦

**વેવિશાળ** : એક નાના એવા પ્રસંગને ચર્ચતી અતિ સુંદર નવલકથા. દરેક પાત્ર જાણે તમારું પરિચિત જ છે. ૧–૪–૦

**કિલ્લોલ** : બાલભોગ્ય ગીતોનો સંગ્રહ. ૦–૮–૦

**શાહજહાં** : શ્રી દ્વિજેન્દ્રલાલ રોયનાં સર્વાંગસુંદર નાટકનો અનુવાદ. ૧–૦–૦

**કંકાવટી** : ૧–૨ સ્ત્રીઓ માટે વ્રતસાહિત્ય. ૧–૧૦–૦

**વેણીનાં ફુલ** : કન્યાઓ માટેનાં ગીતો. ૦–૮–૦

**લોકસાહિત્ય** : [ ધરતીનું ધાવણ ] લોકસાહિત્યની તલસ્પર્શી સમીક્ષા કરતો સુંદર ગ્રંથ. કિં. ૨–૦–૦

**ચુંદડી** [ લગ્નગીતોનો સંગ્રહ ] ૦–૧૦–૦

**એકતારો** : ભજનની પદ્ધતિનાં ગીતો ૧–૦–૦

**રઢિયાળી રાત** ભાગ બીજો છપાય છે

**રઢિયાળી રાત** : ભાગ ચોથો ,,

**સોરઠી બહારવટિયા પહેલો** ,,

**રાણો પ્રતાપ** દ્વિજેંદ્રલાલરાય અનુ. મેઘાણી ૧–૮–૦

[ પાંચમી આવૃત્તિ ]

**રસધાર ભાગ ત્રીજો** (મેઘાણી) ત્રીજી આવૃત્તિ ૨–૦–૦

●

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો : અમદાવાદ

# વિદ્યાર્થી વાચનમાળા

**ભારતવર્ષના સંત-મહંતો અને દેશનેતાઓનાં જીવનો**
**રજુ કરતી સુપ્રસિદ્ધ ૨૦૦ પુસ્તકોની ગ્રંથમાળા**

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, અમદાવાદ.

| પ્રથમ શ્રેણી<br>૨-૭-૦ [સચિત્ર] | બીજી શ્રેણી<br>૧-૮-૦ | ત્રીજી શ્રેણી<br>૧-૮-૦ |
|---|---|---|
| ૧ શ્રી રામ | ૨૧ આદ્યકવિ વાલ્મીકિ | ૪૧ મહામુનિ વશિષ્ઠ |
| ૨ શ્રી કૃષ્ણ | ૨૨ મુનિરાજ અગસ્ત્ય | ૪૨ સતી મદાલસા |
| ૩ ભગવાન બુદ્ધ | ૨૩ શકુન્તલા | ૪૩ રાજકુમાર ધ્રુવ |
| ૪ ભગવાન મહાવીર | ૨૪ દાનેશ્વરી કર્ણ | ૪૪ સતી સાવિત્રી |
| ૫ વીર હનુમાન | ૨૫ મહારથી અર્જુન | ૪૫ દ્રૌપદી |
| ૬ ભડવીર ભીષ્મ | ૨૬ વીર અભિમન્યુ | ૪૬ વીર વિક્રમ |
| ૭ સતી દમયંતી | ૨૭ સત્યવાદી હરિશ્ચંદ્ર | ૪૭ રાજા ભોજ |
| ૮ કચ-દેવયાની | ૨૮ ભક્ત પ્રહ્લાદ | ૪૮ કવિ કાલીદાસ |
| ૯ સમ્રાટ અશોક | ૨૯ પિતૃભક્ત શ્રવણ | ૪૯ વીર દુર્ગાદાસ |
| ૧૦ ચક્રવર્તી ચંદ્રગુપ્ત | ૩૦ ચેલૈયો | ૫૦ મહારાણા પ્રતાપ |
| ૧૧ રાજા ભર્તૃહરિ | ૩૧ મહાત્મા તુલસીદાસ | ૫૧ સિક્કીમનો સપૂત |
| ૧૨ સંત તુકારામ | ૩૨ ગોપીચંદ | ૫૨ દાનવીર જગડુ |
| ૧૩ ભક્ત સૂરદાસ | ૩૩ સતિ પદ્મિની | ૫૩ સિદ્ધરાજ જયસિંહ |
| ૧૪ નરસિંહ મહેતા | ૩૪ સ્વામી રામકૃષ્ણ પરમહંસ | ૫૪ જગતશેઠ |
| ૧૫ મીરાંબાઈ | ૩૫ સ્વામી વિવેકાનંદ | ૫૫ પંડિત મોતીલાલજી |
| ૧૬ શ્રી સહજાનંદ સ્વામી | ૩૬ સ્વામી રામતીર્થ | ૫૬ સર જગદીશચંદ્ર બોઝ |
| ૧૭ શ્રી દયાનંદ સરસ્વતી | ૩૭ શ્રીમદ્ રાજચંદ્ર | ૫૭ શ્રી અરવિંદ ઘોષ |
| ૧૮ લોકમાન્ય ટિળક | ૩૮ પંડિત મદનમોહન માલવીય | ૫૮ વીર વિઠ્ઠલભાઈ |
| ૧૯ મહાત્મા ગાંધી | ૩૯ સરદાર વલ્લભભાઇ | ૫૯ પ્રો. ધોન્ડો કેશવ કર્વે |
| ૨૦ શ્રી રવીન્દ્રનાથ ઠાકુર | ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ | ૬૦ શ્રી એનીબેસન્ટ |

| સાતમી શ્રેણી<br>૧—૮—૦ | આઠમી શ્રેણી<br>૧—૮—૦ | નવમી શ્રેણી<br>૮—૦ |
|---|---|---|
| ૧૨૧ શ્રી ઋષભદેવ | ૧૪૧ ગુરુ દત્તાત્રય | ૧૬૧ શ્રી જ્ઞાનદેવ |
| ૧૨૨ ગોરક્ષનાથ | ૧૪૨ ઉદયન–વત્સરાજ | ૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર |
| ૧૨૩ વીર કુણાલ | ૧૪૩ મહાત્મા આનંદઘન | ૧૬૩ ઉપા. યશોવિજયજી |
| ૧૨૪ અકબરશાહ | ૧૪૪ વસ્તુપાલ–તેજપાલ | ૧૬૪ વીર બાલાજી |
| ૧૨૫ મહામંત્રી મુંજાલ | ૧૪૫ સામળભટ્ટ | ૧૬૫ નાના ફડનવીસ |
| ૧૨૬ કવિ દયારામ | ૧૪૬ કવિ નર્મદ | ૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલ રોય |
| ૧૨૭ જયકૃષ્ણ ઈંદ્રજી | ૧૪૭ વીર સાવરકર | ૧૬૭ રાજારામમોહનરાય |
| ૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ | ૧૪૮ જમશેદજી ટાટા | ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર |
| ૧૨૯ મહાવીરપ્રસાદદ્વિવેદી | ૧૪૯ કવિ કલાપી | ૧૬૯ પં. વિષ્ણુદિગંબર |
| ૧૩૦ મહાકવિ નાનાલાલ | ૧૫૦ પ્રો. સી. વી. રામન | ૧૭૦ શ્રીરામાનંદચેટરજી |
| ૧૩૧ પ્રો. રામમૂર્તિ | ૧૫૧ શાહસોદાગર જમાલ | ૧૭૧ ભગવાનલાલ ઈન્દ્રજી |
| ૧૩૨ અબ્દુલગફારખાન | ૧૫૨ શિલોંગ | ૧૭૨ શ્રી પ્રફુલચન્દ્ર રોય |
| ૧૩૩ સોરઠી સંતો | ૧૫૩ શ્રીમતી કસ્તુરબા | ૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ |
| ૧૩૪ નેપાલ | ૧૫૪ દાર્જીલીંગ | ૧૭૪ શ્રીરાજગોપાલાચારી |
| ૧૩૫ મહાબળેશ્વર | ૧૫૫ ઉટાકામંડ | ૧૭૫ પાવાગઢ |
| ૧૩૬ અમરનાથ | ૧૫૬ જગન્નાથપુરી | ૧૭૬ રામેશ્વર |
| ૧૩૭ બદ્રિકેદારનાથ | ૧૫૭ કાશી | ૧૭૭ તારંગા |
| ૧૩૮ કલકત્તા | ૧૫૮ જયપુર | ૧૭૮ મુંબઈ |
| ૧૩૯ પાટણ | ૧૫૯ હૈદ્રાબાદ | ૧૭૯ આગ્રા |
| ૧૪૦ અનુપમ ઈલુરા | ૧૬૦ કાવેરીના જળધોધ | ૧૮૦ અજંટાની ગુફાઓ |

**દશમી શ્રેણી [સચિત્ર] ૨—૦—૦**

| | | |
|---|---|---|
| ૧૮૧ શ્રી એકનાથ | ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ | ૧૯૫ શત્રુંજય |
| ૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર | ૧૮૯ સંતકવિ પઢિયાર | ૧૯૬ ગોમટેશ્વર |
| | ૧૯૦ ચિત્રકાર રવિવર્મા | |
| ૧૮૩ અશો જરથુસ્ત | ૧૯૧ શ્રી શરદબાબુ | ૧૯૭ અમદાવાદ |
| ૧૮૪ અહલ્યાબાઈ | ૧૯૨ સોરઠના બહારવટિયા | ૧૯૮ લખનૌ |
| ૧૮૫ ડો. અન્સારી | | ૧૯૯ વડોદરા |
| ૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત | ૧૯૩ મોતીભાઈ અમીન | |
| ૧૮૭ વિજયાલક્ષ્મી પંડિત | ૧૯૪ આબુ | ૨૦૦ ગીરનાં જંગલો |